# સંપાદકીય

આચાર્ય કૃપાલાનીના લેખોનો આ સંગ્રહ ગુજરાતી વાચક આગળ મૂકતાં આનંદ થાય છે. ઈ. સ. ૧૯૩૪ના પ્રારંભમાં બિહારમાં ભૂકંપના સંકટનિવારણ વખતે આચાર્યજી જોડે કામ કરતો હતો, ત્યારે ભાઈ જેઠાલાલ ગાંધીએ આચાર્યજીના કેટલાક લેખો તેમને ગુજરાતીમાં વાંચી સંભળાવી, સુધરાવી લેવા માટે મને મોકલ્યા હતા. તે લેખો તો એક બીજા સંગ્રહમાં લેવાના હતા. પણ ત્યારનો ભાઈ જેઠાલાલનો સંકલ્પ હતો કે, આચાર્યજીના લેખોનો સ્વતંત્ર સંગ્રહ પણ બહાર પાડવો. અને એમણે મને સૂચવ્યું કે, એ સંગ્રહનું સંપાદન મારે કરી આપવું, ને આચાર્યજીએ એને અનુમોદન આપ્યું. આ માન મને આપવા માટે, ખરેખર, હું એમનો આભારી છું.

આ સંગ્રહના કામની મુખ્ય માથાકૂટ ને મહેનત ભાઈ જેઠાલાલની જ છે. જહેમત ઉઠાવીને એમણે અનેક સ્થળોએથી આની સામગ્રી એકઠી કરી છે. એમાંના પ્રારંભના એક ખંડની ને થોડીક છેલ્લા ખંડની સામગ્રી બાદ કરતાં, બીજું બધું સાહિત્ય મૂળ અંગ્રેજીમાં હતું. તે બધાને તેમણે અનેક સ્નાતક-મિત્રોમાં વહેંચી નાંખી ગુજરાતી કરાવી લીધું હતું. ઉપરાંત, આ૦ કૃપાલાનીને પણ એમણે નિરાંતે બેસવા નથી દીવા. લેખોના તગાદા કરી કરીને તેમની પાસે પણ કેટલુંય કામ કઢાવ્યું છે. જેમ કે, બીજા ખંડનો ૧ લો ને મહત્ત્વનો લેખ આચાર્યજી પાસેથી, આ સંગ્રહ નિમિત્તે જ, કઢાવવામાં આવ્યો છે.

પણ આ ઉપરથી વાચક એમ ન માની બેસે કે, કૃપાલાનીજીએ પોતાના વિદ્યાર્થીઓને કરેલી વાતો કે તેમણે આપેલાં વ્યાખ્યાનો બધાં જ આ સંગ્રહમાં આવી જાય છે. વિદ્યાપીઠની એમની કેટલીય વાતચીતો તથા ચર્ચાઓની નોંધો મળી નથી; મળી છે તે પ્રસિદ્ધ કરવા જેવા રૂપમાં નથી મળી. કેટલુંક તો તેમના શ્રોતાઓની સ્મૃતિમાં જ શેષ રહેલું છે—નોંધ ક્યાંય નથી. છતાં ભાઈ જેઠાલાલે મળ્યું તેટલું સંઘરીને આ સંગ્રહને શણગારવાની પૂરી સામગ્રી સજવામાં કશી મણા રાખી નથી. અને એમ બધું તૈયાર કરીને એમણે મારા હાથમાં મૂક્યું. મારે તે બધું સાહિત્ય વ્યવસ્થિત કરી ગોઠવવાનું તો હતું જ. પણ, ખાસ તો એ હતું કે, અનેક હાથે થયેલા અનુવાદો એક નજર તળે કરી જઈ, શક્ય હોય એટલું તેમાં એકરાગીપણું આણવું. અનુવાદ કરનારાને ખબર છે કે, કોઈનો કરેલો અનુવાદ સુધારવો એ પોતે નવેસર કરવા કરતાં અટપટું ને વખત ખાનારું કામ છે; અને છતાં પરિણામ અસાદાજનક નય આવે. મારા તરફથી એટલું જ કહું કે, એ કામમાં મેં મારું બનતું કર્યું છે, ને તે આ સંગ્રહમાં વાયકને જોવા મળશે; અને એમાં રહેલા દોષો માટે હું જ જવાબદાર ગણાઉં.

આચાર્યજીની ભાષા ને શૈલી ભણેલાને માટે ખાસ કરીને હોય છે. સામાન્ય આમજનતાને તેમના લખાણની પરિભાષા સમજવી કદાચ કઠણ પડે. અંગ્રેજીમાં જ જો આમ છે, તો તેને ગુજરાતીમાં ઉતારવાનું તો તેથીય કઠણ હોય જ. તેમાંય, આપણી ભાષા રાજકારણની ઝીણી ચર્ચાઓ માટે ખેડાયેલી ન ગણાય; જ્યારે કૃપાલાનીજીનાં આ લખાણોનો ઠીકઠીક ભાગ એવી ચર્ચાઓનો છે. છતાં એ શુષ્ક પંડિતાઈ કે તત્ત્વનું ટૂંપણું નથી. જે ચર્ચાઓમાં છે તે આજે આપણી રાજકીય વિચારસૃષ્ટિમાં તરવરી રહેલા જીવંત પ્રશ્નોની છે. તેથી તેનો રસ જીવંત છે. એટલે એ સમજવામાં મુશ્કેલી નહિ પડે એ ખરું. છતાં ભાષામાં ઉતારતાં અઘરું પડ્યું છે એ મારે કબૂલ કરવું જોઈએ. સામાન્ય વાચકને, તે તે વિષયમાં જો રસ હશે તો, ભાષાને વાંકે વેઠવું ન પડે, એટલી કાળજી રાખવા મેં પ્રયત્ન કર્યો છે.

સંગ્રહની ઉપયોગિતા વિષે, હું માનું છું, કાંઈ કહેવાની જરૂર નથી. પૂ. ગાંધીજી એમના 'બે બોલ'માં જે કહે છે એ આ સંગ્રહની મુખ્ય ને પૂરેપૂરી સિફારશ છે. આજ આપણે ત્યાં, સમજ્યે કે વગર સમજ્યે છતાં, સમાજવાદ, સામ્યવાદ, અને સંહતિવાદ-(fascism)ની વાતો પાર વગરની થાય છે. જો ઉંમર કાંઈક વાચન કે વિચારનું માપ હોય તો, જેમનાં વાચનવિચાર બિલકુલ બાલિશ કહેવાય તેઓ પણ આ વાદોમાંથી એકાદનું લેબલ પોતા માટે લેવા લલચાય એવી ફેશનેબલ એ વિષેની વાતો થઈ પડી છે. તેવે વખતે સાચા વિદ્યાર્થીને તથા દરેક પ્રજાજનને પણ, આપણા રાષ્ટ્રજીવનના આ સંધિકાળમાં, આ પુસ્તક ઉપયોગી, વિચારપ્રેરક, અને ગંભીર સાવચેતી આપનારું નીવડશે. આચાર્યજી એક ઉત્તમ અધ્યાપક છે. પોતાના નિવેદનમાં કહે છે એમ, દરેક વાતને બુદ્ધિગ્રાહ્ય બનાવવામાં માનનાર છે ને તે માટે કોશિશ કરે છે. આ પુસ્તકની અંદર એ ન્યાયે એમણે ચર્ચા કરી છે. ૯

તો સત્યના જિજ્ઞાસુને ને વિદ્યાર્થીને એ અદ્વિતીય મદદ મળશે. દરેક એના વાંચનારને એ વિચાર કરતો કરે એવી તીવ્રતાથી ને કુશાગ્રતાથી એમણે એમાં ચર્ચા કરી છે.

આચાર્યજીનું ઓળખાણ તો ગુજરાતને આપવાનું હોય નહિ. ગુજરાતે જ તેમને 'આચાર્ય' પદ આપ્યું છે, ને તે ઇલ્કાબ હિંદે આજ તો અપનાવ્યો છે. બાકી, એમની ઉત્તમ ઓળખ તો આ એમનું પુસ્તક જ છે ને તે જ હવે વાચકને સોંપું છું.

અંતે, આવા મહત્ત્વના પુસ્તકને વિષયસૂચિ તો જોઈએ. તે કામ ભાઈ ત્રિભુવનદાસ લુહારે ઉપાડી લઈ સંપાદનની એક મોટી ચિંતા દૂર કરી છે તેની નોંધ લેવી ઘટે.

ગુજરાત વિદ્યાપીઠ
૭, ૧૨, '૩૭

મગનભાઈ દેસાઈ

# બે બોલ

આચાર્ય કૃપાલાનીની વિચારશૈલીમાં અને એમની કલમમાં કંઈક નોખાપણું છે, એ તુરત કળાઈ જાય છે. એને જાણનાર તુરત કહી દેશે કે, અમુક લખાણ એમનું જ છે. આ છાપ આ સંગ્રહ વાંચતાં મારી ઉપર પડી છે.

જ્યારે દેશમાં અનેક જાતના નવા વિચારોનો પ્રચાર થઈ રહ્યો છે, ત્યારે આ સંગ્રહ અભ્યાસીને પોતાની પસંદગી કરવામાં ઠીક મદદગાર થઈ પડવાનો સંભવ છે. ૧૯૨૦ની સાલમાં મહાસભાએ જે કાર્યક્રમ સ્વીકાર્યો તે આજ પણ સ્વતંત્રતા મેળવવા સારુ '૨૦માં હતો તેટલો જ ઉપયોગી છે, એ આ૦ કૃપાલાનીએ સારી રીતે બતાવ્યું છે.

ગાંધીવાદ જેવી કશી વસ્તુ નથી એ આ૦ કૃપાલાનીનું કથન બરોબર છે. સત્યનો આગ્રહ સનાતન વસ્તુ છે. તેનું ચિંતવન કરતાં અહિંસારૂપી રત્ન જડ્યું ને અહિંસાના પ્રયોગમાંથી '૨૦નો કાર્યક્રમ નીકળ્યો. તે વિના સ્વતંત્રતા મેળવવી એ ફોતરાં ખાંડવા બરોબર છે.

૨૭-૧૧-'૩૭ }
સેગાંવ, વર્ધા }

મો૦ ક૦ ગાંધી

# કૃપાલાનીજીનું નિવેદન

આ લેખોનો સંગ્રહ, ગુજરાત વિદ્યાપીઠના મારા જૂના વિદ્યાર્થીઓની, ને તેમાં ખાસ કરીને શ્રી. જેઠાલાલ ગાંધીની, ખંતથી કરેલી મહેનતનું ફળ છે. શરૂઆતમાં ચર્ચેલા વિષયોનું વૈવિધ્ય શિક્ષકો અને વિદ્યાર્થીઓના અનેકવિધ રસનું દ્યોતક છે. વિદ્યાપીઠમાં જ્ઞાન સ્વતંત્રરૂપે અપાતું: સંકુચિત ગચ્છોની વાડાબંધી ત્યાં નહોતી. કોઈ પણ મત કે સંસ્થા એવી ખાસ નહોતી મનાતી કે જે બૌદ્ધિક અન્વેષણથી પર ગણાવી જોઈએ. એમ મનાતું હતું કે, વિશ્વવિદ્યાલય જેવી સંસ્થામાં, કોઈ પણ મત બુદ્ધિગ્રાહ્ય બને ત્યારે જ સ્વીકાર પામી શકે, એટલે દરેક મતે તેની બુદ્ધિગ્રાહ્યતા સિદ્ધ કરવી જોઈએ. આથી કરીને, સહજ રીતે, અમે જે વિષયોની ચર્ચા કરતા તે અનેક અને બહુવિધ હોતા.

લેખનકળા મને આવડતી નથી. તેને માટે મારી પાસે નૈસર્ગિક શક્તિ નથી; ન મેં તે કેળવી પણ છે. એટલે, આ સંગ્રહમાં લેખનપદ્ધતિ દોષિત લાગશે; પણ તેનું વસ્તુ તો કદાચ વધારે તેવું લાગે. કોઈ મૌલિક વિચાર રજૂ કર્યાનો મારો દાવો

નથી. કોઈ નવીન ફિલસૂફી કે જીવનપદ્ધતિ મેં ખોળી કાઢી નથી. લેખોમાં વ્યક્ત કરેલા અભિપ્રાયો પ્રકટ ડહાપણ કે જ્ઞાનનો દાવો નથી ધરાવતા. તે તો, જિંદગીમાં આમ તેમથી છૂટક એકઠા કરેલા જ્ઞાનના (કે કદાચ અજ્ઞાનનાય હોય) તરંગો ફેંકી દીધેલા છે, એમ કહો.

સામાન્ય માણસ, સાધારણ રીતે, છપાયેલ લખાણ તરફ અમુક ખાસ વિશેષતાથી જુએ છે. છપાયેલ લખાણની મનુષ્યબુદ્ધિ પર થતી આવી અસરમાં ચતુર માણસો પણ સપડાય છે. આ સંગ્રહના વાચકોને આવા પ્રકારની અસરથી બચવા હું ચેતવું છું.

'સ્ત્રી' વિષય પરના મારા નિબંધનાં પ્રૂફ વાંચી એક બહેને મને લખ્યું કે સ્ત્રીજાતને અન્યાય કર્યાનો મેં અપરાધ કર્યો છે. ઉત્તરમાં મેં એમને જણાવ્યું કે, અંતિમ સત્ય શોધી કાઢયાનો મારો દાવો નથી. મેં જે લખ્યું છે તે બધું સાવ રદ્દી પણ હોય. અંતિમ સત્ય શોધવાનું કામ ધર્મના પેગંબરો અને એમના ઝનૂની અનુયાયીઓ ભલે કરતા રહે. પણ આજના જમાનામાં ધર્મના પેગંબરોનું માન ઘટયું છે; તો અંતિમ સત્યની શોધ ખુશીથી શાસ્ત્રીય સમાજવાદીને માથે પણ મુકાય. આ નાનકડું જગત અને આખો માનવઇતિહાસ તથા માનવ-સંસ્થાઓ, અને સ્વાતંત્ર્યનો ફાંકો રાખતું તોફાની ને તરંગી એવું મનુષ્યનું મન એ પણ, આ શાસ્ત્રીય સમાજવાદીને મન, એક વિશાળ પ્રયોગશાળા માત્ર છે, કે જેમાં માનવજગતના બનાવોના પ્રવાહનો આવશ્યક અને અંકાઈ ચૂકેલો માર્ગ શોધવાનો છે. હું નથી જૂના જમાનાનો પેગમ્બર, કે નથી આજના યુગમાં એની જગા લે એવો શાસ્ત્રીય સમાજવાદી. એટલે મારા બધા મતો પ્રયોગથી તપાસનારના જેવા ગણાવા જોઈએ. હું એમ માનનારો છું કે, દરેક વ્યક્તિ કે સમૂહે સત્યની શોધ જાતે પોતે કરવાની હોય છેઃ

બીજાનો અનુભવ કે લખાણ આવી શોધનાં પ્રેરક માત્ર થઈ શકે. દરેક વ્યક્તિને પોતાનો આત્મા હોય છે. તેમ જ જો સમૂહ એક આગંતુક ટોળા જેવો ન હોય તો તેવા દરેક સમૂહને પણ આત્મા હોય છે. આની ખોળ પોતાનો સ્વધર્મ શોધ્યે જ બની શકે. ગીતાના શબ્દમાં કહું તો, પોતાના મૂળ સ્વભાવને અનુરૂપ એવા સ્વધર્મ દ્વારા જ તે સાધી શકાય. સત્યની શોધ માટે આથી બીજો રાજમાર્ગ મને દેખાતો નથી. આ પુસ્તક જો વિચાર અને શોધને પ્રેરનારું નીવડે તો તેનો સંગ્રહ કરવામાં તથા તેનું સંપાદન કરવામાં જે પ્રેમ રેડાયો છે તેનો પૂરતો બદલો મળશે.

આ પ્રસંગે હું ગુજરાત વિદ્યાપીઠના મારા બધા વિદ્યાર્થીઓનો, ને ખાસ કરીને શ્રી. જેઠાલાલનો, આભાર માનવાની તક લઉં છું કે, તેમણે મને લેખકપણું અર્પ્યું છે; બાકી મારામાં તો લેખક થવાની નથી શક્તિ કે નથી કુદરતી બુદ્ધિ.

૨૨-૧૧-'૩૭<br>સ્વરાજ ભવન,<br>અલ્હાબાદ

જીવતરામ કૃપાલાની

૧૧. ખાદી અને યંત્રાદ્યોગવાદ ... ... ... ૨૬૦
૧૨. ખાદીમાં સમાજવાદ ... ... ... ૨૬૭
૧૩. ખાદી વિષે કેટલીક ભ્રમણાઓ ... ... ૨૭૨
૧૪. રેંટિયાના અવેજ ... ... ... ૨૭૬
૧૫. સ્વદેશી અને ગૃહઉદ્યોગો ... ... ... ૨૮૦
૧૬. રાજકારણ અને અધ્યાત્મ ... ... ... ૨૮૭
૧૭. મહાસભા અને કોમી સંસ્થાઓ ... ... ૨૯૪

ખંડ ૪ થો : પ્રકીર્ણ

૧. સ્નાતકોને સંદેશો ... ... ... ૩૦૧
૨. તમારું કાર્ય ... ... ... ૩૧૦
૩. ગુજરાતીઓને ... ... ... ૩૧૫
૪. રાષ્ટ્રીય કેળવણી એટલે શું? ... ... ૩૨૪
૫. રાષ્ટ્રીય કેળવણી શા માટે? ... ... ૩૨૯
૬. ગૂજરાત વિનયમંદિર ... ... ૩૩૨
૭. કેળવણીમાં ઉદ્યોગ ... ... ૩૩૬
૮. કડડભૂસ થતું સામ્રાજ્ય ... ... ૩૩૮
૯. આકાશનાં ફૂલ ને પૃથ્વીના તારા ... ... ૩૪૩
૧૦. જૂના દોસ્ત ... ... ... ૩૪૯
૧૧. ગુરુવર રાયને ... ... ... ૩૫૨
૧૨. રાષ્ટ્રવિધાયક મેઝિની ... ... ... ૩૫૬
૧૩. લોકમાન્ય સંવત્સરી ... ... ... ૩૬૧
૧૪. વિશાળ દૃષ્ટિ ... ... ... ૩૬૪
૧૫. સલ્તનતની ખોટ ... ... ... ૩૬૬
૧૬. કવિ અને પયગંબર ... ... ૩૬૯
૧૭. ગાંધીજીની રાજકારણમાંથી નિવૃત્તિ ... ... ૩૮૩
૧૮. ગાંધીજીનું પહેલું દર્શન ... ... ... ૩૯૧
વિષયસૂચિ ... ... ... ... ૪૦૧

# ૧. ગીતા વિષે વ્યાખ્યાનો *

## પ્રાસ્તાવિક

હું ગીતા ઉપર વ્યાખ્યાનો આપું, એમ ગૂજરાત વિદ્યાપીઠના મારા વિદ્યાર્થીઓએ કરેલા આગ્રહને પરિણામે આ વ્યાખ્યાનો અપાયાં હતાં. આવા ગંભીર વિષય ઉપર વ્યાખ્યાન આપવાને માટે પૂરતું જ્ઞાન કે જરૂરી આધ્યાત્મિક અનુભવ મારી પાસે નથી એવી હકીકતનું તેમની આગળ કાંઈ વળ્યું નહિ; મારે તેમના પ્રેમાગ્રહને વશ થવું જ પડ્યું. અને તે વખતે મને એવી આશંકા પણ નહોતી કે એ વ્યાખ્યાનો શાળાના ઓરડાની બહાર જશે. જો એ મેં પહેલેથી જાણ્યું હોત,

* વ્યાખ્યાનમાળા શરૂ થઈ પણ પૂરી થઈ શકેલી નહિ. પણ વિદ્યાર્થીઓએ આ વ્યાખ્યાનોની નોંધ રાખવા પ્રયત્ન કરેલો. પરંતુ વ્યાખ્યાનના રસમાં તણાઈ જઈ કોઈ પૂરેપૂરું તે ન કરી શક્યું. છતાં તેવી એકબે નોંધો પરથી આ ભાગ તૈયાર કરવામાં આવ્યો છે. પહેલા વ્યાખ્યાનની નોંધ ખોવાઈ જવાથી બીજી એક નોંધમાંથી જે છૂટાછવાયા વિચારોના ફકરા મળી આવ્યા તે, માત્ર વિચારસંકલના પૂરી થાય તે માટે, ઉતારવામાં આવ્યા છે. અને આ પ્રાસ્તાવિક ખંડ આ૦ કૃપાલાનીજી પાસે ખાસ માગણી કરીને હમણાં મેળવ્યો છે તે છે. દરેક ખંડને અંતે તારીખ પણ નોંધી છે.

—સંપાદક

તો, કોઈ અસાધારણ શક્તિવાળો કે આત્માનુભવી જ જેને પૂરો ન્યાય આપી શકે એવું તે કામ હાથમાં લેતાં જરૂર અટક્યો હોત.

હું સંસ્કૃત ભાષા જાણતો નથી. ગીતા સાથેનો મારો પરિચય અંગ્રેજી ભાષાંતરો તથા તે ભાષામાં લખાયેલી કે અનુવાદિત થયેલી ટીકાઓ મારફતે જ છે. તે ગ્રંથની શૈલી સાદી તથા સહેલી છે. તેના વિચારો પણ હિંદુમાનસને પરિચિત છે. છતાં તેને સમજવામાં મુશ્કેલી ઊભી થાય છે જ. જુદા જુદા વિરોધી સિદ્ધાંતો, દર્શનો અને આધ્યાત્મિક અનુભવોનો સમન્વય કરવા જતાં, તે ઘણી જગ્યાએ તાર્કિક દૃષ્ટિએ અસંગત થયેલી દેખાય છે. શ્લોકો દ્વારા થયેલું વિવરણ પણ વચ્ચે તૂટતું રહે છે. ઘણી બાબતો, જે મૂળ અધિકારી (અર્જુન) ને જાણીતી હતી, તે વાચકને પણ જાણીતી છે, એમ માની લેવામાં આવ્યું છે. તેથી સામાન્ય જિજ્ઞાસુને કોઈક જાતની ટીકાની આવશ્યકતા રહે છે જ, અને તેવી પ્રાચીન તેમ જ અર્વાચીન ટીકાઓનો તોટો પણ નથી.

પ્રાચીન ટીકાઓ વાચકના મન પર તેમના કર્તાઓનાં વિપુલ જ્ઞાન અને પાંડિત્યની છાપ પાડે છે, પરંતુ આજના જમાનાના માણસને તેમાં રસ નથી આવતો. તેઓમાં શાસ્ત્રપાંડિત્યની સાથે મધ્ય-યુગીન તાર્કિક ગૂંથણાં અને વાક્યોને મચડવાપણું સારી પેઠે ભળેલાં છે. હાલના કરતાં તે વખતે શાસ્ત્રપ્રામાણ્યને વધારે મહત્ત્વ અપાતું. અને કોઈ વ્યક્તિ, ભલે ને ગમે તેટલી મહાન કેમ ન હો, તોપણ, જ્યાં સુધી તેના અભિપ્રાયો ઉપર લોકમાન્ય શાસ્ત્રોના પ્રામાણ્યની છાપ ન હોય, ત્યાં સુધી તેમને તે વખતના સ્થિતિચુસ્ત લોકો સ્વીકારવા કબૂલ થતા નહિ. પ્રાચીન ટીકાકારો પાસે પ્રથમથી વિચારી રાખેલા પોતાના દાર્શનિક ને આધ્યાત્મિક સિદ્ધાંતો હતા; અને તેમને તેઓ હિંદુધર્મ અને તત્ત્વજ્ઞાનમાં વધારેમાં વધારે પ્રામાણ્ય-વાળા ગ્રંથનો ટેકો આપવા માગતા. નવા સિદ્ધાંતોને તેમાં રજૂ

ચયેલા વિચારો સાથે મેળ ખાવો જ જોઈએ. અને ગુરુઓ તથા આચાર્યોને પોતાની વાક્યો મચડવાની શક્તિને ગીતા બહુ અનુકૂળ માલૂમ પડી. તેમાં કર્મ, જ્ઞાન અને ભક્તિ એમ ત્રણે ઉપર જુદે જુદે ક્રમે ભાર મૂકેલો હતો. તેમાંના કેટલાક ભાગો દ્વૈતવાદી સિદ્ધાંતો પ્રતિપાદિત કરતા લાગે છે; બીજા કેટલાક અમુક જાતનું વિશિષ્ટાદ્વૈત રજૂ કરે છે; અને કેટલાક વળી કટ્ટર અદ્વૈતવાદી છે. તેમાં રજૂ કરેલા સિદ્ધાંતો ચાલતી આવેલી નીતિવ્યવસ્થા કે જૂનાં ધોરણોને, દેખવામાં તો, ઉકતા નહોતા; પરંતુ તેનો આંતરિક ભાવ તો સ્થિતિચુસ્ત નહોતો, પણ ક્રાંતિકારક હતો. આ બધા પ્રવાહો અને આંતરપ્રવાહોનો સમન્વય કરી તેમને સુસંગત રીતે એક ભાવમાં વણી લેવા એ બહુ મુશ્કેલ કામ છે; અને તેમ કરવા માટે ટીકાકારે પહેલેથી બાંધી લીધેલા પોતાના બધા ખ્યાલો, સિદ્ધાંતો અને આંશિક આધ્યાત્મિક અનુભવોનો પણ ત્યાગ કરવો જોઈએ. એમ કરવામાં મોટે ભાગે જૂના ટીકાકારો નિષ્ફળ નીવડ્યા છે.

આમ જો પ્રાચીન ટીકાકારો સંતોષ નથી આપતા, તો નવા તો વળી વધુ અસંતોષકારક છે. નવી ટીકાઓને કોઈ ખાસ દાર્શનિક સિદ્ધાંતનો વળગાટ નથી હોતો. તેમાંની ઘણી પાછળ પ્રાચીન આચાર્યોનો આંશિક આધ્યાત્મિક અનુભવ પણ નથી હોતો. પરંતુ તેમના ઉપર પશ્ચિમની વ્યવહારદક્ષ લૌકિક પ્રવૃત્તિ અને કાર્યશક્તિની છાપ પડેલી હોય છે. આજ પશ્ચિમ દાર્શનિક તર્કો પાછળ દોડતું નથી. તે કામ તેણે વિદ્યાપીઠોને સોંપી મૂક્યું છે. તેથી તેને આધ્યાત્મિક કે ગૂઢ અનુભવોની પરવા નથી. તેની ઉપર તો વ્યાવહારિક, રાજકીય અને સામાજિક સુધારણાનું સામ્રાજ્ય પ્રવર્તે છે. એટલે, વિચાર અને મૂલ્યાંકનમાં પશ્ચિમનું અનુકરણ કરનારો આધુનિક ટીકાકાર ગીતામાં કર્મની ફિલસૂફીનો આધાર શોધે છે; અને તે કર્મ પણ તેમાં ઉપદેશેલું કર્મ (એટલે કે, કર્મયોગ) નહિ, પણ રાજકીય, રાષ્ટ્રીય, સામાજિક કે પરોપકારનું અને માનવતાનું કર્મ. તે ટીકાકારો એ જૂના

પ્રાચીન, આધ્યાત્મિક શાસ્ત્રમાં આધુનિક લૌકિક અને વ્યવહારોપયોગી અર્થો શોધવા પ્રયત્ન કરે છે. અને તે એટલે સુધી કે, તેમાંના કેટલાક તો ગીતાને હમેશ સાથે રાખવા જેવી રાજકીય ફિલસૂફીની પોથી માને છે. કેટલીક વાર તો ગીતા કૌટિલ્ય–નીતિને માન્ય રાખે છે એમ માનવામાં આવે છે. કેટલાકને મતે તો, તે રાજકીય ખૂન અને હત્યાને મંજૂર રાખે છે, તેમ જ તેને પુણ્યકાર્ય ઠરાવે છે.

મેં દરેક સાધુસંન્યાસીના હાથમાં ગીતા જોઈ છે. બધા બૌદ્ધિક જ્ઞાનનો અને પ્રવૃત્તિનો ઉવટનો ત્યાગ કરવા છતાં તે પુસ્તક તેમની પાસે હોય છે. તેમને તેમાંથી કેવળ રાજકીય, સામાજિક અને માનવતાના કાર્યની ફિલસૂફી કરતાં કાંઈક અધિક ને વધારે ઊંડુ મળતું હોવું જોઈએ. એ તો ચોક્કસ કે તેમાંથી અતિ ગહન આધ્યાત્મિક માર્ગદર્શન અને આશ્વાસન મળતાં હોવાં જોઈએ. તેથી આધુનિક ટીકાઓ પ્રાચીન કરતાં વધુ ક્લિષ્ટ લાગે છે. પ્રાચીનો કાંઈ નહિ તો એટલું તો નહોતા ભૂલ્યા કે આ ગ્રંથ જગતના ધર્મગ્રંથોમાંનો એક છે. એટલે, સિદ્ધાંતોની બાબતોમાં તેઓ ગમે તેટલું ભૂલ્યા હશે, પણ તેમને તેનાં મૂળતત્ત્વો તેમ જ ગીતાકારના સાચા આશયની તો પાકી સમજ હતી.

આ આશયની અટલ છાપ ગીતાના શ્લોકે શ્લોક ઉપર છે; અને તે તેને પાને પાને દેખાય છે. તે આશય છે અધ્યાત્મજીવન અને આત્મદર્શન. ગીતામાં જો કાંઈ ઊણપ હોય તો તે ઊલટી આ છે કે, તે કદાચ સામુદાયિક, રાજકીય અને સામાજિક વ્યવહારનો ભોમિયો ન હોય. જો કોઈ માણસ તેમાં પોતાના સામાજિક, રાજકીય અને નાગરિક ધર્મો અને હકોનું વિવરણ શોધવા જશે, તો તેને તેમાંથી કશું કીમતી કે કશું સ્પષ્ટ પણ નહિ મળે. એ માટે તેમાં જે એક જ સૂચના આપેલી છે તે એ કે, તે તે યુગના જે ઉત્તમોત્તમ આદર્શો તે તે વખતનાં શાસ્ત્રોમાંથી નીતરતા મળે તે

અનુસાર, કે તે યુગના મહાન પુરુષોના આચરણમાંથી જે તારવી શકાય તે અનુસાર વર્તવું. આ ઉપરાંત તેને કશું કહેવાનું નથી. તેનો સિદ્ધાંત મુખ્યત્વે અને પ્રધાનપણે વ્યક્તિની મુક્તિ કે આત્મ-દર્શનનો છે. સામાજિક બાબતોમાં તે કદી તે વખતની નીતિવ્યવસ્થા બાબત શંકા કે પ્રશ્ન પણ કરતી દેખાતી નથી. તે બાબતમાં એ પ્રાચીન વર્ણાશ્રમવ્યવસ્થા માને છે. કદાચ તે એનો આંતરિક કે આધ્યાત્મિક અર્થ કરી બતાવશે; પરંતુ, તેની નજરે, સામાજિક કે રાજકીય સર્વોચ્ચ આચરણ તો શાસ્ત્રવિહિત જ હોઈ શકે. દાખલા તરીકે, ધર્મયુદ્ધમાં લડવાની ક્ષત્રિયની ફરજ બાબત ગીતાને શંકા જ નથી: ક્ષત્રિયની તો મોટામાં મોટી ફરજ છે. એ ચોક્કસ થયા પછી ગીતા સામે પ્રશ્ન આવે તે એ કે, ધર્મયુદ્ધમાં યોદ્ધો આ બાહ્ય ક્રૂર કર્મ એવી કઈ રીતે કરી શકે કે જેથી તેના વ્યક્તિગત જીવન કે આત્મા ઉપર તેની કશી માઠી અસર ન થાય. પરંપરાથી ચાલતાં આવેલાં સામાજિક કે રાજકીય નીતિવ્યવસ્થા તજ્યા વિના, એ એવી કઈ રીતે કર્મ કરી શકે, કે જેથી તેનાં આધ્યાત્મિક જીવન-વિકાસ અને મુક્તિ અબાધિત રહે. કોઈ પણ બાહ્ય વ્યવહાર તો ઓછેવત્તે અંશે સામુદાયિક વ્યવહાર જ હોવાનો; તે તો તે યુગના સર્વોચ્ચ આદર્શોને અનુસરીને જ હોવો જોઈએ.

બીજો વિચાર જોઈએ તો, કેવળ બાહ્ય આચરણ મુમુક્ષુ માટે ભાગ્યે જ પૂરતું હોય છે. જો તે માત્ર તેને જ વળગી રહે, તો તો તેનું જીવન માત્ર અસ્થિર પદાર્થોમાં જ, દ્વંદ્વોમાં, અને આજે સાચી છે અને કાલે વળી નહિ એવી ચલ નીતિમાં જ વ્યતીત થાય. તે માત્ર સાત્ત્વિક રાજસિક વ્યક્તિ તરીકે ગુણોની મર્યાદામાં જ રમતો રહે; એટલે તેનું કર્મ સારું, નૈતિક અને પ્રશંસા-પાત્ર હોઈ શકે, પરંતુ તેને આધ્યાત્મિક કર્મ ન કહી શકાય. તે તેને કર્મચક્રની બહાર ન કાઢી શકે. તે સમયની પ્રચલિત પરિભાષામાં કહીએ તો, તે જન્મમરણની ગાંઠ ન છેદી શકે., ગીતા મુમુક્ષુના

સર્વોત્તમ બાહ્ય વ્યવહારને ક્ષુબ્ધ કર્યા વિના, તેને આધ્યાત્મિક જીવનનો એવો આંતરિક માર્ગ બતાવે છે, કે જે વડે તે અંતરની શાંતિ, સ્થિરતા અને સામ્ય પ્રાપ્ત કરી શકે. અને તેથી એને, પોતાના યુગના સર્વોચ્ચ આદર્શો અને પ્રચલિત સર્વોત્તમ નીતિ-વ્યવસ્થાનો વાંધો પાડ્યા વિના (એમ કરવું એ નીતિમર્યાદાથી દોરાતા સામાન્ય મનુષ્યોને માટે તો ગૂંચવણમાં નાખનારું જ થાય), કર્મને નિહાળવાની ને કરવાની એક નવી જ ભૂમિકા મળે છે. આમ પ્રચલિત નીતિવ્યવસ્થા સાથે તેને લોકસંગ્રહના હેતુથી બાંધી રાખી, તે તેને તેની પોતાની અંદર વધારેમાં વધારે સ્વતંત્રતા આપે છે.

મેં જણાવ્યું કે, ગીતાએ શાસ્ત્રોને તે વખતની પ્રચલિત અને માન્ય નીતિવ્યવસ્થાના સર્વોત્તમ પ્રતીકરૂપે સ્વીકાર્યાં છે. તે સમય રાજકીય દૃષ્ટિએ સંક્ષુબ્ધ હતો, પરંતુ ક્રાંતિકારી નહોતો. જૂનાં ધારાધોરણો અને તેમાં લોકોનો વિશ્વાસ કાયમ હતાં. કુરુક્ષેત્રમાં વિરોધી પક્ષોમાં એક વસ્તુ સામાન્ય હતીઃ તે બંને પ્રચલિત નીતિવ્યવસ્થામાં માનતા હતા. તે સમયે મોટો રાજકીય વિપ્લવ થયો હતો, પરંતુ જૂનાં ધારાધોરણોને ઉથલાવી નાખનાર સામાજિક ક્રાંતિ નહોતી. ઉત્તમોત્તમ નૈતિક આચરણ કયું તે લોકો જાણતા હતા અને માનતા હતા. એટલે સમાજ અને નીતિવ્યવસ્થાના મૂળ પાયા વિષે કાંઈ પ્રશ્ન ઊઠયો નહોતો. તેથી ગીતા સામાન્ય સ્થિતિ વેળાએ જ સામાજિક કે સામુદાયિક આચરણનો ભોમિયો થઈ શકે.

માનવ ઇતિહાસનો આધુનિક ક્રાંતિકારી યુગ ત્યારથી વધારે મોટી ગૂંચવણો અને જટિલતાઓ-વાળો છે. આજે તો સમાજ અને પ્રચલિત તમામ નીતિવ્યવસ્થાના મૂળની બાબતમાં જ શંકાઓ અને પ્રશ્નો ઉપસ્થિત થયાં છે; નવા સામાજિક ધર્મો અને ફરજો ઊભાં થયાં છે; જૂની નીતિવ્યવસ્થા માનવચિત્તની સર્વોત્તમ કૃતિ

મનાતી નથી. ગાંધીજી અને બીજા શાંતિવાદીઓને મન, ક્ષત્રિયનું ધર્મયુદ્ધ પણ નૈતિક નહિ પણ નીતિવિરુદ્ધ અને વખોડી કાઢવા લાયક આચરણ લાગે છે. આ તો મેં એક જ દાખલો આપ્યો; પણ એવા તો સેંકડો પ્રસંગો છે, કે જ્યારે જૂની નીતિવ્યવસ્થા આપણને મદદ કરવાને બદલે નિરાશ કરે છે અને મુશ્કેલીઓનો નિવેડો લાવી આપવાને બદલે ઊલટી વધારે છે. આવે પ્રસંગે ગીતા આપણને આપણા રોજના સામાજિક કે રાજકીય વ્યવહારમાં મદદ કરી શકે? તે આપણા સામુદાયિક, રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય વ્યવહારો ઉપર કાંઈ પ્રકાશ પાડી શકે? આ પ્રશ્નના મારા ઉત્તરથી, આપણા પૂર્વજોને બધા પ્રશ્નો ખ્યાલમાં હતા અને તેમણે શાસ્ત્રમાં તે દરેક માટે માર્ગદર્શન કરી મૂકયાં છે, એવું માનનારા જૂનવાણી લોકોને, કદાચ, આઘાત પહોંચશે; પણ મારે કબૂલ કરવું જોઈએ કે, મને ગીતાનાં પાનાંમાંથી તે બાબતો ઉપર કશો પ્રકાશ મળતો નથી. પ્રત્યક્ષ વ્યવહારમાં શું સાચું છે, અને કઈ વસ્તુ સમુદાયને હિતકર થશે, કે વ્યક્તિ તરીકે મારી પોતા પ્રત્યેની ફરજોનો સમુદાય પ્રત્યેની મારી ફરજ સાથે શી રીતે હું મેળ બેસારી શકું— તેના ઉકેલ માટે કશું માર્ગસૂચન તે મને આપતી નથી. અને બાહ્ય સામુદાયિક આચરણનો સર્વોત્તમ આદર્શ હું કયાં ખોળવાનો હતો ! શાસ્ત્રો તો તે નથી આપી શકતાં, કારણ કે તેઓને આજના પ્રશ્નો કલ્પનામાં જ નહોતા. અને યુગના મહાપુરુષોનો વ્યવહાર પણ પરસ્પરવિરોધી અને ભિન્ન હોય છે.

આમ છતાં, પોતાની સામે રાખેલા કોઈ પણ બાહ્ય આદર્શમાં વિશ્વાસ રાખી, માણસ ગીતાની ભાવનાથી કામ કરે અને એ રીતે વૈયક્તિક સામ્ય, સ્થિરતા અને શાંતિ પ્રાપ્ત કરી શકે. પરંતુ સમાજ અને જગતનું શું? જૂના જમાનાના સંન્યાસીઓની ફિલસૂફીનો આશરો લઈ, તે કંઈ એમ ન કહી શકે કે, આ બધી બાહ્ય પ્રવૃત્તિ એ માયા છે. એવો ઉકેલ તો ગીતાના ઉપદેશ અને

તેની મૂળ ભાવનાને અનુસરતો નહિ કહેવાય; કારણ કે, તે બાહ્ય કર્મનું વિધાન કરે છે અને તે બંધ નહિ પણ ચાલુ રહે એમ ઇચ્છે છે; ભલે પછી બીજા કોઈ કારણસર નહિ, તો લોકસંગ્રહને અર્થે અને અજ્ઞાનીઓને નિયંત્રણમાં રાખવાને અર્થે. તો પછી વ્યક્તિ આ બાહ્ય વ્યવહાર માટે દોરવણી ક્યાંથી મેળવે? એવી કોઈ દોરવણી ( ગીતામાં ) આપવામાં આવી નથી એમ કબૂલ કરવું જોઈએ.

બાહ્ય વ્યવહારના વિધિનિષેધોનું ધોરણ શાસ્ત્ર પર છોડી દઈ, ગીતા આંતરિક શાંતિ, સ્થિરતા અને સામ્યનો ઉપદેશ આપે છે. એ સામ્ય પ્રાપ્ત કરવા માટે તે વિવિધ પ્રક્રિયા બતાવે છે. કર્મયોગી માટે નિષ્કામ કર્મનો માર્ગ છે. તેણે પોતાનું કર્મ યજ્ઞ તરીકે કરવાનું છે; અને એ યજ્ઞ પણ વિકાસશીલ હોવો જોઈએ; જેથી અંતે યજ્ઞકર્તા, યજ્ઞની વસ્તુ અને યજ્ઞકર્મ બધાં એક બ્રહ્મરૂપ થઈ જાય. જ્ઞાનીને માટે ગીતાએ અહંનો વધુ ને વધુ ક્ષય કરતા જવાનો માર્ગ બતાવ્યો છે, જેથી અંતે તે જોઈ શકે કે, પ્રકૃતિના ગુણો જ ગુણોમાં કામ કરી રહ્યા છે અને મૂર્ખ જ એમ માને છે કે પોતે જાતે કર્મ કરે છે. અથવા એ સામ્ય ભક્તિ વડે ઉત્તરોત્તર પ્રાપ્ત કરવાનું હોય છે, જેથી અંતે ભક્ત એમ જોઈ શકે કે, તેની પોતાની એવી કશી ઇચ્છા કે તેનો પોતાનો એવો કશો ધર્મ બાકી રહ્યાં નથી; તે બધા ધર્મોનો ત્યાગ કરી પોતાના ઇષ્ટ સાથે એકમન થઈ જાય છે. આ બધી પ્રક્રિયાઓમાં કર્મ, અલબત્ત, ચાલુ રહે છે,—સાધના દરમ્યાન અને તે પૂરી થયા પછી પણ. કારણ કે, શ્રેષ્ઠ પુરુષ જે જે કર્મ કરે છે, તે તે કર્મ સામાન્ય મનુષ્ય પણ અનુસરે છે; અને જેઓ જ્ઞાની છે તેઓએ અજ્ઞાનીઓને ગૂંચવણમાં નાખી તેમનો બુદ્ધિભેદ કરવો એ ઠીક નથી.

આ ત્રણે માર્ગો જુદા જુદા પણ અનુસરી શકાય; પરંતુ તે ત્રણે માર્ગો સાથે જ અનુસરવા એ વાત ઉપર ગીતાએ હંમેશાં

ભાર મૂકેલો છે. અલબત્ત, સાધકની મનોવૃત્તિ અને સ્વભાવને અનુસરીને એમાંનો એક હંમેશાં પ્રધાન રહેવાનો. ગીતા જ્યારે કર્મની વાત કરે છે, ત્યારે તે જ વખતે જ્ઞાન અને ભક્તિની પણ કરે છે. જે ભાગો માત્ર જ્ઞાન કે ભક્તિને લગતા જ કહી શકાય, તેમાં પણ બાકીનાં બે આવતાં જ હોય છે. તે ગ્રંથનો ઉદ્દેશ જ સંગીતિ અને સમન્વય સાધવાનો છે. અને એમાં જ તેનું ખરું મૂલ્ય પણ રહેલું છે. આ મૂળભૂત વસ્તુને ભૂલવામાં ન આવે, તો તેના સિદ્ધાંતો સમજવામાં એવી ખાસ મુશ્કેલી નથી નડતી, અને તેના દેખીતા વિરોધો પણ શમી જાય છે.

અહીં જે લખ્યું છે, તેમ જ પછીનાં વ્યાખ્યાનોમાં જે કાંઈ આવ્યું છે, તેને ગીતા ઉપર સામાન્ય વિચારો જ ગણવા જોઈએ. આખા પુસ્તકને કે તેમાંના કોઈ ખાસ ભાગોને સમજાવવાનો તેમાં કાંઈ પ્રયત્ન જ નથી કરવામાં આવ્યો. મારે મારા પોતાના કશા સિદ્ધાંતો રજૂ કરવાના નથી. મેં શરૂઆતમાં જ સ્પષ્ટ કર્યું છે કે, મારી પાસે તેને માટે આવશ્યક જ્ઞાન કે આધ્યાત્મિક અનુભવ નથી. મેં જે કહ્યું છે તેમાં મોટે ભાગે કશું નવું કે મૌલિક પણ નથી. બીજા વધારે સારા અને સમર્થ માણસોએ એ કહેલું છે, અને તે વધારે સારી તેમ જ સહેલી રીતે.

મેં જે કાંઈ શાળાના વર્ગોમાં કહ્યું હતું તે પુસ્તકરૂપ ન પામે એવું હું જરૂર ઇચ્છત. પરંતુ એ બાબતમાં, જેઓએ મારા આ છૂટાછવાયા, ઊડતા તથા કશી વ્યવસ્થા અને સંગતિ વિનાના વિચારોને પ્રસિદ્ધ કરવાનું યોગ્ય માન્યું છે, તેઓની ઇચ્છાને મારે વશ થવું પડ્યું છે. એ વ્યાખ્યાનોથી કોઈ પણ વર્ગના માણસોને બૌદ્ધિક કે આધ્યાત્મિક ફાયદો થવાનો કાંઈ પણ સંભવ હોય એમ હું નથી માનતો. અંતે કદાઈને કામ તો એ આવશે જ. કેમ કે, પૂર્વે લેખનકાર્ય જેવી સુંદર કળા ગણાતું હતું તેનું નાશ પામેલા આજના જમાનામાં ઘણાં લખાણોનું એ ઘટતું જ પર્યવસાન છે.

જાનેવારી, ૧૯૩૭

# ૧

પહેલાંના વખતમાં જ્ઞાન આપવા લેવાની જે પદ્ધતિ હતી તે ઘણી સારી હતી એમ મને લાગ્યાં કરે છે,—તેમાં ય ખાસ કરીને જ્યારે આવા ધાર્મિક વિષયના જ્ઞાનની આપલે કરવાની હોય ત્યારે. કારણ, તે વખતે વિદ્યાર્થી અને ગુરુ સાથે જ રહીને જીવનનાં તમામ કાર્યો કરતા હોવાથી, એકબીજાને બરાબર ઓળખી શકતા. ગુરુ પણ વિદ્યાર્થીને જેની જરૂર હોતી તે જ આપીને તેની અને પોતાની શક્તિનો નિરર્થક વ્યય નહોતો કરતો. આજે એવું બની શકે તેમ રહ્યું નથી. આજે તો વ્યાખ્યાતા જાહેરખબર આપીને વ્યાખ્યાન આપવા જાતે ચાલીને આવે છે, અને સાંભળવા આવનારા પણ તે પ્રમાણે અનેક પ્રકારના એકઠા થાય છેઃ—કેટલાક કાંઈક કાંઈક સમૃદ્ધિમાં વધારો કરવાના ઇરાદાથી, કેટલાક માત્ર કૌતુહલથી, કેટલાક સાચે જ કાંઈક મેળવવાના ઇરાદાથી, કેટલાક માત્ર વ્યાખ્યાતાને શું કહેવાનું છે તે જાણવા, તો કેટલાક માત્ર એટલું જ જાણવા માટે કે એ બેવકૂફ પાસે કાંઈ જ કહેવાનું છે કે નહિ. દરેક વિષયમાં, અને તેમાંય ખાસ કરીને ધાર્મિક વિષયમાં, વ્યાખ્યાતા તરફ તેમ જ વ્યાખ્યાનના વિષય તરફ શ્રોતાની ખાસ પ્રકારની મનોવૃત્તિ હોવી જોઈએ, તથા વ્યાખ્યાતા, શ્રોતા અને વ્યાખ્યાનનો વિષય એ ત્રણે વચ્ચે પરસ્પર મેળ હોવો જોઈએ.

કેટલાંક સૈકાં અગાઉ લોકો પોતાનાં ધર્મશાસ્ત્રો માટે મોટાં મોટાં યુદ્ધો લડતા, તથા પોતાનું જ શાસ્ત્ર સાચું છે અને બીજાનું ખોટું છે એ ઠરાવવા એકબીજાનાં ડોકાં કાપતા. અત્યારે વસ્તુસ્થિતિ એટલી ખરાબ નથી રહી; છતાં હજુ સેંકડો લોકો એટલું તો માને છે કે, પોતાનાં શાસ્ત્રો બીજા બધાનાં શાસ્ત્રો કરતાં વધુ ઉત્તમ છે. આપણે માનીએ છીએ કે, આપણાં શાસ્ત્રોમાં સંપૂર્ણ સત્ય સમજા-

વવામાં આવ્યું છે, જ્યારે બીજાં શાસ્ત્રોમાં સત્યના અંશો માત્ર છે. પરંતુ આમ માનવું ઠીક નથી. આપણે આપણાં મર્યાદિત મન-બુદ્ધિ વડે હંમેશાં દેશ, કાળ અને કાર્યકારણભાવથી મર્યાદિત એવું સત્ય જ જાણી શકીએ છીએ. અને તેથી કોઈ પણ વખત નર્યું—પારમાર્થિક—શુદ્ધ—absolute સત્ય આપણા મનનો વિષય બની શકતું નથી. સત્ય એટલું મોટું છે કે, તે એકીવખતે સંપૂર્ણ રીતે માનવબુદ્ધિને ગોચર થઈ શકે નહિ, જેમ કોઈ પણ માણસ એકી-વખતે હિમાલય પર્વતની સર્વ બાજુઓ પોતાની દૃષ્ટિમાં લાવી શકે નહિ. જેટલી વખત જુએ તેટલી વખત માત્ર તેની એક જ બાજુ જોઈ શકે, અને તે પણ પોતે જે ઊંચાઈ કે નીચાઈથી કે જેવી આંખો વડે જોઈ શકે તેવી અને તેટલી જ. એમ, શાસ્ત્રોમાં સત્યની કોઈ એક બાજુ, અને તે પણ તે વખતના દેશકાળની મર્યાદામાં જ જોવાયેલી એવી, વર્ણવવામાં આવી હોય છે.

છતાં, મારા કહેવાની મતલબની ગેરસમજ ન થાઓ. પરમ સત્ય કદી મનુષ્ય જાણી શકતો જ નથી કે જાણી શકવાનો નથી એવું કહેવાની મતલબ મારી જરા પણ નથી. પરંતુ મારે એટલું જ કહેવું છે કે, પરમ સત્ય એ સાક્ષાત્કારનો વિષય હોઈ તે માનવ બુદ્ધિથી માનવ વાણીમાં નર્યા શુદ્ધ સ્વરૂપે ઉતારી શકાય નહિ. અનેક જણ તેનો સાક્ષાત્કાર કરી ગયા છે અને કરશે. પરંતુ માનવ બુદ્ધિ અને માનવ વાણી તો તેને પૂર્ણ રીતે પ્રગટ નથી જ કરી શકનાં. સંપૂર્ણ સત્ય બુદ્ધિથી સમજી-સમજાવી શકાય નહિ. તેને માટે અર્જુનને મળ્યાં હતાં તેવાં દિવ્યચક્ષુ જોઈએ, અને તે દિવ્ય-ચક્ષુ એ આપવાની વસ્તુ નથી, પણ મેળવવાની વસ્તુ છે.

તા. ૨૯–૬–૨૬

૨

ગઈ વખત આપણે જોઈ ગયા કે સત્ય એ સાક્ષાત્કારની વસ્તુ છે. તેને જાણવાના કે સમજવાના માત્ર બે જ માર્ગ છેઃ (૧) જાતે અનુભવ કરી જોવાનો કે (૨) ત્યાં સુધી તેવા અનુભવીના વચન ઉપર શ્રદ્ધા રાખવાનો. આ સિવાય કોઈ ત્રીજો માર્ગ નથી.

દરેક વસ્તુનો અનુભવ કરવો એ સહેલી વસ્તુ નથી હોતી. અને તેમાંય આધ્યાત્મિક સત્યોના સાક્ષાત્કારની બાબતમાં તો તેવું ખાસ કરીને હોય છે. તેવો સાક્ષાત્કાર થતા પહેલાં ઘણી ઘણી યોગ્યતાઓ પ્રાપ્ત કરવાની હોય છે. દરેક જણ ગમે ત્યારે દરેક વસ્તુનો સાક્ષાત્કાર કરી શકે તેમ નથી હોતું. એક સામાન્ય દાખલો જ આપું: કોઈ વાર નાનું બાળક પોતાની માતાને, કોઈને પુત્ર કે પુત્રી આવ્યાની વાત કરતી સાંભળીને, પૂછે છે કે, "મા, એ બાળક ક્યાંથી આવ્યું ?" તો તેની મા કાં તો કંઈક ઉડાઉ જવાબ આપીને તેને ચૂપ કરવા પ્રયત્ન કરે છે, કે તે આકાશમાંથી આવ્યું કે ભગવાન મૂકી ગયા" ઇત્યાદિ કહીને. અથવા તો એમ કહે છે કે, "તું ન સમજે. મોટો થઈશ ત્યારે સમજીશ." આ જ પ્રમાણે ઘણી બાબતોમાં ઉમ્મરમાં મોટા માણસોને પણ બને છે. અમુક સત્યો તેઓ સમજી જ નથી શકતા. એવે વખતે શું કરવું સલાહભર્યું છે ? પોતાની બુદ્ધિ સર્વ વસ્તુઓ સમજી શકે તેમ છે એવું અભિમાન રાખી, પોતાને ન સમજી શકાય તે વસ્તુ સત્ય જ નથી એમ કહીને ચાલતા થવું તે ? કે અનુભવીનાં વાક્ય ઉપર શ્રદ્ધા રાખી, પોતામાં તેમના જેવી લાયકાત આવશે ત્યારે આપણને પણ સમજાશે એમ માની, શ્રદ્ધાથી, ધીરજથી તે પ્રકારની લાયકાત મેળવવા પ્રયત્ન કરવા માંડવો એ ?

દરેક સત્ય પોતાના સાક્ષાત્કાર માટે અધિકારીની, અમુક યોગ્યતાની, અમુક ગુણોના વિકાસની અપેક્ષા રાખે છે. ઘણી વાર વસ્તુ બુદ્ધિથી સમજી શકાય તેવી હોવા છતાં, સમજાવી સમજી

શકાતી નથી. આનો દાખલો આપું. ગાંધીજીએ અસહકાર માટે ઘણી ઘણી દલીલો કરી, પરંતુ અમુક માણસોને ગળે તે ઊતરી શકી અને અમુકને ગળે તે જરાય ન ઊતરી. હું પોતે એમ માનવાની ના પાડું છું કે, જેઓને ગળે એ દલીલો ઊતરી તેઓ ઓછી બુદ્ધિના હતા અથવા બીજાઓ વધારેના હતા. મેં કહ્યું તેમ, અમુક વસ્તુ બુદ્ધિથી સમજવા માટે પણ હૃદયના અમુક વિકાસની અપેક્ષા રહે છે.

વિજ્ઞાનશાસ્ત્રનું એક સામાન્ય સત્ય લો કે, હાઇડ્રોજન અને ઑક્સિજન $H_2O$ ના પ્રમાણમાં ભેગા મળે તો પાણી થાય. હવે આ સત્યને નરી બુદ્ધિથી સમજવા કોઈ પ્રયત્ન કરે તો એમ જ કહીને ઊભો રહે કે હવામાંથી પાણી બને છે એ કેવી જૂઠી વાત છે! અને છતાં જો તે જ માણસ પેલા અનુભવી ઉપર શ્રદ્ધા રાખી, જોઈતી સામગ્રીઓ ભેગી કરી સાક્ષાત્કાર કરવા પ્રયત્ન કરે, તો એ અસંભવિત લાગતી વાત પણ તેને માટે સત્ય ઠરે. આમ જ આધ્યાત્મિક સત્યોનું છે. તેમનો સાક્ષાત્કાર થતા પહેલાં ઘણી તૈયારીઓ કરવાની અપેક્ષા રહે છે. અને તે સાચી જિજ્ઞાસાવૃત્તિ તથા શ્રદ્ધાવૃત્તિ કેળવ્યા વિના અસંભવિત છે. લાયકાત વિના અધીરા બનવાથી કાંઈ વળતું નથી.

અત્યાર સુધી હું શ્રદ્ધાની આવશ્યકતા વિષે વાત કરતો આવ્યો છું, તો એક વાત ઉપર તમારું ધ્યાન ખેંચતો જાઉં. મેં આગળ જણાવ્યું હતું કે, દરેક ધર્મશાસ્ત્રમાં અમુક વસ્તુઓ એવી હોય છે કે જે હંમેશને માટે સત્ય હોય છે. તેમને આપણે 'સનાતન સત્યો' કહીશું. જ્યારે કેટલીક વસ્તુઓ એવી હોય છે, કે જે તેનાં સનાતન સત્યો તરીકે રજૂ કરી નથી હોતી, પણ તે તે સમયના તે તે દેશના લોકોની જરૂરિયાતો વિચારીને તે તે સમય માટેનાં 'વ્યાવહારિક સત્ય' તરીકે રજૂ કરેલી હોય છે. બીજી રીતે

વસ્તુઓ કાંઈ પણ ખાસ ઇરાદા વિના, તથા તે સત્ય છે કે અસત્ય તે નક્કી કરવાની જરૂર ન જોવાથી, તે વખતના લોકોની 'પ્રચલિત માન્યતાઓ'માંથી લઈને મૂકેલી હોય છે. સમજુ મનુષ્યે આ ત્રણેનો વિવેક કરવો જોઈએ. ધર્મગ્રંથ ઉપર શ્રદ્ધા રાખવી એનો અર્થ એ નથી કે, તેમાં કહેલી બધી વસ્તુઓ સનાતન સત્ય તરીકે રજૂ કરેલી છે એમ માની તેમને એમ ને એમ સ્વીકારી લેવી. ધર્મશાસ્ત્રમાં જણાવેલી 'માન્યતાઓ' અત્યારના જમાનામાં ખોટી થયેલી પુરવાર થાય, માટે તેમાં જણાવેલાં 'સનાતન સત્યો' ને પણ ખોટાં ગણી જેમ ફેંકી ન દઈ શકાય, તેમ તેમાં જણાવેલાં 'સનાતન સત્યો' સાચાં માનવા માટે, તેમાં જણાવેલાં 'વ્યાવહારિક સત્યો' અથવા 'માન્યતાઓ'ને પણ સાચાં માનવાની જરૂર નથી. જેમ કે ગીતામાં ચંડાળોનો, તેમ જ સ્ત્રીઓનો જે ઉલ્લેખ છે તેને તેનાં બીજાં સનાતન સત્યોની પેઠે પરમ સત્ય માનવાની પણ જરૂર નથી, તેમ જ તે ઉલ્લેખમાં સૂચવાયેલી સામાજિક વ્યવસ્થા અત્યારે આપણે સ્વીકારી શકીએ તેમ નથી, માટે તેમાં જે સનાતન સત્યો રજૂ કરવામાં આવ્યાં છે—કે જે સત્યો રજૂ કરવાં એ જ ગીતાનો મુખ્ય ઉદ્દેશ છે—તેમને ફેંકી દેવાની પણ જરૂર નથી.

ઉપરાંત, લેખકનો મનોભાવ તેના શબ્દો ઉપરથી સમજવો ઘણી વાર મુશ્કેલ હોય છે,—અને તેમાં જ્યારે તેની અને આપણી વચ્ચે દેશ અથવા કાળનું ઘણું મોટું અંતર પડેલું હોય ત્યારે તો ખાસ કરીને. કારણ કે, દરેક વસ્તુ બદલાઈ ગઈ હોય છે, અરે; ભાષાના શબ્દોના અર્થો પણ બદલાઈ ગયા હોય છે. તેમની અને આપણી શારીરિક અને માનસિક પરિસ્થિતિ અને જરૂરિયાતો વચ્ચે ઘણો ફરક પડી ગયો હોય છે. ટેનિસન અને શેક્સપિયર જેવા અપેક્ષાએ સામાન્ય માણસો પણ શું કહેવા માગે છે તે પૂરેપૂરું સમજવું ઘણી વાર મુશ્કેલ થઈ પડે છે. શેક્સપિયરના ટીકાકારો

ઘણી વાર એકમેકથી જુદા પડવામાં જ મળતા આવતા હોય છે. જે સનાતન સત્ય હોય છે તેની બાબતમાં હંમેશ એમ જ બને છે. તે સત્યને સત્ય તરીકે સ્વીકારવાની જરૂર બધાને લાગે છે; પણ દરેક જણ પોતાની શક્તિ પ્રમાણે જ તેને સમજી શકે કે આચરી શકે તેમ હોવાથી, તેનો અર્થ કરવામાં હંમેશાં ફરક પડે છે. અને તેથી ગીતાના સિદ્ધાંતોને સત્ય તરીકે કબૂલ કરનારા અનેક ટીકાકારો તેનો એક એકથી વિરોધી અથવા ભિન્ન અર્થ કરતા જોવામાં આવે છે. કૃષ્ણ પોતે શું કહેવા માગતા હશે તે આપણે કદી ખાતરીપૂર્વક કહી ન શકીએ. દરેકે પોતાની સમજશક્તિ અનુસાર કે આવશ્યકતા અનુસાર જ કરવાનું રહ્યું. અને તેથી અદ્વૈતવાદી તેમાં અદ્વૈતવાદ જુએ, દ્વૈતવાદી દ્વૈતવાદ જુએ, કર્મમાર્ગી કર્મમાર્ગ જુએ, અને ભક્તિમાર્ગી ભક્તિમાર્ગ જુએ; અને બધા જ તેમાંથી પોતાને જોઈતો પ્રકાશ અને આશ્વાસન પામે. આમ કેમ બને છે? કારણ, સત્ય તે બધાથી મોટું હોય છે, અને બધા પોતપોતાની લાયકાત પ્રમાણે સત્ય જ જોતા હોય છે. સનાતન ધર્મગ્રંથોની પરીક્ષા જ એ હોય છે કે, તે જુદી જુદી મનોદશા અને આદર્શોવાળા સઘળાને સમાન સાંત્વન આપી શકે છે—પ્રેરણા આપી શકે છે. દરેક પોતાની યોગ્યતા પ્રમાણે જ લેતો હોવાથી, સત્ય કાંઈ ગુમાવતું નથી અને પેલો માણસ કંઈ અસત્ય આચરતો નથી: દરેક જણ એક જ સત્યનો, પોતપોતાની કક્ષા પ્રમાણે, સાક્ષાત્કાર કરતો ચાલે છે.

અસ્તુ. આપણે જોઈ ગયા કે, દરેક ધર્મગ્રંથમાં અમુક સનાતન સત્યો હોય છે અને ઉપરાંત અમુક બીજી ગૌણ બાબતો પણ હોય છે. દરેક ધર્મશાસ્ત્રનો મૂળ આશય તો પેલાં સનાતન સત્યો શીખવવાનો જ હોય છે. પરંતુ દરેક ધર્મગ્રંથ અમુક દેશકાળના લોકોમાંથી ઉદ્ભવેલો હોઈ, તે તે કાળને યોગ્ય અથવા તે તે કાળમાં ચાલતી કેટલીક પ્રચલિત માન્યતાઓ પણ તેમાં આવેલી હોય છે. ઉપરાંત, ગીતામાં તો અમુક ઐતિહાસિક ભૂમિકા પણ રજૂ કરવામાં આવેલી

છે. અર્જુન અને કૃષ્ણ યોદ્ધાઓની હારોની વચ્ચે સમરાંગણમાં આ સંવાદ ચલાવતા હોય છે. હવે ગીતાનાં સત્યો સ્વીકારવા માટે તમારે આ ઐતિહાસિક પરિસ્થિતિને પણ તદ્દન સાચી માનવી જ જોઈએ એમ નથી. એમ બન્યું હશે કે બનવું શક્ય છે કે કેમ, એવી ચર્ચા જ આ સ્થાને અનાવશ્યક છે. આપણે બધા જાણીએ છીએ કે, કુરુક્ષેત્ર જેવી વસ્તુ હશે કે નહિ હોય, પણ આપણાં પોતાનાં હૃદયમાં એવું કુરુક્ષેત્ર હંમેશાં મોજૂદ હોય છે. ગમે તેવાં ક્ષુદ્ર માણસને પણ કોઈ ને કોઈ વખતે એવો પ્રશ્ન મૂંઝવે જ છે કે, આમ કરવું એ યોગ્ય છે કે આમ કરવું તે. દરેકને બે વિરોધી ધર્મો, ફરજો વચ્ચે નિર્ણય કરવાનું કોઈ ને કોઈ વખતે આવે જ છે, જેમ અર્જુનને આવ્યું હતું. એક બાજુ તેને કૌટુંબિક સ્વમાન અને હકના રક્ષણ માટે લડવાનું જરૂરી લાગતું હતું; ત્યારે બીજી બાજુ એ યુદ્ધમાં તેના કુટુંબના જ માણસોનો નાશ કરી, કુટુંબની સ્ત્રીઓની અધોગતિ કરી, કુલધર્મનો નાશ કરવાપણું દેખાતું હતું. ઘણી વખત આમ બને છે. નાની બાબતોમાં પણ એમ બનતું લાગે છે કે, જે ઉપાય લેવાના હોય છે તેનાથી સાધ્યનો જ નાશ થતો હોય છે. આવે વખતે શું કરવું? આવા પ્રસંગોએ કયો રસ્તો લેવો? આવે વખતે જ ગુરુની આવશ્યકતા અને મહત્તા સમજાય છે.

ગમે તેવી વસ્તુ હોય, પણ જ્યાં સુધી તેને તમે કોઈના પણ જીવનમાં સિદ્ધ થયેલી ન જુઓ ત્યાં સુધી તે વસ્તુ તમારામાં કદી પ્રતીતિ નહિ ઉત્પન્ન કરી શકે. જગતમાં એક ધર્મ વધારે પ્રાણવાન દેખાય છે અને બીજો મરેલો દેખાય છે, તેનું કારણ પણ આ જ હોય છે. જે ધર્મમાં તેનાં રહસ્યોને જીવન્ત કરી બતાવનાર તેજસ્વી વ્યક્તિઓ નિરંતર ચાલુ રહે છે, તે ધર્મ તેના અનુયાયી માટે જીવન્ત વસ્તુરૂપે રહે છે; તે ધર્મની ગૂઢ અને મુશ્કેલ વસ્તુઓ પણ તેના અનુયાયીઓ માટે સહેલી અને સરળ બની જાય છે. જ્યાં સુધી શાસ્ત્રોનાં સત્યો જીવી બતાવનાર, આચરી બતાવનાર સંતપુરુષો હશે ત્યાં

સુધી એ શાસ્ત્રો ટકી રહેવાનાં છે. આપણું મહદ્‌ભાગ્ય છે કે, આપણા ધર્મમાં એવા તેજસ્વી પુરુષોની હારમાળ અખંડ ચાલુ જ રહી છે, અને તેથી ગૂઢમાં ગૂઢ સત્યો અને મુશ્કેલમાં મુશ્કેલ સાધનાઓ હજુ બધાંને માટે અસંભવિત મિથ્યા વસ્તુઓ નથી બની ગઈ. દા.ત., સુધરેલું જગત અત્યારે બ્રહ્મચર્યને કાં તો અસંભવિત કે અનાવશ્યક કહી ઠેકડી કરે છે. પરંતુ હિંદુસ્તાનમાં રામકૃષ્ણ જેવા, પત્નીની હાજરીમાં, અખંડ બ્રહ્મચર્ય આચરી બતાવે છે, ત્યાં સુધી બ્રહ્મચર્ય એ હિંદુસ્તાનમાં અસંભવિત કે ઠેકડીની વસ્તુ બની નથી ગઈ. તે જ પ્રમાણે, ઈશ્વરમાં માન્યતા અને ઈશ્વરનો સાક્ષાત્કાર, એ વસ્તુઓનું પણ સમજવું. ધાર્મિક રહસ્યો જ્યારે જીવનમાં મૂર્તિમંત થાય છે, ત્યારે જ તેમની આપણને પ્રતીતિ થાય છેઃ ત્યારે જ, એ વસ્તુઓ પ્રાપ્ત કરવી એ જ મનુષ્યજીવનનું પ્રયોજન છે, એમ આપણને ખાતરી થાય છે. નહિ તો બધી વસ્તુઓ આપણે માટે મિથ્યા, અનાવશ્યક કે ઠેકડીની વસ્તુઓ બની રહે છે. અને સહેજ વિચાર કરી જુઓ કે, જે સમાજમાં ધાર્મિક આદર્શો જીવીને તેમની વાસ્તવિકતા અને આવશ્યકતા સાબિત કરી આપનાર દાખલાઓ નથી હોતા, તે સમાજને માટે તેવા આદર્શોમાં વિશ્વાસ કરવો કે તેમને માટે પ્રયત્ન કરવો એ કેવી મુશ્કેલ વસ્તુ બની જાય છે? અને મનુષ્ય કાંઈ ને કાંઈ પ્રયત્ન તો કર્યા જ કરતો હોય છે. જો તે ધાર્મિક આદર્શો માટે પ્રયત્ન નહિ કરે તો સાંસારિક લાભો માટે કરશે. મુખ્ય વસ્તુ જ આદર્શો છે.

દરેક મનુષ્ય કાંઈ ને કાંઈ પ્રયત્ન તો કરતો જ હોય છે. મારું તો એમ માનવું છે કે, ધાર્મિક આદર્શો પાછળ પ્રયત્ન કરનાર મનુષ્યો કરતાં સાંસારિક સિદ્ધિ માટે મનુષ્યો વધુ મહેનત કર્યા કરે છે. અને છતાં આદર્શોમાં ભિન્નતા હોવાથી બંનેના લાભાલાભમાં કેટલો ફરક પડી જાય છે! યજ્ઞ અથવા આત્મભોગ શું કે કપરામાં કપરો સંયમ—ત્યાગ—શું, દરેક બાબતમાં જુઓ, તો સંસારી શું ઓછું કરે છે? પોતાના પુત્ર માટે, સ્ત્રી માટે, કુટુંબ માટે કે પૈસા માટે માણસ શો

ભોગ નથી આપતો કે શો ત્યાગ નથી કરતો? અને ધાર્મિક માણસ શું વધારે કરી નાખે છે? પણ ફેર માત્ર આદર્શોનો છે. જે દેશમાં એવા ધાર્મિક આદર્શોને વારંવાર પ્રજાની સામે નિરંતર રજૂ કર્યા કરતા તપસ્વીઓ જન્મ્યા કરે છે, તે દેશને ધન્ય છે; તે દેશનો કદી નાશ નથી; તે દેશ માટે નિરાશ થવાની જરૂર નથી.

તા. ૫-૨-'૨૬.

૩

ગ્રીક લોકોમાં એક સૂત્ર પ્રચલિત હતું કે, 'જ્ઞાન એ શક્તિ છે.' એ માન્યતાનું એક રહસ્ય એ છે કે, જ્ઞાનમાં પોતામાં જ એક એવો ગુણ રહેલો છે કે તે કાર્યસાધક શક્તિરૂપે પરિણમે જ. જો એ વાત સાચી હોય તો જે દેશમાં લાયબ્રેરીઓ અને શાળાઓ વધારે તે દેશ અને તે દેશની પ્રજા બીજા કરતાં વધુ શ્રેષ્ઠ ગણાય. પરંતુ આપણે જાણીએ છીએ કે વસ્તુતાએ તેમ નથી હોતું. તો શું જ્ઞાનનો અર્થ સમજવામાં આપણી ભૂલ થાય છે? હા. જ્ઞાનના બે પ્રકાર છેઃ એક પુસ્તકિયા અને બીજું જીવન્ત. આ બેનો ભેદ હું સ્પષ્ટ કરું: ભાષા અને તેનાં સાધનો વડે અત્યારે એવી વસ્તુ-સ્થિતિ ઊભી થઈ છે કે માણસ ઘણી વિગતોની માહિતી મેળવી શકે છે. તેને પણ જ્ઞાન શબ્દથી જ ઓળખવામાં આવે છે. પરંતુ, ખરી રીતે, જે જ્ઞાન, જે સાક્ષાત્કાર પોતે અનુભવથી મેળવ્યો હોય છે, તે જ તે માણસ માટે સાચું જ્ઞાન છે. અને તે જ્ઞાનને જ શક્તિ-રૂપે ઉપરના સૂત્રમાં વર્ણવ્યું છે. કારણ કે, તે જ્ઞાન અનુભવમાંથી જ ઊપજ્યું હોઈ જીવનને દોરી શકે છે; જ્યારે પુસ્તકિયા માહિતી દરેક વખતે તેમ કરે છે એમ ન કહી શકાય. જો ભાષા ન હોત તો આચારમાં, અનુભવમાં જેનો સાક્ષાત્કાર થયો હોય તેને જ જ્ઞાન તરીકે લોકો સમજત. અને તે જ સાચું જ્ઞાન છે. આ ભેદ

એટલો વાસ્તવિક છે કે, કેટલાક લોકો પેલા પુસ્તકિયા જ્ઞાનને ખરું જ્ઞાન ગણતા જ નથી.

આ ઉપરથી આપણે આટલું સમજ્યા કે જીવનમાં જિવાતું જ્ઞાન એ જ સાચું જ્ઞાન છે. તે જ પ્રમાણે, કોઈ પ્રજા પાસે વારસામાં આવેલાં ઘણાં ઉત્તમ શાસ્ત્રો હોય, તેથી તે પ્રજા કાંઈ શક્તિ પ્રાપ્ત કરી શકતી નથી. જે શાસ્ત્રો જિવાય છે તે જ શાસ્ત્રો સાચાં છે, અને શાસ્ત્રોના અભ્યાસમાંથી આપણે જેટલું મેળવી શકીએ તેના કરતાં શાસ્ત્રો પ્રમાણે જીવવાનો પ્રયત્ન કરવામાંથી આપણે ઘણું વધારે મેળવી શકીએ. અને તેથી જ જે ધર્મ પ્રજાના જીવનમાં વધારે વ્યાપેલો છે, તે ધર્મ વધુ જીવન્ત, વધુ પ્રાણવાન છે.

દરેક શાસ્ત્ર કાંઈ ને કાંઈ આધ્યાત્મિક સત્યો વિષે ચર્ચા કરતું હોય છે એમ કહી શકાય. જે શાસ્ત્રમાં આધ્યાત્મિક સત્યો વધારે તે શાસ્ત્ર વધારે ટકી રહેવાનું. જે શાસ્ત્રોમાં દેશકાળથી મર્યાદિત એવાં સ્થાનિક સત્યો વધારે તે શાસ્ત્રો સર્વ દેશકાળ માટે સાચાં નહિ રહેવાનાં. ગીતામાં પણ બન્ને પ્રકારનાં સત્યો છે. પરંતુ, ગીતાનાં જે સ્થાનિક, મર્યાદિત સત્યો છે તે પણ એવાં છે કે જેમને વ્યાપક કહી શકાય. એ તેની ખૂબી છે. દાખલા તરીકે, યજ્ઞભાવના લો. યજ્ઞ એટલે માત્ર અગ્નિમાં ઘી રેડવું એટલું જ નથી. ગીતાએ પોતે જ યજ્ઞનો વિસ્તૃત અર્થ સૂચવ્યો છે. સામાન્ય રીતે એમ કહી શકાય કે, કોઈ પણ વસ્તુના ઉપભોગ માટે જે શક્તિ ખર્ચવી પડે, કિંમત આપવી પડે, તે યજ્ઞ છે. અને તેથી જ ગીતામાં કહ્યું છે કે, યજ્ઞ કર્યા વિના જે ભોગવે છે તે ચોર છે. યજ્ઞો હંમેશાં દેવોને અર્પવાના હોય છે. અને એ દેવો પણ કોઈ અપ્સરાઓથી વીંટળાઈ, સુરા પી, વિમાનોમાં ફર્યા કરતા શોખી જીવો નથી, પણ વિશ્વની સમસ્ત શક્તિઓ જ છે. તેથી તો ગીતાકાર બેધડક કહી શક્યા છે કે, વરસાદ જોઈતો હોય તો યજ્ઞ કરો અને કુદરતની શક્તિઓને પુષ્ટ રાખો અને તે

તમને પુષ્ટ રાખે. તમે તેમને પુષ્ટ રાખો, અને તે તમને પુષ્ટ રાખે; એકપક્ષી લેવડદેવડ કરી દેવાળું ન કાઢો. આમ, યજ્ઞ એ મનુષ્ય અને પ્રકૃતિ વચ્ચેનો વેપાર છે. ખેડૂત ક્ષેત્રદેવતાને ખાતર-પાણીરૂપી યજ્ઞથી સંતુષ્ટ ન રાખે અને ખેતી લીધાં કરે, તો થોડા વખતમાં ક્ષેત્રદેવતા ભૂખ્યા થઈ નાશ પામે. આમ, શબ્દ સ્થાનિક તેમ જ જૂનો છે, પરંતુ તેનો ભાવ વ્યાપક તેમ જ સનાતન છે.

તે જ પ્રમાણે, ગીતા અનેક વખત કહે છે કે, જ્યારે કાર્ય અને અકાર્યની વ્યવસ્થા તું ન કરી શકે, તને સમજ ન પડે, તું ગૂંચવાય, ત્યારે શાસ્ત્ર એ તારું પ્રમાણ છે; માટે તું શાસ્ત્રને અનુસરીને ચાલ અને એમાં તારું કલ્યાણ છે. આ શાસ્ત્ર એટલે શું? અમુક કોઈ ધર્મશાસ્ત્ર? જો એવો અર્થ ગીતાને અભિપ્રેત હોત તો તે એમ ન કહેત કે વેદને કે અમુક ઉપનિષદને અનુસરીને ચાલ? તેને બદલે તેણે માત્ર 'શાસ્ત્ર' એવો સામાન્ય શબ્દ વાપર્યો છે, અને બીજી જગાએ જણાવી દીધું છે, કે "તે જ્ઞાન તું પ્રણિપાત, પરિપ્રશ્ન અને સેવા મારફતે જ્ઞાનીઓ પાસેથી જાણ. તેઓ તને તારો માર્ગ બતાવશે." આ ઉપરથી શું સૂચિત થાય છે? એ જ કે, ગીતા 'શાસ્ત્ર' શબ્દ વડે અનુભવી–જ્ઞાની પુરુષોએ પોતાના જીવનમાં મેળવેલો અનુભવ, એવો અર્થ લેવા માગે છે

ઉપરાંત, ગીતામાં ચાર વર્ણો અને જાતિભેદ સંબંધી પણ ઉલ્લેખ છે. આ બાબતમાં સ્થાનિક શબ્દો પાછળ વ્યાપક અને સનાતન કાયદાનો ઉલ્લેખ છે. અત્યારે વર્ણવ્યવસ્થાએ જ્ઞાતિઓના વાડારૂપે જ અનિષ્ટ સ્વરૂપ પકડ્યું છે, તે ઉપરથી તમને કદાચ વર્ણવ્યવસ્થાને ધુતકારી કાઢવાનું મન થશે. પરંતુ એમ ન કરી શકાય. કોઈ પણ વસ્તુની વિકૃતિ જોઈ ને તેના વાસ્તવિક સ્વરૂપ તરફ આપણે દુર્લક્ષ ન કરી શકીએ. જરા વિચાર કરતાં જણાશે કે, વર્ણવ્યવસ્થા પાછળ દરેક માણસને તેને યોગ્ય એવું કામ સોંપી તેનું તેમ જ સમાજનું કામ વધુ કાર્ય-સાધક કરવાનો ખ્યાલ હતો. આપણે મનુષ્યમાત્રની સમાનતાની

ગમે તેટલી વાતો કરીએ, પણ એક વાત કબૂલ કર્યા વિના તમારે નહિ જ ચાલે કે, દરેક માણસની રુચિ અને શક્તિમાં ફેર છે જ. એટલું તમે જરૂર કહી શકો કે, એવી ભિન્નતાને કારણે આર્થિક અને સામાજિક બાબતોમાં એટલો બધો તફાવત ન પડી જવો જોઈએ કે જેથી અમુક વર્ગને સામાન્ય જીવનનિર્વાહ કરવામાં પણ મુશ્કેલી ઊભી થઈ જાય. ફરી બીજા શબ્દોમાં કહું તો, એ વાત સાચી છે કે, એક માણસ બુદ્ધિનું કામ કરી શકતો હોય તેથી તેને એટલા બધા પૈસા ન મળવા જોઈએ કે જેથી શારીરિક કામ વધુ સારું કરી શકનાર ભૂખે મરીને નાશ જ પામે. પરંતુ તેથી મૂળ વાત ઉપર દુર્લક્ષ્ય ન થવું જોઈએ કે, અમુક માણસ અમુક જાતનું જ કામ વધુ સારી રીતે કરી શકે તેમ હોય છે; અને બીજું, દરેક માણસની સર્વ શક્તિઓનો પૂર્ણ વિકાસ થાય તે માટે એ જેવું આવશ્યક છે કે, તેને માથે એવું જ કામ નાખવામાં આવે કે જેમાં તેની તે ખાસ શક્તિઓનો પૂર્ણ વિકાસ થાય. ગીતાના શબ્દોમાં કહીએ તો, દરેક માણસનો કુદરતથી જ અમુક 'સ્વધર્મ' નક્કી થયેલો હોય છે, અને તેને તેના તે 'સ્વધર્મ'ને અનુસરવા દેવામાં જ તેનું અને સમાજનું હિત રહેલું છે. અને કેળવણીમાં પણ હવે લોકો આ સિદ્ધાંત તરફ નથી જવા લાગ્યા શું ? કે દરેક બાળકમાં અમુક વિશિષ્ટ શક્તિઓ રહેલી હોય છે, અને તેને તેની શક્તિઓનો વિકાસ કરવા દેવાની છૂટ આપવી એ જ તેનો સાચો વિકાસ સાધવાનો મૂળ પાયો છે ? જે શક્તિઓને દબાઈ રહેવું પડે છે તે શક્તિઓ પોતે કચરાઈ જાય છે એટલું જ નહિ, પણ તેની અસર બીજી શક્તિઓ ઉપર પણ થાય છે અને આખું જીવન વિકૃત બની જાય છે; જ્યારે એક શક્તિ પોતાનું યોગ્ય ક્ષેત્ર પામી વિકાસ પામે તેથી બીજી શક્તિઓને પણ પુષ્ટિ મળે છે અને આખું જીવન એક ખીલેલા ફૂલ જેવું વિકસિત થઈ શોભા પામે છે. વર્ણવ્યવસ્થા પાછળ પણ કંઈક

આની જ વિચારસરણી રહેલી હું જોઈ શકું છું. તેનો ઉદ્દેશ અમુક બ્રાહ્મણોને અને તેમના વંશજોને હંમેશ માટે આખી પ્રજાના રાજા બનાવી મૂકવાનો કે અમુક વર્ગને દલિત–પતિત રાખી તેમની સેવાઓ વટાવી ખાવાનો નહોતો. તેનો ઉદ્દેશ એ હતો કે, અમુક માણસો જન્મથી જ અધ્યયન, અધ્યાપન અને માનસિક ચિંતન માટે વધુ યોગ્ય છે; અમુક માણસો પોતાના બાહુબળનો ઉપયોગ કરવામાં જ રસ લઈ શકે તેમ છે; અમુક વેપારવણજમાં, અમુક શારીરિક શ્રમમાં : એ વસ્તુસ્થિતિને સ્વીકારી લઈ, તેનો ઉપયોગ કરી, એ સર્વ વર્ગોના સહકારથી એવી સામાજિક સ્થિતિ ઊભી કરવી, કે જેથી બધા વર્ગો પોતપોતાની વિશિષ્ટ શક્તિઓને માટે યોગ્ય ક્ષેત્ર પામી, પોતાનો અને સાથે એકબીજાનો વિકાસ સાધે, અને સમાજને વધુ સમૃદ્ધ કરે. દરેક માણસના સ્વભાવને અનુસરીને જો કાર્ય સોંપવામાં આવે તો તે કાર્ય પણ વધુ સારી રીતે થાય અને તે માણસ પણ પોતાનો વિકાસ સાધી શકે. એ તેનો 'સ્વ-ધર્મ' છે, અને તેના પાલનમાં તેનું શ્રેય છે.

આ ઉપરથી એમ સમજવાનું નથી કે અમુક માણસનું કામ વધુ શ્રેષ્ઠ છે અને બીજાનું ઊતરતું છે. હરગિજ નહિ. કારણ કે, સ્વધર્મની કલ્પનામાં જ એ વસ્તુ રહેલી છે કે, અમુક કામ અમુક માણસને માટે યોગ્ય—આવશ્યક હોઈ તે જ તેને માટે શ્રેષ્ઠ છે; એ સિવાયનું બીજું બધું તેને માટે ઊતરતું, નકામું—'ભયાવહ' છે. બીજાનો ધર્મ—પરધર્મ—બીજાનું કામ ગમે તેટલું વધારે સારું લાગતું હોય, પણ તેને પોતાને માટે તે હરગિજ નકામું બલકે નુકસાનકારક છે. અને ગીતાએ એ વસ્તુ ઉપર એટલો બધો ભાર મૂક્યો છે કે તે સમજતાં સંશય જ ન રહે. તે ચોખ્ખા શબ્દોમાં કહે છે:

स्वधर्मे निधनं श्रेयः
परधर्मो भयावहः ।

અત્યાર સુધીના વિચારથી તમે સમજી ગયા હશો કે, ગીતાની વર્ણવ્યવસ્થાની કલ્પના પાછળ એક સનાતન અને વ્યાપક સત્ય રહેલું છે. અત્યારના તેના વિકૃત સ્વરૂપને બાજુએ રાખીએ; પણ વગર સમજ્યે, જેઓ આ વ્યવસ્થા જૂની છે તથા હિંદુસ્તાન જેવા કાળા દેશની છે માટે જ તેને હસી કાઢે છે, તેઓ જરૂર ભૂલ કરે છે, એમ તમને પણ હવે સમજાશે. એ સત્ય ભલે વ્યાપક હોય. પણ ગીતાએ—હિંદુધર્મે—હિંદુસ્તાને જ તેને પ્રથમ સમજી લઈ તેનો આવો વ્યવસ્થિત ઉપયોગ કર્યો છે, એ માટે તમે જરૂર અભિમાન લઈ શકો.

પરંતુ, તમે પૂછશો કે, દરેક માણસ પોતાનો સ્વધર્મ નક્કી શી રીતે કરે? તેમ જ સ્વધર્મ પ્રમાણે દરેકને વિશિષ્ટ કામ મળવું જોઈએ એ વાત સાચી હોય, તોપણ તે વસ્તુને આનુવંશિક કરી શકાય? બ્રાહ્મણનો દીકરો બ્રાહ્મણ જ જન્મે, તેવી જ શક્તિઓ વાળો હોય, એવું માનવાનું કાંઈ કારણ છે?

પ્રથમ હું પહેલો પ્રશ્ન લઈશ: દરેક માણસ પોતાનો સ્વધર્મ શી રીતે જાણી શકે?

મારું એવું માનવું છે કે, આવી મુશ્કેલીને કાંઈક હળવી કરવાના ઇરાદાથી જ વર્ણવ્યવસ્થાને આનુવંશિક કરવાનું આપણા પૂર્વજોએ ઠીક માન્યું હશે. અમુક માબાપને ત્યાં, અમુક કુળમાં બાળક જન્મે અને બાલ્યાવસ્થામાં અમુક પ્રકારના સંસ્કારો જાણ્યે અજાણ્યે પામે, એટલા માત્રથી જ તેની અમુક રુચિઓ ઘડાઈ જાય એમ માની શકાય. અને તેથી ઉપરના બંને પ્રશ્નોને આ રીતે હું એક કરી નાખું છું.

પણ તમારો સવાલ કદાચ અત્યારની પરિસ્થિતિમાં સ્વ-ધર્મ કેવી રીતે જાણી શકાય એ વિષેનો હોય. કારણ, અત્યારે વર્ણવ્યવસ્થા જેવું રહ્યું નથી; ગમે તે જાતિનો માણસ ગમે તે

કામ અત્યારે કરતો હોય છે; એટલે આ વસ્તુ નક્કી કરવી એ એક મુશ્કેલીનો પ્રશ્ન થઈ પડે. પહેલાંના વખતમાં ગુરુશિષ્ય જ્યાં સહજીવન ગાળતા ત્યાં કુશળ ગુરુ અમુક રીતે શિષ્યને તેનો સ્વધર્મ નક્કી કરી આપવામાં મદદ કરી શકતો હશે. અત્યારે તો એ પણ રહ્યું નથી. આજ પેઢીએ પેઢીએ ધંધો બદલાય અને કલાકે કલાકે ગુરુ બદલાય એવા જમાનામાં માણસે પોતે જ પોતાનો સ્વધર્મ નક્કી કરી લેવાનું રહે છે. અને સાચી સત્યનિષ્ઠા જો માણસ કેળવે અને તેને ખાતર ગમે તેવો ત્યાગ કરવાની વૃત્તિ રાખે, તો જરૂર તે પોતાનો સ્વધર્મ થોડીઘણી નિષ્ફળતાઓ પછી પણ જાણી શકે.

તા ૯–૨–'૨૬

## ૪

તમે ગીતાનો ઊંડો અભ્યાસ કરશો તો તમને જણાયા વિના નહિ રહે કે, ગીતાનો લેખક ફિલસૂફ કે તાર્કિક નથી, પણ એક દ્રષ્ટા છે. તેણે જીવનનું સમગ્ર સત્ય અંતરમાં એટલું સ્પષ્ટ પ્રાપ્ત કર્યું છે કે તેના લખાણમાં આપણને ફિલસૂફની એક કઠોર—જડ પોલાદી ચોકઠાવાળી વિચારસરણી નથી માલૂમ પડતી. તેથી જ એની વિચારસરણીને અદ્વૈતવાદ કહેવો, દ્વૈતવાદ કહેવો, કર્મમાર્ગ કહેવો, ભક્તિમાર્ગ કહેવો કે શું કહેવું, તે જ સમજાતું નથી. અને તેથી જ એવા બધા વાદોવાળા એકસરખા ગીતા તરફ દોડે છે. સમગ્રના દર્શનની એ જ પરીક્ષા છે. માનવબુદ્ધિ હંમેશાં કોઈ અમુક કક્ષાથી, સમગ્રના અમુક ભાગને જ જોઈ વિચારી શકે છે. અને તેથી જ કોઈ કોઈ વાર આપણે ગીતા વાંચતાં અકળાઈ ઊઠીએ છીએ કે આ ગ્રંથ તે ક્યા વાદનો છે. ગીતાનું દર્શન વિશાળ છે. તે જીવનને માત્ર બુદ્ધિથી દૂર રહીને વિચારતી નથી, પણ અંતરમાં

સમગ્રનો સાક્ષાત્કાર કરે છે; અને તેથી જીવનનાં સમગ્ર દૃષ્ટિબિંદુઓનો તેમાં સમાવેશ—સમન્વય થયેલો છે.

યુગે યુગે 'લોકોએ' પોતાની બદલાયેલી પરિસ્થિતિ માટે તેમાંથી સંદેશ પ્રાપ્ત કરવા પ્રયત્ન કર્યો છે અને પોતાને જોઈતું માર્ગદર્શન તેમાંથી મેળવ્યું છે. હાલમાં આપણી ચોમેર પશ્ચિમ અને તેનો જડવાદ ફરી વળ્યાં છે. જગતના વિવિધ લોકો અને તેમના વિવિધ ધર્મોનો આપણને પરિચય થવા લાગ્યો છે. આ સ્થિતિમાં આપણને વળી એક નવો સમન્વય કરવાની જરૂર લાગે છે. આજના જમાનાનું એ કાર્ય છે. અને ગીતા તેમાં શો ફાળો આપે છે તે આપણે જોવાનું છે.

પરંતુ એ કામ કોણ કરી શકશે? મને લાગે છે કે, તે જ કરી શકશે કે જેણે આખુંય જીવન ગીતાનુસાર ગાળ્યું હોય. તે માણસ જ અત્યારના પ્રશ્નો માટે ગીતાનો ઉકેલ સમજી આપણને આપી શકશે.

* * *

ગીતાની એક બીજી વિશેષતા ઉપર પણ તમારું ધ્યાન ખેંચતો જાઉં. જગતના મુખ્ય મુખ્ય ધર્મગ્રંથો તપાસશો તો જણાશે કે, કાં તો તેઓ એકાદ ઐતિહાસિક વ્યક્તિની—તેના જીવનની અને તેના ઉપદેશની—આજુબાજુ રચાયેલા હોય છે, જેમ કે બાઈબલ અને કુરાન; અથવા તો, વેદ ઉપનિષદની પેઠે, અનેક જણના અનુભવના સંગ્રહરૂપ હોય છે. ગીતા એ બંને પ્રકારોથી જુદા જ પ્રકારની છે. તેને તેના ઋષિએ મનુષ્યજીવનમાં કોઈ પણ દેશકાળમાં હંમેશ ઊભી થતી અથડામણના પ્રસંગ સાથે ગૂંથી દીધી છે. એ અથડામણ હંમેશ આપણાં જીવનમાં કોઈ ને કોઈ કાળે અવશ્ય આવે જ છે. અને તેનો ઉકેલ આણી આપવો એને ગીતા પોતાનું પ્રયોજન સમજે છે. અને આજે પણ જો તેવા પ્રસંગો આપણે માટે આવે જ છે, તો આજે પણ ગીતા આપણે જ માટે જાણે હોય, એ રીતે

આપણી આગળ આવીને ઊભી રહે છે. એ કોઈ ભૂતકાળના એકાદ મનુષ્યની અને તેના અનુભવની આસપાસ ફરતી, તથા તેથી બહારના માટે બારણાં બંધ કરી દેતી વૈયક્તિક વસ્તુ નથી. તે સમગ્ર મનુષ્યજીવનને નજર સામે રાખીને લખાયેલી છે. તેનો ઇરાદો મનુષ્યને માટે એકાદ તૈયાર રસ્તો આપી દેવાનો નથી. તેની નજર આગળ અમુક એક જમાનાના લોકો અને તેમના પ્રશ્નો નથી; તે સમગ્ર મનુષ્યજીવન પ્રત્યે પોતાની દષ્ટિ રાખે છે. વળી તે એકાદ તૈયાર રસ્તો—સર્વ મનુષ્યોના બધા પ્રશ્નોનો એકસામટો ઉકેલ આપતી 'ગુરુકૂંચી'—આપવાની બડાઈ કરતી નથી. તે મનુષ્યજીવન પ્રત્યે એક વિશિષ્ટ વૃત્તિ આપવા માગે છે, અને પછી તે અનુસાર દરેકને પોતાનો રસ્તો શોધી કાઢવા માટે છૂટો મૂકી દે છે.

તા. ૧૦–૨–'૨૬

## ૫

ગીતા સમજવા માટે ત્રણ વસ્તુઓ જાણવી અગત્યની છે: એક તો, ગીતામાં ગુરુ કોણ છે; બીજી, શિષ્ય કોણ છે; અને ત્રીજી, શો ઉપદેશ તેને આપવામાં આવ્યો છે.

કૃષ્ણ એ ગીતામાં ગુરુસ્થાને છે. એટલે કે, સાક્ષાત્ પ્રભુનો અવતાર જ ગુરુસ્થાને છે. અવતાર હોઈ તે આત્મા–પરમાત્માનું સંપૂર્ણ સ્વરૂપ જાણતા હોય છે.

પરંતુ આજકાલ અવતારવાદ ઉપર ઘણાને અશ્રદ્ધા છે. કદાચ તેને યોગ્ય રીતે સમજવામાં ન આવતો હોવાથી જ તે ગેરસમજ ઊભી થઈ છે, એમ મને લાગે છે. એટલે, આપણે પ્રથમ અવતારવાદથી હિંદુધર્મ શું સમજે છે તે જાણવા પ્રયત્ન કરીએ.

તે માટે પ્રથમ હિંદુધર્મની ઈશ્વરની કલ્પના સમજી લેવી

જોઈએ. હિંદુધર્મમાં ઈશ્વરને માટીના લોંદામાંથી આખું વિશ્વ ઘડી કાઢનાર અને પછી સોટો લઈ બધા ઉપર રાજ્ય ચલાવનાર વ્યક્તિ તરીકે નથી કલ્પવામાં આવ્યો. હિંદુધર્મમાં ઈશ્વર એ જગતનું નિમિત્તકારણ એકલો જ નથી, પણ ઉપાદાનકારણ પણ છે. એટલે કે, કુંભારની જેમ એ ઘડાનું નિમિત્તકારણ માત્ર નથી, પણ માટીની જેમ તે ઘડાનું ઉપાદાનકારણ પણ છે. એટલે કે, બનાવનાર અને જેમાંથી વસ્તુ બનાવવામાં આવે છે તે બન્ને એક જ છે. એટલે કે, બધું ઈશ્વરરૂપ જ છે. જો ઈશ્વરને પોતાથી ભિન્ન એવી પ્રકૃતિમાંથી પોતાના જેવા આકારવાળાં પૂતળાં ઘડી ઘડીને તેમનાં નસકોરાંમાં પ્રાણ ફૂંકતો કલ્પીએ, તો પછી જગતમાં બે નિત્ય તત્ત્વો થયાં: એક કુંભાર અને બીજી માટી. પણ એમ બે તત્ત્વોને નિત્ય તથા અનંત માનવાં એ બુદ્ધિથી જ કલ્પી શકાય તેમ નથી. એટલે હિંદુધર્મને મન જડ અને ચેતન એવાં બે ભિન્ન, વિરોધી ગુણવાળાં તત્ત્વો નથી. તે એમ કહેવા માગે છે કે, જડ દેખાતા પદાર્થોમાં પણ ચેતન પૂરું વ્યક્ત નથી થયું. બાકી બધી વસ્તુઓ સ્વરૂપથી ચેતન છે—ચેતન સિવાય બીજું કાંઈ નથી; માત્ર તેનો આવિર્ભાવ થયો નથી. મનુષ્યમાં પણ ચેતન હજુ બધાં આવરણો દૂર કરી સંપૂર્ણ આવિર્ભાવ પામી શક્યું નથી. હજુ તેના ઉપર પ્રકૃતિનાં આવરણોનું વિશેષ જોર છે. જ્યારે કોઈ પણ આત્મા એ બધાં આવરણોને સંપૂર્ણપણે દૂર કરી શકે છે, ત્યારે મૂળ ચેતન પોતાની સંપૂર્ણ સત્તાથી પ્રકાશવા લાગે છે અને જીવાત્મા પરમાત્મારૂપ થઈ જાય છે. તેને આપણી ભાષામાં અવતરેલો, ઉપરથી નીચે જગતમાં અવતાર લઈને આવેલો કહો કે અંદરથી પ્રગટ થઈ બહાર આવેલો કહો. પણ તે પ્રસંગ આખા જગતભર માટે આનંદ અને ઉત્સાહનો પ્રસંગ છે. કારણ કે, તે આત્મા પોતાના મૂળસ્વરૂપને જાણતો હોઈ આપણા બધાની વચ્ચે આપણી પેઠે ફરતો હોય છે અને આપણને માર્ગ બતાવતો હોય

છે. પણ એવો સંપૂર્ણ આવિર્ભાવ હંમેશ નથી થતો, કલ્પોમાં એકાદ વાર થાય છે. સામાન્ય રીતે તો માણસ પોતાનાં આવરણો દૂર કરી, પોતાના સ્વરૂપનું દર્શન પામી, પોતા પૂરતો કૃતકૃત્ય થઈ જાય છે. તેવા માણસોને વિભૂતિ ભલે કહો, પણ તે અવતાર નથી. અવતારમાં તો એ આવિર્ભાવ એવી રીતે થયો હોય છે કે જેથી સમગ્ર વિશ્વનું પ્રયોજન તેનાથી સધાય છે. રામકૃષ્ણ કહેતા કે સામાન્ય મુક્તાત્માઓ ગાડાં જેવા છે; તેઓ એકાદ બે માણસોને ખેંચી શકે. પણ 'અવતાર' તો મોટી રેલગાડી જેવા હોય છે; તેઓ ડબ્બા ભરીને માણસોને ખેંચી જાય છે. અવતાર આખા યુગમાં એવો પલટો કરવાની શક્તિ ધરાવે છે કે ત્યાંથી નવો જ યુગ શરૂ થાય છે. આ રીતે વિચારવાનો પ્રયત્ન કરી જોશો તો સમજાશે કે, દરેક મનુષ્યમાં 'અવતાર' અપ્રગટ રીતે બેઠેલો છે, કારણ દરેકમાં આત્મા રહેલો છે, અને એ આત્મા એ પરમાત્મા જ છે. જૈનોમાં પણ આ વસ્તુ બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા શબ્દોથી વર્ણવેલી છે. અને એક રીતે જોવા જઈએ તો બધા જ ધર્મોમાં અવતારવાદ ગૂઢ રીતે રહેલો હોય છે. બાઈબલમાં તો કહ્યું છેઃ "હું અને પિતા એક છીએ!" માત્ર કેટલાક અંતરંગ માણસો એ વસ્તુ સમજી શકે છે; બાકીના તો તેને માનવ-પુત્ર તરીકે સમજે છે. ઇસ્લામમાં પણ સૂફીઓમાં આવા પ્રકારની માન્યતા છે.

આપણાં શાસ્ત્રોમાં મુક્તાત્મા અને બદ્ધાત્માનું વર્ણન જુદી જુદી કલ્પનાઓથી કરવામાં આવ્યું છે. ઉપનિષદોમાં તેમને એક જ વૃક્ષ ઉપર બેઠેલાં બે પંખી તરીકે સરખાવ્યા છે. એક પક્ષી તેનું સ્વાદુ ફળ ખાય છે જ્યારે બીજું તટસ્થ રહી જોયા કરે છે. પરંતુ પહેલું પંખી જ્યારે ધરાઈને સામા તરફ નજર કરે છે ત્યારે શોકરહિત થઈ તેના જેવું થઈ જાય છે. વળી ઇંદ્ર અને કુત્સની વાત લો. ઇંદ્ર કુત્સને સ્વર્ગ તરફ દોરી જાય છે. રસ્તામાં

કુત્સ એટલો બધો ઇંદ્રના જેવાજ સ્વરૂપનો બની જાય છે કે માત્ર ઇંદ્રની પત્ની જ તેને ઓળખી શકે છે. નર અને નારાયણની કલ્પના પણ એ જ રીતની છે.......

આ પ્રમાણે કૃષ્ણ એક યુગાવતાર છે. તે બે યુગોના સંધિકાળમાં પ્રગટ થયા છે. તે પ્રસંગ એવો છે કે જ્યારે એક એવું મહાન યુદ્ધ લડાવાની તૈયારી છે કે જેના વડે આખી એક સંસ્કૃતિ તૂટી જઈ નવી જ સંસ્કૃતિ, નવોજ યુગ શરૂ થવાનો છે. સંધિકાળમાં જૂના અને નવા વચ્ચે કેવો વિખવાદ જાગે છે, જૂના ગમે તેવા નકામા બની જાય છે, નવા કેવી રીતે સંશયગ્રસ્ત હોય છે, એ આપણે સમજી શકીએ છીએ. કૃષ્ણ એક આખી પ્રજાને—કદાચ વધારેમાં વધારે આગળ વધેલી આખી સંસ્કૃતિને—આવા એક સંધિકાળ દરમ્યાનની સર્વતોમુખી અથડામણમાં થઈને દોરતા હોય છે. એ વસ્તુ સહેજ કલ્પનામાં લાવતાં જ સ્તબ્ધ બની જવાય છે અને તે મહાપુરુષની નિર્લેપતા, કુશળતા અને દીર્ઘદર્શિતા જોઈને તેના ચરણમાં નમી પડાય છે. મહાભારતની દરેક ઘટના પાછળ આપણે કોઈ બીજાનો ગુપ્ત હાથ ઠેકાણે ઠેકાણે જોઈ શકીએ છીએ: બધાં પાત્રો જાણે કોઈની બાજીનાં સોગઠાં હોય તેમ આમથી તેમ ખસ્યા કરે છે. અને છતાં કોઈ જાણતું પણ નથી કે પોતે કોનાથી ખેંચાય છે–દોરાય છે. આખી બાજી જાણે પહેલેથી જ ગોઠવાઈ ગયેલી હોય છે, દરેક બીના જાણે પહેલેથી જ વિચારી મૂકેલી હોય છે, અને એક કુશળ સૂત્રધાર બધી દોરીઓ એકસામટી પોતાના હાથમાં પકડી શાંતિથી–સહેજ પણ રૂંવાડું ફરકવા દીધા વિના–બધાં પૂતળાંને ખેંચે છે. યુધિષ્ઠિર જેવા પણ સમજે છે અને નથી સમજતા. દુર્યોધન જેવો ચાલાક માણસ પણ કોઈ કોઈ વાર જોઈને ચમકી જાય છે કે, આ બધી કૃષ્ણની બાજી તો નથી; પણ પાછો શાંત થઈ પોતાનું કામ કર્યે જાય છે. બધાં માણસો આમથી તેમ દોડે છે, લડે છે, હસે છે,

મરે છે. પણ કોઈ જાણતું નથી કે, આ બધું કેમ થાય છે, કોણ કરે છે.

આપણી પણ એ જ દશા છે. આપણે આપણી બધી પ્રવૃત્તિઓ દિનરાત કર્યા કરીએ છીએ અને માનીએ છીએ કે આપણે જ આ બધું કરી રહ્યા છીએ. પરંતુ આપણાં હૃદયકમળમાં બેઠેલા એ જગતના મહાન સૂત્રધારને કોઈ જોઈ શકતું નથી. આપણે બધા નિમિત્તમાત્ર છીએ એમ કોઈ સમજવા પામતું નથી. માત્ર કૃષ્ણ ગીતામાં ચોખ્ખેચોખ્ખું કહી સંભળાવે છે ત્યારે અર્જુન પણ જાણે છે કેઃ " બધું મેં કરી રાખ્યું છે, તું તો હવે નિમિત્તમાત્ર થા."

આ ભવ્ય દર્શન આપણે હજુ વધુ સમજવું પડશે. પણ તેને માટે આપણે જરા થોભવું જોઈએ.

તા. ૧૨-૨-'૨૬

૬

આગાઉ આપણે જોઈ ગયા કે ગીતામાં ઉપદેશક કોણ છે. આજે હવે એ ઉપદેશ જેને આપવામાં આવ્યો છે તેનો પરિચય કરી લઈએ.

અર્જુન એક સંસ્કારી જીવ છે. તેનામાં સત્યાસત્ય જાણીને તે પ્રમાણે આચરવાની વૃત્તિ છે; જ્યાં ન સમજાય ત્યાં પોતાનાથી વધુ સમજનારને શરણે જવાની નમ્રતા છે, અને છતાં પૂરેપૂરું ન સમજાય ત્યાં સુધી ફરીફરીને પૂછી ખાતરી કરવાની સચ્ચાઈ છે; અને એક વાત પૂરેપૂરી સમજાઈ કે પછી તે પ્રમાણે ઉત્સાહથી કરી છૂટવાની પ્રામાણિકતા છે. ટૂંકામાં, જિજ્ઞાસુના અને ધર્મવૃત્તિવાળા માણસના બધા ગુણો તેનામાં છે.

પરંતુ, કેટલાક લોકો એમ કહે છે કે, ગીતામાં જે લડાઈ તથા કૃષ્ણાર્જુનસંવાદનું વર્ણન છે. એ બધું એક રૂપક છે. એ

લડાઈ મનુષ્યહૃદયમાં રહેલી દૈવી અને આસુરી વૃત્તિઓ વચ્ચેની છે. તથા કુરુક્ષેત્ર તે પણ બીજું કોઈ નહિ પણ આપણો મનુષ્યદેહ છે. આ વિષે હું વધુ વિદ્વત્તા ડહોળવા નથી માગતો. કોઈ પણ રીતે સમજો, પણ ગીતાના મુખ્ય ઉપદેશને સ્વીકારો એટલે બસ. છતાં હું મારો પોતાનો અભિપ્રાય જણાવતો જાઉં કે, એવી રીતે રૂપકની કલ્પના કરવા જવું મને વધારાપડતું લાગે છે. આખો ગીતાનો સંવાદ એવા સ્પષ્ટ શબ્દોમાં અને એવી રીતે ગોઠવવામાં આવ્યો છે કે, મારા જેવા સાદા માણસને તેનો શબ્દાર્થ ન સમજી બીજો કલ્પિત અર્થ લેવા જવું મુશ્કેલ લાગે છે. મારું તો એવું માનવું છે કે, ગીતા એક સાચા પ્રસંગે, એક સાચી મુશ્કેલી ટાળવા માટે, સાચા માણસે સાચા માણસને કહી હતી. પરંતુ એ પ્રસંગ એવો હતો કે જે દરેક મનુષ્યના જીવનમાં કોઈ ને કોઈ વખતે આવે જ છે. તેથી કરીને જ ગીતા અર્જુન માટે હોવા છતાં બધાં મનુષ્યોને ઉપયોગી થઈ પડે છે. ગીતા એ સઘળાં મનુષ્યો માટે [illegible] એ સાબિત કરવા માટે અર્જુનનું અર્જુનપણું અને કૃષ્ણનું કૃષ્ણપણું ભૂંસી લેવાની જરૂર નથી.

હવે આપણે આગળ ચાલીએ. આપણે જોયું તેમ, અર્જુન એક સાચો વ્યવહારબુદ્ધિવાળો માણસ છે. તે એક શૂરો લડવૈયો છે. તેનામાં ત્રણે ગુણો હજુ વ્યાપેલા છે ને તે ત્રિગુણાતીત નથી. પરંતુ તેનામાં સત્ત્વગુણ પ્રધાન છે. દરેક મનુષ્યમાં ત્રણે ગુણ મોજૂદ હોય છે. પરંતુ જે ગુણ તેનામાં પ્રધાન હોય તે ઉપરથી તેની પ્રકૃતિ આપણે નક્કી કરીએ છીએ. એ પ્રમાણે અર્જુનને આપણે સત્ત્વગુણી માણસ કહી શકીએ. તે પોતાનું સમસ્ત જીવન પોતાના આદર્શો મુજબ ન્યાયી અને પ્રામાણિકપણે ગાળતો આવ્યો છે. એ અર્થમાં તે સાચો ધાર્મિક છે. પરંતુ તે જ્ઞાની નથી. હજુ તે પ્રકૃતિથી પર થયો નથી. તેનામાં હજુ સાત્ત્વિક અહંકાર છે; તેને

સારાં કૃત્યો કરવાની, બધાંનું ભલું કરવાની અને ઉજ્જ્વળ કીર્તિ મેળવવાની કામના છે. તે એક યોદ્ધાની માફક બંને સેનાની વચમાં પોતાનો રથ હાંકી જવાને પોતાના સારથિ-મિત્ર કૃષ્ણને કહે છે. તેને લડતાં પહેલાં શત્રુઓને એક વાર નિહાળી લેવા છે. અત્યાર સુધી પોતાના શત્રુઓ વડે ન્યાય અને સત્યનું ખૂન થતું તેણે જોયા કર્યું છેઃ અધર્મ અને જૂઠને પોતાનું ધાર્યું કરી ફાવતાં જોયાં છે. હવે તેને આખરી ફેંસલો કરવો છેઃ ન્યાય અને આબરૂને વિજયી થતાં જોવાં છે. પોતાનાં જે બંધુઓ અને કુટુંબીઓને પારકાને હાથે ખોટી રીતે અપમાનિત થતાં જોયાં છે તેમને તેમનો વાજબી હક પાછો મળે એમ કરવું છે.

પરંતુ, છેક છેવટની ઘડીએ તે જુએ છે કે, પોતે જે ઇરાદા માટે આ ખૂનખાર યુદ્ધ લડવા તૈયાર થયો છે તે એ યુદ્ધને પરિણામે નિષ્ફળ નીવડવાનો છે. એ યુદ્ધને પરિણામે કુટુંબમાં વિધવાઓ થવાથી, અનાચાર પ્રવર્તવાથી; વર્ણસંકરતા થવાથી, પિતૃઓની દુર્દશા થવાથી જે વસ્તુસ્થિતિ ઊભી થવાની છે, તેની આગળ તેને પોતાના ભાઈઓનાં અપમાન વગેરે તુચ્છ લાગે છે. તે કહે છે, "હકપૂર્વક રાજ્ય મેળવીને પણ જેમની સાથે તે ભોગવવાનું, જેમને માટે તે મેળવવાનું, તે બધા તો પ્રથમ જ મોખરે આવીને ઊભા છે; પછી આ બધી પ્રવૃત્તિ કોને માટે, શા માટે?" આમ એક બાજુ તેને ન્યાય અને સદાચારના રક્ષણ માટે લડાઈ કરવી જરૂરી લાગે છે; પણ સાથે સાથે જ તે જોઈ જાય છે કે, તેનાથી પરિણામે વધુ અનાચાર જ પ્રવર્તવાનો છે. આવી મૂંઝવણમાં આવી તે શ્રીકૃષ્ણને શરણે જાય છે. પરંતુ જરા થોભો. તેની તે લાગણી એ ખાલી ઊભરો નથી. તે પોતાની જાન અને પોતાનું રાજ્ય શત્રુઓને સોંપવા માટે તૈયાર છે. તેની મૂંઝવણ બીકથી-કાયરતાથી ગભરાયેલા માણસની નથી. તેની મૂંઝવણ બહાદુરી-પૂર્વક, પ્રામાણિકતાથી આખા જીવન દરમ્યાન પોતાની ફરજો

અંદો કરતા આવેલા એક કર્મવીરની છે. તે ભાગવા માગતો નથી, પણ સાચું કર્મ કયું છે તે જાણવા માગે છે. આમ મનુષ્ય-જીવનનો એક કટોકટીનો પ્રસંગ આવીને ઊભો રહ્યો છે. કર્મ કરવા માગતા, કર્મ કરતા આવેલા માણસને હવે પોતાની સમસ્ત પ્રવૃત્તિને માટે પ્રેરક હેતુ સમજવો છે: તેને પોતાના જીવનની પ્રવૃત્તિઓ માટે દૃષ્ટિ જોઈએ છે. જીવનના સામાન્ય ધર્મો તેની ગૂંચ ઉકેલી શકે તેમ નથી. ઊલટું, તે ધર્મોએ જ એકબીજા સાથે અથડામણમાં આવી આ ધર્મસંકટ ઊભું કર્યું છે અને તેને આમ ગભરાવ્યો છે. હવે કર્મજિજ્ઞાસા જ્ઞાનજિજ્ઞાસામાં પરિણમી છે. હવે જીવન આગળ ચાલવાનું હોય તો માત્ર કર્મના આદેશથી નહિ ચાલે, હવે તેને માટે જ્ઞાનદૃષ્ટિ જોઈશે. કર્મો કરવાનો હેતુ પૂરો થવા આવ્યો છે. હવે જ્ઞાનની સાચી જરૂર ઊભી થઈ છે. હવે અર્જુન જ્ઞાનનો અધિકારી થયો છે. અને તેથી જ કૃષ્ણ અર્જુનને 'આમ કર' કે 'ન કર' એમ કહેવાને બદલે જીવ-જગતનું, ટૂંકામાં જીવનનું રહસ્ય સમજાવવા બેસે છે.

તા. ૧૬-૨-'૨૬.

૭

આજે હવે આપણે ગીતાના ઉપદેશ વિષે વિચાર કરીએ. પરંતુ હવે જ ખરેખરા મતભેદો અને વાદવિવાદો શરૂ થવાની ઘડી આવી લાગી છે. મેં આગળ જણાવ્યું હતું તેમ, ગીતાનું દર્શન એવું વ્યાપક છે કે, તેની અંદર ભિન્ન ભિન્ન રુચિવાળા બધા મનુષ્ય પોતાને ગમતું શોધી શકે. સામાન્ય રીતે આપણે એમ માનતા હોઈએ છીએ કે, આપણે કોઈ પણ અભિપ્રાય બાંધતી વખતે વસ્તુને તપાસીએ છીએ, તેનું પૃથક્કરણ કરીએ છીએ અને પછી દલીલો કરતા આપણો સિદ્ધાંત બાંધતા જઈએ છીએ. પરંતુ ઘણી વાર આમ નથી બનતું. મારું તો એમ માનવું છે કે,

માણસ પ્રથમ પોતાની રુચિઅરુચિ અનુસાર અમુક નિર્ણય બાંધી લે છે અને પછી તેને અનુકૂળ દલીલો શોધે – વિચારે છે. મનુષ્ય માત્રને આવી ટેવ સામાન્ય રીતે હોવાથી, વસ્તુનું પૂરેપૂરું પૃથક્કરણ કર્યા વિના, બુદ્ધિ અમુક અંશ ઉપરથી જ સમગ્રની કલ્પના કરી બેસે છે. ગીતાની બાબતમાં પણ આમ જ બન્યું છે. દરેક વાદી તેમાંથી પોતાને ગમતા અંશ ઉપર ભાર મૂકી આખી ગીતાને એ અંશમાં જ પર્યાપ્ત કરી દેવા માગે છે.

જૂના કાળમાં આપણને ગીતાના રહસ્ય વિષે બે ભિન્ન મતો ઝઘડતા માલૂમ પડે છેઃ એક અદ્વૈતવાદી અને બીજો ભક્તિમાર્ગી. અદ્વૈતવાદી ગીતામાં પોતાના અદ્વૈતવાદનું જ સમર્થન જોવા માગે છે, અને પોતાનો માયાવાદ, કર્મસંન્યાસવાદ, જ્ઞાનમાર્ગ એ જ ગીતાનો મુખ્ય વિષય છે, મૂળ પ્રયોજન છે એમ સમજાવવા પ્રયત્ન કરે છે. આ મતના મુખ્ય હિમાયતી શંકરાચાર્ય છે. તે જ પ્રમાણે ભક્તિમાર્ગી ગીતાના અમુક અધ્યાયો કે શ્લોકો ઉપર ભાર મૂકી ગીતાનું તાત્પર્ય ભક્તિવાદ છે એમ સમજાવવા માગે છે. એ બંને માર્ગોમાં જીવનનાં કર્મો—સામાન્ય ધર્મો તરફ દુર્લક્ષ તો નહિ, પણ યોગ્ય ભાર મૂકવામાં નહોતો આવ્યો. અને સંન્યાસવાદના એક જમાનામાં સંસારને અને તેનાં કર્તવ્યોને તિલાંજલિ આપી સંન્યાસી થવું એ જ મોક્ષમાર્ગનું એક મુખ્ય પગથિયું—મુખ્ય સાધન છે એમ મનાવા લાગ્યું. તે જ પ્રમાણે ભક્તિમાર્ગી પણ સંસારનાં કર્તવ્યો તરફ ઉપેક્ષા બતાવવી, પોતાનું એકમાત્ર કર્તવ્ય માળા લઈ કે ઝાંઝપખાજ લઈ નામકીર્તન કર્યા કરવાનું છે, બધા ધર્મો, બધી ફરજો, નામજપ કરવામાં સમાઈ જાય છે (જુઓ સર્વધર્માન્ પરિત્યજ્ય ૪૦) એમ માનવા-મનાવવા તરફ વળ્યો હતો. અને એને કારણે સંસારનાં-સમાજનાં સામાન્ય કર્તવ્યો તરફ ધાર્મિક કહી શકાય તેવા પુરુષોનું દુર્લક્ષ થવાથી, સમાજ-

વ્યવહાર સાંસારિક બુદ્ધિવાળા માણસોનું ક્ષેત્ર મનાઈ, એવા ટૂંકી સ્વાર્થી દૃષ્ટિવાળાઓના હાથમાં જઈ પડી છિન્નભિન્ન થઈ જવા આવ્યો હતો. આમ થતાં પરદેશીઓનાં આક્રમણોથી જે સખત હાર ભારતવર્ષે ખાધી અને પરિણામે સર્વ પ્રકારની ગુલામી તેને કપાળે લખાઈ તેનાથી ચમકી, લોકો કર્મમાર્ગની આવશ્યકતા સમજી, ગીતામાંથી તેનું સમર્થન શોધવા લાગ્યા. અને ગીતા તો એ પ્રમાણે એક સમાજવ્યવહારનું—નીતિશાસ્ત્રનું પુસ્તક છે એમ જ મનાવા લાગ્યું.

અત્યારે આપણે પશ્ચિમ અને તેમાંય પ્રોટેસ્ટંટ ઇંગ્લંડની અસર તળે આવ્યા છીએ. અત્યારે એ પ્રોટેસ્ટંટ વિચારો આપણા મગજ ઉપર ઘણી અસર પાડી રહ્યા છે. તેમાં 'અંધારા' કહેવાતા મધ્યયુગની ભક્તિ, ધાર્મિકતા કે આધ્યાત્મિકતાનું નામનિશાન નથી. હું 'કહેવાતા' શબ્દ જાણીજોઈને વાપરું છું. કારણ કે, આધ્યાત્મિક દૃષ્ટિએ, સાચી ધાર્મિકતાની દૃષ્ટિએ, સરખામણીમાં એ યુગ જ વધુ પ્રકાશવાળો હતો. અત્યારનો ખ્રિસ્તીધર્મ માત્ર બીજાઓને વટલાવવાનો ધર્મ રહ્યો છે. દર વર્ષે ખ્રિસ્તીધર્મની માપણી એ લોકો પોતે, કેટલા વધુ લોકો એ ધર્મમાં વટલાયા, એના ઉપરથી કાઢે છે. એ વટલાવવાનું પણ ધાર્મિક બુદ્ધિથી થતું નથી, પરંતુ રાજકીય અને આર્થિક ફાયદાની દૃષ્ટિએ થાય છે. ખ્રિસ્તીઓમાં સાચા મિશનરીઓ નથી એમ મારો કહેવાનો આશય નથી. પણ, ખ્રિસ્તી યુરોપમાં જ જે ધર્મ મરેલો ધર્મ થઈ ગયો છે, તેને બહારના અજ્ઞાની કહેવાતા કાફર, કાળા–પીળા લોકોમાં ફેલાવવા એ લોકો ઘર છોડીને દોડે છે, એનો હેતુ બીજો શો કલ્પી શકાય?

હાલ જડવાદના જમાનામાં ધર્મને જીવનમાંથી તિલાંજલિ મળી છે; અને તેથી તેને આમ વટાવી ખાવામાં આવે છે. પણ

એટલું યાદ રાખજો કે, માણસ કદી ધર્મને છોડીને બહુ દૂર જઈ શકવાનો નથી. મનુષ્ય-હૃદયની સર્વ વૃત્તિઓ માત્ર સ્વાર્થપરાયણતા અને ઇંદ્રિયતૃપ્તિથી નથી સંતુષ્ટ થતી. જેમ જેમ ઇંદ્રિયજીવન વધતું જાય છે તેમ તેમ ઊંડે ઊંડે એના તરફ અસંતોષ વધતો જ જાય છે, અને માણસો જીવનનું પ્રયોજન કંઈક જુદું છે–માત્ર સ્વાર્થપરાયણતામાં નથી પણ સ્વાર્થત્યાગમાં પણ છે—એવું કાંઈક સમજતા જાય છે. એ રીતે આજકાલ જડવાદી યુરોપમાં પણ દેશાભિમાન, દેશસેવા અને જનતાની સેવા લોકોને આકર્ષી રહ્યાં છે. ત્યાં ઈશ્વરને તો દેશપાર કરેલો હોવાથી લોકો હવે તેને સ્થાને દેશસેવા, જનસેવા એવા દેવો સ્થાપવા લાગ્યા છે. એ બધાં ધાર્મિકતાનાં રૂપાંતરો જ છે. પોતાની જાતને બદલે જ્યાં સર્વજનતાને સ્થાપી ત્યાં જ ધાર્મિકતા શરૂ થઈ. અલબત્ત, સાચી આધ્યાત્મિકતાથી એ ઘણી દૂર છે. પરંતુ મારી કહેવાની મતલબ એ હતી કે, માણસ ધાર્મિક વૃત્તિને કદી લાંબો વખત છોડી દઈ શકતો નથી: એક યા બીજે રૂપે તે આવીને ઊભી જ રહે છે.

આપણે પણ નાસ્તિકતાના એવા યુગમાં સપડાઈ જઈ હવે એ રીતે જનસેવા—લોકસેવાના આદર્શ તરફ ફરી જવા લાગ્યા છીએ; અને તેથી હવે કર્મ—લોકસંગ્રહાર્થે નિષ્કામ કર્મ—એવો આદેશ ગીતામાંથી શોધાવા લાગ્યો છે. તિલક મહારાજનું આખું પુસ્તક નિષ્કામ કર્મના પ્રતિપાદન માટે જ છે. અરે, હિંદુસ્તાનના ક્રાંતિવાદીઓ પણ એક હાથમાં ગીતા અને બીજા હાથમાં બૉંબ રાખે છે. તેઓ તેમની બધી પ્રેરણા ગીતામાંથી જ મેળવે છે.

પરંતુ ગીતા એ માત્ર નીતિશાસ્ત્ર નથી. તે મનુષ્યજીવનની સામાન્ય સામાજિક ફરજોની યાદી નથી. તે તો એક અધ્યાત્મ-શાસ્ત્ર છે. સામાન્ય નીતિશાસ્ત્ર પ્રમાણે તો, બુદ્ધ પોતાની યુવાન પત્ની અને તરત જન્મેલા બાળકને આમ બેજવાબદારીથી

છોડીને કદી ન ચાલ્યા જઈ શકે; મીરાંબાઈ પણ પતિની આમ અવગણના ન કરી શકે. પરંતુ ગીતા નીતિશાસ્ત્ર નથી, અધ્યાત્મ-શાસ્ત્ર છે. એટલે તે કદી બુદ્ધ અને મીરાંનો તિરસ્કાર ન કરે, તેમની આડે ન આવે. ધર્મ અથવા ફરજ બે પ્રકારનાં છે: એક આપેક્ષિક અને એક શુદ્ધ. આપેક્ષિક ધર્મો એટલે એવા ધર્મો કે જે અમુક સ્થિતિની અપેક્ષાએ સાચા અને આવશ્યક હોય. જેમકે, તમે એક વાર નોકરી સ્વીકારો એટલે પછી નિયમિત કામ કરવું, અધિકારીની આજ્ઞામાં રહેવું વગેરે ધર્મો આવી પડે છે. વકીલ કે ન્યાયાધીશ બનો એટલે પછી અમુક ફરજો તમારે અદા કરવી જ જોઈએ. વેપાર કરવા બેસો એટલે પછી દુકાન અમુક વખતે ઉઘાડવી જ જોઈએ. આમ, આ બધા અમુક સ્થિતિની અપેક્ષાએ આવી પડતા ધર્મો છે. તમે કોઈ ઑફિસમાં નોકરી ન સ્વીકારો તો તમે ૧૦ વાગ્યાને બદલે ૧૨ વાગ્યે પણ ખાઈ શકો. કારણ, તો પછી તમારે જમીને ૧૧ વાગ્યે હાજર રહેવાનું ન હોય. તે પ્રમાણે એક વાર ગૃહસ્થજીવન સ્વીકારો, સમાજમાં રહી તેના અમુક લાભો સ્વીકારવા લાગો, એટલે પછી તેને અંગે તમારે અમુક ફરજો પણ અદા કરવી જ જોઈએ. પરંતુ આ બધા આપેક્ષિક ધર્મોથી પર એવો શુદ્ધ ધર્મ પણ છે. તેને કોઈ ખાસ અમુક સ્થિતિ સાથે સંબંધ જ નથી. એ મહાન ધર્મ તે પોતાના આત્મા પ્રત્યેનો—ઈશ્વર પ્રત્યેનો. એ ધર્મ અદા કરવા બેસો એટલે પછી બીજા ધર્મો આપોઆપ દૂર થઈ જાય છે—એ ધર્મોનું બંધન પછી નથી રહેતું. રામકૃષ્ણ કહેતા કે, જ્યાં સુધી વહુ ગર્ભિણી ન થઈ હોય ત્યાં સુધી જ તેને ઘરનું બધું કામકાજ કરવાનું હોય છે; પણ તે ગર્ભિણી થાય એટલે પછી સાસુ પોતાની મેળે કહે છે કે, "ના, હવે તું બેસ; તારે હવે એ બધું કરવાનું નથી." તે પ્રમાણે, એ પરમધર્મનું પાલન કરવા જનારને પછી આ બધા ધર્મો લાગુ પડી શકતા નથી. તેનો અર્થ એ નથી કે, એ બધા ધર્મો

એ ધર્મો જ રહેતા નથી, અથવા તેવા માણસને કહેવાતા અધર્મો કરવાની છૂટ હોય છે. હરગિજ નહિ. એ તો માત્ર એના જેવું છે કે, એક વાર માણસ અધિકારી અમલદાર થયો એટલે પછી તેને ઑફિસનો કચરાપૂંજો કાઢવાની કે ખડિયામાં શાહી ભરવાની જરૂર નથી રહેતી; એ કામ પછી બીજા હલકા નોકરો કરી લે છે. એનો અર્થ એ નથી કે, આ બધાં કાર્યો આવશ્યક નથી. પરંતુ તેનો અર્થ એ છે કે, તેને એના કરતાં બીજી વધુ અગત્યની અને વધુ મોટી બાબતો તરફ લક્ષ આપવાનું હોય છે. એટલે તે એવી નાની બાબતો ઉપર લક્ષ આપવામાં વખત બગાડે તો બીજી મોટી બાબતો તરફ દુર્લક્ષ થઈ વધુ મોટું નુકસાન થાય. એટલે શેઠ જ કહી દે છે કે, હવે તમારું એ બધું કામ અમારો આ નોકર કરી આપશે; તમે તમારા મુખ્ય કામ ઉપર જ લક્ષ આપજો. અને છતાં એ માણસ જો આવી બાબતમાં પોતાની શક્તિ અને વખત બગાડી નાખે, તો પછી તેને એવા નોકરની જ પદવી ઉપર પાછો મૂકી દેવામાં આવે છે.

તે પ્રમાણે, જ્યારે મનુષ્યને એ મહાન આકાંક્ષા જાગે છે—તેને આત્માની શોધ ખેંચે છે—ત્યારે તેને 'મહાભિનિષ્ક્રમણ' કરવાની છૂટ મળે છે. કારણ કે, તે વખતે તેણે બીજી ગૌણ પ્રવૃત્તિઓમાં બંધાઈ રહેવું એ જ પોતાનો અને સમાજનો દ્રોહ કરવા જેવું છે. કારણ, એ આત્માની શોધ એ જ તેનું તેમ જ આખા સમાજનું પણ એકમાત્ર ધ્યેય છે. એટલે બુદ્ધ, મીરાં કે રામકૃષ્ણે જ્યારે પોતાનાં સાંસારિક કાર્યો તરફ દુર્લક્ષ કર્યું, ત્યારે સામાન્ય નીતિશાસ્ત્ર ભલે તેમને અપરાધી ઠરાવે, પણ અધ્યાત્મશાસ્ત્ર તેમને કદી અપરાધી નહિ ઠરાવે. ઊલટું, એ તો તેમને વધાવી લેશે. અને ગીતામાંથી એ લોકોને અપરાધી ઠરાવે એવું કદી કાંઈ નીકળવાનું નથી. કારણ કે, તે નીતિશાસ્ત્ર નથી પણ અધ્યાત્મશાસ્ત્ર છે: કારણ કે, એવી અણીને વખતે તે પોતે જ કહેવા બેસી જાય છે કે,

सर्वधर्मान् परित्यज्य, मामेकं शरणं व्रज।

પરંતુ એ સ્થિતિ ઇચ્છી આવી શકતી નથી. અને તેથી, કોઈ પણ વખતે માણસ કર્મોને ફેંકી દઈ, પોતાને વધારે મહાન ધર્મ બોલાવે છે એમ કહી ચાલતો ન થઈ શકે. અને તેથી તો કૃષ્ણ અર્જુનને, સારો અને મોટો છતાં, યુદ્ધ ન કરવાના ધર્મને–સંન્યાસને વરવા દેતા નથી; અને કહે છે કે, અધિકાર વગર એમ કરવા જઈશ તો પ્રકૃતિ તને પરાણે પાછો જ ખેંચશે અને પરિણામે તું વધારે પાછો પડીશ. અને તેથી ગીતા સ્વધર્મના પાલન ઉપર જ સીધો ભાર મૂકે છે. દરેક મનુષ્યે ઉપર જણાવેલી ઉચ્ચ સ્થિતિએ પહોંચવા માટે પણ પોતાનાં કર્મોનું સંપૂર્ણ પાલન કરવાનું છે. પણ તે અનાસક્તિથી, કાંઈ પણ લાભહાનિની બુદ્ધિ વિના. અને એમ નિષ્કામતાથી કામ કર્યે જવાથી માણસ ધીમે ધીમે પૂર્ણ અવસ્થાને પહોંચવાને શક્તિમાન થાય છે. એટલે કર્મો—આવી પડેલા સ્વધર્મો—પ્રામાણિકતાથી, નિષ્કામપણે આચરવા શરૂ કરવા એ જ ધાર્મિક જીવનનું પ્રથમ પગથિયું છે. એમ કરતાં કરતાં તમને સમજાશે કે, બધી ક્રિયા પ્રકૃતિ અને તેના ગુણો જ કરે છે; તમે પોતે તો નિર્લિપ્ત, નિઃસંગ કેવળસ્વરૂપ છો. પરંતુ એ બહુ દૂરની વાત થઈ. એ સમજતાં હજુ જરા થોભવું પડશે.

તા. ૧૯–૨–'૨૬

૮

આજે હું તમને મનુષ્યજીવનના ત્રણ પ્રકારો વિષે કહીશ. તે ત્રણ તે આ :

(૧) શારીરિક જીવન,
(૨) માનસિક જીવન,
(૩) આધ્યાત્મિક જીવન.

પ્રથમ આપણે શારીરિક—સ્થૂલ—જીવનને સમજીએ. તેને તપાસતાં તમને તરત તેની એક ખાસિયત ખાસ નજરે પડશે અને તે એ કે, તેનું વલણ માત્ર 'ટકી રહેવા' તરફ રહેલું છે, તેને નવો ફેરફાર ગમતો નથી. અને તેથી તે જીવન નીચેની ત્રણ રીતે વ્યક્ત થતું જોવામાં આવે છે: સ્વરક્ષણ, પ્રજનન અને વૃદ્ધિ. અને તેમાંય પ્રજનન અને વૃદ્ધિ એ જ તેની સૌથી વધુ મુખ્ય પ્રવૃત્તિ હોય છે. કારણ કે, અનેક પ્રાણીઓ અને વનસ્પતિઓના દાખલા ઉપરથી જણાશે કે, ઘણી મોટી સંખ્યામાં પ્રજનન અને વૃદ્ધિ દ્વારા જ તેઓ પ્રકૃતિનાં વિરોધી બળો સામે પોતાનું સ્વરક્ષણ સાધી ટકી રહેતાં હોય છે.

આનાથી આગળનું જીવન તે માનસિક—સૂક્ષ્મ—જીવન. આ પ્રકારનું જીવન સર્વ પ્રાણીઓમાં માત્ર મનુષ્યમાં સંભવી શકે છે. મેં 'સંભવી શકે છે' એવો શબ્દ વાપર્યો તેનું કારણ એ છે કે, મનુષ્યોમાં પણ ઘણો મોટો ભાગ માત્ર સ્થૂળ—શારીરિક—જીવન જ મોટા પ્રમાણમાં ગાળતો હોય છે. એટલું જ નહિ, પરંતુ મોટે ભાગે એમ જ બને છે કે, નીચલી કોટિનું જીવન ગાળનારા, ઉપરની કોટિનું જીવન સમજી પણ શકતા નથી હોતા. જેમ કે, કોઈ દારૂડિયાને તમે દારૂ પીવાને બદલે ઉત્તમ તત્ત્વચર્ચાનું કોઈ પુસ્તક વાંચી તેમાંથી ઉચ્ચ એવો માનસિક આનંદ મેળવવાનું કહો, તો તે તેમ નહિ જ કરી શકે. તેને એમ જ લાગશે કે, શારીરિક સિવાય બીજો વળી આનંદ જ કેવી રીતે હોઈ શકે? એ જ પ્રમાણે, માનસિક જીવન સુધી જ આવીને અટકેલા માણસને આધ્યાત્મિક જીવન વિષે કાંઈ જ કલ્પના ન હોઈ શકે એમ બને. એવું જીવન શક્ય છે કે એ એક જૂનો વહેમ છે, એવી શંકા લગભગ બધા જ ઉઠાવતા હોય છે. અથવા એવું જીવન શક્ય છે એમ માને તોપણ તેમને તે જીવનની કાંઈ પડી નથી હોતી: તેઓ પોતાને મળેલા જીવનમાં જ મસ્ત હોય છે.

જેમ સ્થૂલ જીવનની ખાસિયત, માત્ર ટકી રહેવું, એ હોય

છે, તેમ જ માનસિક જીવનની ખાસિયત નવું સર્જન–પ્રગતિ–એ હોય છે. અને તેનું કારણ એ હોય છે કે, એ જીવનમાં આવી પહોંચેલાને કદી પોતાની વસ્તુથી પૂર્ણ સંતોષ નથી થતો. તેને અમુક ક્ષણે દરેક બાબતમાં જાણે કંઈક અધૂરું રહી જતું હોય એમ લાગે છે. ડગલે ને પગલે દેશકાળની મર્યાદા વગેરે આવી તેને પાછો ધકેલી પાડતાં હોય છે. કોઈ પણ લાગણી લો, કોઈ પણ ભાવના લો. દરેકની બાબતમાં, એમ જ બને છે કે, અમુક હદ સુધી આવ્યા બાદ માણસને એમ લાગે છે કે, આનાથી આગળ જવું જોઈએ, પણ તેની શકયતા જાણે દેખાતી જ નથી.

અને એ છેડા આગળથી આધ્યાત્મિક જીવન શરૂ થાય છે. એ જીવન જ મનુષ્યહૃદયમાં જે અનંતતાની, પરિપૂર્ણતાની, ઐકયની, અને અખંડ અનવચ્છિન્ન આનંદની તૃષ્ણા છે તે પૂરી કરી આપે છે: મનુષ્યજીવનની જે અખંડ શોધ છે તેની એ સમાપ્તિ છે.

પરંતુ એની શકયતા વિષે બધાને ખાતરી નથી થતી, બધાને તે અસંભવિત લાગે છે. સામાન્ય અનુભવમાં આવતા સ્થૂળ અને સૂક્ષ્મ જીવનથી પર એવું કોઈ બીજું જીવન છે કે કેમ તે માનતાં આપણે ખચકાઈએ છીએ. અને તેથી તેવું જીવન શકય છે—તે જીવન જ સત્ય છે—એવી પોતાના જીવનથી ખાતરી કરી આપનારા સંતપુરુષો એ જ જગતના સાચામાં સાચા સેવકો છે. એવા એક પરિપૂર્ણ જીવનમાં જ્યારે આપણા હૃદયની સર્વ ભાવનાઓ અને લાગણીઓ પરિપૂર્ણ થતી આપણે જોઈએ છીએ, ત્યારે જ આપણને તે વસ્તુની સચ્ચાઈની ખાતરી થાય છે: ત્યારે જ આપણે આપણા અંધારા કૂવા બહાર ડોકિયું કરી શકીએ છીએ, અને નવી આશા અને નવા ઉત્સાહથી તે વધુ સત્ય—વધુ ઉચ્ચ—જીવનને મેળવવા પ્રયત્ન શરૂ કરીએ છીએ,—જે જીવનને જાણ્યા પછી નવું જાણવાનું કાંઈ બાકી રહેતું નથી.

તા. ૨૩–૨–'૨૬.

રોકી શકતાં નથી; જ્યાં સંપૂર્ણતા અને અનંતતા અખંડ વ્યાપી રહે છે. પરંતુ, મેં જણાવ્યું હતું તેમ, માણસને આ જીવન વિષે એમ ને એમ ખ્યાલ આવવો મુશ્કેલ છે, તે વિષે ખાતરી થવી એ વધુ મુશ્કેલ છે, અને તેને પ્રાપ્ત કરવા અન્ય જીવનનો અને તેના પદાર્થોનો ત્યાગ કરવો એ તેથીયે વધુ દુષ્કર છે. દારૂડિયાના હાથમાંથી દારૂ લઈ લો એટલે તે બોલી ઊઠવાનો કે, દારૂ ગયા પછી હવે બીજો આનંદ ક્યાંથી આવવાનો છે? તેમ સામાન્ય માણસને પણ તેના સર્વ પદાર્થો અને લાગણીઓથી નિરપેક્ષ થવાનું કહો, એટલે તે એમ જ કહેવાનો કે, આ બધું છોડી દીધા બાદ બાકી જીવનમાં જ શું રહ્યું? પછી તો એક ખાલી શૂન્યતા, અંધારી અનંતતા રહે, જ્યાં મન નથી, ઇંદ્રિયો નથી, જગત નથી, તો પછી કાંઈ નથી! એટલે તમે આધ્યાત્મિક જીવનને પરિપૂર્ણતાનું, સંપૂર્ણ અને અનંત એવું જીવન કહો તોપણ તે નહિ જ માનવાનો. ઊલટો, તેવા જીવનની કલ્પના સુધ્ધાંથી તે ડરી જવાનો.

અને છતાં જેને વીતી છે તે જ સમજી શકે છે કે, મન અને જગતથી મર્યાદિત એવા આ જીવનની બહાર જો જઈ શકાય તેમ ન જ હોય, જો આ બધી મર્યાદાઓ વિનાનું સંપૂર્ણ જીવન શક્ય જ ન હોય, તો પછી આ બધા આદર્શો, આ બધી ભાવનાઓ; અને આ બધી ગડમથલની કાંઈ જ કિંમત નથી: બધું મિથ્યા છે—બધું નકામું ગધ્ધાવૈતરું છે. પરંતુ અધ્યાત્મશાસ્ત્ર આ જગ્યાએ આવીને પોતાનો દૈવી અવાજ સંભળાવે છે કે, આ પરસ્પર-વિરોધી ધર્મો, ભાવનાઓ અને લાગણીઓ તથા કામનાઓ જ્યાં સંપૂર્ણ થાય છે, સફળ થાય છે, તથા આ બહિર્જગત, તેના પદાર્થો, કાયદાઓ અને બંધનો જ્યાં પહોંચી શકતાં નથી, એવું એક સંપૂર્ણ જીવન છે, અને કદાચ તે એકલું જ સત્ય છે.

તા. ૨૬–૨–'૨૬.

## ૨. સંયમ એટલે શું ?

મારે મન સંયમ એ બીજા કુદરતી નિયમો જેવો જ કુદરતી નિયમ છે. તેનું ભૌતિક દૃષ્ટિએ જ હું અહીં વિવેચન કરવાનો છું. ઘણાઓના મનમાં એવું ભૂત ભરાયેલું હોય છે કે, 'સંયમ' એટલે જીવનમાં જેટલું કુદરતી તથા માનુષી છે તેનો સર્વથા નાશ. તેઓ 'સંયમ'નો અર્થ એવો કરે છે કે, સંયમી થનારે જેટલી જેટલી કુદરતી લાગણીઓ, ભાવનાઓ, ઇચ્છાઓ છે તે સર્વને સર્વથા કચરી નાંખવી જોઈએ. સામાન્ય રીતે, જનસમુદાય 'સંયમ'નો આવો ઉપરચોટિયો અર્થ કરે છે.

આ ઉપરાંત જનસમુદાયમાં એક બીજું પણ દૃષ્ટિબિંદુ તેને વિષે છે, અને તે નૈતિક દૃષ્ટિબિંદુ. આ દૃષ્ટિએ જગતની સર્વ વસ્તુઓ પાપદાયી અને પુણ્યદાયી એવા બે ભાગમાં વહેંચાયેલી હોય છે. તેમાંની જે સારી છે તે સ્વર્ગલોકને પ્રાપ્ત કરાવનારી છે અને નરસી નરકને પ્રાપ્ત કરાવનારી છે. સંયમી જીવન એટલે સ્વર્ગને માર્ગે લઈ જનાર જીવન અને અસંયમી જીવન એટલે નરકે લઈ જનારું જીવન.

એક ત્રીજું પણ દૃષ્ટિબિંદુ જનસમુદાયમાં પ્રચલિત છે, ને તે ધાર્મિક દૃષ્ટિબિંદુ છે. આ મત પ્રમાણે સંયમી જીવન એટલે

હઠક્રિયા તરીકે પ્રસિદ્ધિ પામેલી શારીરિક ક્રિયાઓ; જેમ કે, પગ આકાશ તરફ ઊંચા કરી માથા ઉપર ઊભા રહેવું, ધૂણી તાપવી, તાપમાં તપ્યા કરવું વગેરે વગેરે. આટલું જ નહિ, પણ જે સંયમી હોય તેણે પોતાનું મોં ઘુવડ જેવું ગંભીર, આનંદશૂન્ય રાખવું જોઈએ, ખડખડાટ હસવું ન જોઈએ, વાતચીત ન કરવી જોઈએ, આખી દુનિયાના ભારનો બોજો પોતાના માથા ઉપર આવી ગયો હોય તેવી રીતે નીચા નમી નમી ચાલવું જોઈએ, વગેરે કલ્પનાઓ લોકોમાં પ્રચલિત છે.

સંયમ વિષેની પ્રચલિત એવી આ બધી માન્યતાઓ કરતાં મારી પોતાની માન્યતા તદ્દન જુદી છે. હું મારી માન્યતા તમારી આગળ રજૂ કરું ત્યાર પહેલાં સયમ વિષે આ બધી કલ્પનાઓ જનસમુદાયમાં શા કારણથી પ્રચાર પામી, તેમાં કેટલું સત્ય છે, કેટલું અસત્ય છે અને વહેમ છે, તે હું પ્રથમ જણાવીશ. દરેક શાસ્ત્રીય ચર્ચામાં આ પ્રમાણે થવું જોઈએ. સામાન્ય પ્રચલિત મતમાં જેટલું આગન્તુક હોય, વહેમ વગેરેથી ઘૂસવા પામ્યું હોય, તે દૂર કરી, તેની પાછળ ગૂઢ રહેલો તથ્યાંશ શુદ્ધ સ્વરૂપમાં રજૂ કરવો જોઈએ.

પ્રથમ આપણે સંયમ વિષે આ બધા વહેમો જનસમુદાયમાં કેવી રીતે પ્રચાર પામ્યા તેનું મૂળ તપાસીએ.

સામાન્ય રીતે માણસોના વહેમોનો મૂળ પાયો અજ્ઞાન જ હોય છે. તેઓ કોઈ પણ બાબતમાં મૂળતત્ત્વ શું છે તે જોવાની અથવા જાણવાની મહેનત જ ઉઠાવતા નથી. ઉપરાંત, તેમને સત્યની બીક લાગે છે. તેમને જેટલું ભ્રમમાં જ વગર ડખલે પડી રહેવું ગમે છે, તેટલું સત્ય જાણી તે અનુસાર જીવનમાં ફેરફાર કરી અગવડ વહોરવાનું ગમતું નથી. તેમને એમ બીક રહે છે કે, કદાચ સત્ય જાણવાથી પોતે જે ભ્રમમાં પડી રહ્યા છે, તથા જે ભ્રમ

સગવડકારક તથા સુખકારક નીવડચો છે તે દૂર થઈ જશે." આ ઉપરાંત એક ત્રીજું કારણ પણ છે: જે વસ્તુ માણસોને પ્રિય નથી હોતી તે વસ્તુને તેઓ જાણીજોઈને ખરાબ રીતે ચીતરે છે. જેઓ ભૌતિક સુખો, સ્વાર્થી વૃત્તિઓ તથા પાશવ વાસનાઓથી પૂર્ણ રીતે બદ્ધ થયેલા હોય છે; તેમને સત્ય વસ્તુ જોઈતી નથી; તેથી તેઓ તેને જાણીજોઈને ખોટી ચીતરે છે, જેથી તેમને પોતાની પાશવતાની શરમ ન આવે, અને એક રીતનું ચિત્તમાં સમાધાન રહે.

પણ એ બધાંમાં કાયરતા રહેલી છે. સત્ય જાણવાથી આપણી સ્વાભાવિક સ્થિતિમાં ફેરફાર કરવો પડશે એમ માની સત્યથી બી જઈને દૂર ભાગવા મથવું, આંખો મીંચી બીજું કાંઈ પણ છે જ નહિ એમ માની ચાલુ સ્થિતિમાં જ પડી રહેવા ઇચ્છવું, એ કાયરતાભરેલો માર્ગ છે. તેને છોડી દઈ, 'સંયમ' એ ખરી શી વસ્તુ છે તે જાણવા આપણે અહીં પ્રયત્ન કરીશું.

અને તેમ કરવામાં આજે હું 'સંયમ'ને જીવનના શારીરિક —ભૌતિક—ભાગ સાથે શી લેવાદેવા છે તેની જ ચર્ચા કરીશ. સંયમનો આધ્યાત્મિક અર્થ પણ છે. મારે અહીં તેની વાત નથી કરવી. તેને આજે કોણ સમજવા પણ માગે છે? કારણ કે, આજકાલ મનુષ્યજાતિ એટલે યુરોપના ગોરાંગો જ છે; અને હિંદુસ્તાનીઓના તો તે પાછા વિદ્યાગુરુ ખરા ને! એટલે નિમકહલાલ હિંદુઓ તેમના શેઠ કરતાં આગળ વિચાર કરવાનું પાપ પણ ન કરી શકે! માટે હું મારા વિષય 'સંયમ'ને શારીરિક—ભૌતિક જીવન સાથે કેટલી લેવાદેવા છે તે વિચારીશ.

'સંયમ' શબ્દથી શું સૂચિત થાય છે તેનું પૃથક્કરણ કરીએ. મેં પ્રથમ જણાવ્યું તેમ, 'સંયમ'ને વાસનાઓ કચરી નાંખવા સાથે કંઈ જ લેવાદેવા નથી. તેનું મુખ્ય કામ જીવનને વ્યવસ્થિત કરવાનું છે. 'સંયમ' કોઈ વસ્તુઓને તરછોડતો નથી કે નથી તેમનાથી

ભાગતો. તે માણસને ગુલામીમાંથી મુક્ત કરી, જીવન તથા તેની ક્રિયાઓને યોગ્ય કાબૂમાં રાખી, તેને પોતાના લક્ષ્ય તરફ લઈ જવામાં મદદ કરે છે.

તમે કહેશો કે, સંયમનો આ અર્થ તમારો પોતાનો છે; ખરી રીતે તો તેનો મૂળ અર્થ તમે ના પાડો છો તે જ છે. તે હવે આપણે જોઈએ. આપણે જોઈએ કે, સંયમ જીવનમાં શો ભાગ ભજવે છે અને કોણ સંયમી છે.

જન્મથી તે મૃત્યુ સુધી આખું જીવન સંયમથી ઓતપ્રોત થયું છે. બાળક જન્મે ત્યારથી જ તેને અમુક સ્થળ, અમુક હવા, અમુક ખોરાક, અમુક ચીજ વગેરે આપવામાં આવતાં નથી. એટલું જ નહિ પણ, તે જન્મ્યું ન હોય ત્યાર પહેલાં તેની માને અમુક ચીજો, ક્રિયાઓ તથા વ્યવહારની બાબતમાં સંયમ શરૂ કરી દેવો પડે છે. બાળક જન્મ્યા પછી પણ માતાને સંયમ જારી રાખવો પડે છે. તેમ કરવામાં ન આવતું હોય તો કોણ કેટલા દિવસ જીવે? એટલે કે, જીવન સંયમ, ત્યાગ અને તપશ્ચર્યાથી શરૂ થાય છે.

જેમ જેમ તે મોટું થતું જાય છે તેમ તેમ શરીર ઢાંકવામાં, ખાનપાનમાં, માણસોને સંબોધવામાં—બોલાવવામાં, સર્વત્ર સંયમ, સંયમ અને સંયમ જ તેના ઉપર રાજ્ય કરે છે. જે વસ્તુઓ અમુક સમયે તેને માટે નિષિદ્ધ હતી તેની, વખત બદલાતાં, તેને છૂટ મળે છે, અને જે વસ્તુઓનો તે છૂટથી ઉપયોગ કરતો હતો તેનો તેને બહિષ્કાર કરવો પડે છે. ઘણી જ થોડી વસ્તુઓનો બહિષ્કાર બધા દેશકાળમાં થયેલો છે. હિંદુસમાજની આશ્રમવ્યવસ્થા ઉપરથી આ બરાબર સ્પષ્ટ થશે.

બ્રહ્મચર્યાશ્રમમાં કપડાં, ખોરાક, દેખાવ, ગાયન, નૃત્ય વગેરે ચીજોના ઉપયોગમાં વ્યક્તિને સંયમ પાળવો પડે છે. દરેક સુધરેલા

દેશમાં તેમ હોય છે જ. પાશ્ચાત્ય દેશોમાં પણ વિદ્યાર્થીને અમુક અમુક રીતભાત તથા રહેણીકરણી અખત્યાર કરવી પડે છે. બધી રીતે જોઈએ તો, વિદ્યાર્થીઅવસ્થા માટે યોગ્ય અને અગત્યની બાબતોમાં સંયમના જે નિયમો હિંદુઓએ નક્કી કર્યા છે, તેવા બીજા કોઈએ નક્કી કર્યા નથી. પણ તે તો બીજી વાત થઈ. એટલું તો ચોક્કસ છે કે, દરેક દેશમાં વિદ્યાર્થીઅવસ્થામાં જ્યાં સુધી માણસ હોય છે ત્યાં સુધી તેને અમુક સંયમો પાળવા પડે છે. જ્યારે તે આશ્રમ પૂરો કરીને એ ગૃહી બને છે, ત્યારે જે ગીત, વાહન, નૃત્ય, શૃંગાર ઇત્યાદિ બ્રહ્મચર્યાવસ્થામાં નિષિદ્ધ હતાં તેમની તેને છૂટ મળે છે. એટલું જ નહિ પણ, જે પાન ખાવાનો તેને બ્રહ્મચર્યાવસ્થામાં નિષેધ હતો તે જ પાન હવે તે દેવોને પણ અર્પે છે. એટલે કે, સંયમ એટલે વસ્તુઓનો સદંતર ત્યાગ નથી જ. અવસ્થા તથા પ્રયોજનને અંગે તે તે વસ્તુઓનો ત્યાગ અથવા નિયમન જરૂરી હોઈ, તે જાણ્યેઅજાણ્યે જીવનમાં પ્રવર્તે છે. માનો કે ન માનો, પણ અત્યાર સુધીના અન્વેષણ પરથી તો લાગે છે કે, જીવન તો સંયમથી ઓતપ્રોત થયેલું છે. સંયમો અવસ્થા અને પ્રયોજન અનુસાર નક્કી થયેલા હોઈ બદલાતા જાય છે. હવે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જીવનમાં તેની અગત્ય શી છે ?

આના જવાબમાં એક સ્થૂલ દાખલો આપું એ બસ થશે. સંયમની જરૂરિયાત પ્રત્યક્ષ છે. સંયમ વિના એક પાઈ પણ તમે કમાઈ શકો ખરા ? સામાન્ય રીતે પશ્ચિમમાં ઘણાખરા વેપારીઓ દારૂ પીએ છે. પરંતુ કોઈ પણ વેપારી જ્યાં સુધી દુકાને બેઠો હોય ત્યાં સુધી દારૂ પીતો નથી. દુકાન પર તે બેઠો હોય છે ત્યાં સુધી તે સંયમી રહે છે. તેમ કરવાની તેને જરૂર છે નહિ તો દારૂડિયા દુકાનદાર પાસે કોઈ સોદો કરવા આવે નહિ. એટલા વખત માટે અતિપ્રિય પત્નીનો તેને ત્યાગ કરવો પડે છે. જે લોકો

ગરીબાઈમાંથી વધી કરોડપતિ થયા છે તેમનું જીવન જરા તપાસો. એમણે જે ત્યાગ, સંન્યાસ અને સંયમ વેઠયા છે તેટલા કોઈએ નહિ વેઠયા હોય. પુણ્ય કે નીતિનો પ્રશ્ન અહીં નથી. તેણે તેમ કરવું જ જોઈએ. પૈસા કમાવા પરદેશ જનારો સ્ત્રી તથા પુત્રનો ત્યાગ કરે છે, તેથી શું તે સંન્યાસી બને છે? કે નીતિયુક્ત પુણ્યનું કામ કરે છે? નહિ જ. તમારો પોતાનો દાખલો લો. પરીક્ષાને સમયે તમે કેટલી વસ્તુઓનો ત્યાગ કરી સંન્યાસી બની જાઓ છો! ઊંઘવામાં, રખડવામાં, તડાકા મારવામાં, બધાંમાં કેટલા સંયમ પાળો છો? રામમૂર્તિ તથા સેન્ડોના જેવું બળવાન શરીર કરવા ઇચ્છતા માણસને કેટલા સંયમો પાળવા પડે છે? બૌદ્ધિક વિકાસ માટે પણ તેમ જ કરવું પડે છે. તેને માટે પણ કેટલી બધી વસ્તુઓ તજવી પડે છે! ગમે તે માણસનું જીવન તપાસો, તેને ક્યાંય સંયમ વિના ચાલ્યું છે?

વાસ્તવિક રીતે આમ જ છે તો પછી 'સંયમ' શબ્દ પર આટલો બધો ઝઘડો કર્યાં અને શાથી ઊભો થાય છે? તેનું એક જ કારણ છે. માણસને જે વસ્તુ પોતાની કરવી છે, જે કર્યા વિના પોતાનો સ્વાર્થ સધાય તેમ નથી, તેને માટે તે જે જે ત્યાગ કરે છે તેને તે ત્યાગ કે સંયમ તરીકે લેખતો નથી; તેને તો તે કુદરતી માને છે—જરૂરી ગણે છે. ઉદાહરણાર્થે, રોગી મિષ્ટાન્ન છોડે છે, તેમાં તેને સ્વાદેન્દ્રિયનો નાશ કરું છું એમ લાગતું નથી. માણસો પોતાના પ્રયોજન માટે જે જરૂરી ગણે છે તેને તેઓ સ્વાભાવિક માને છે. તેમાં તેઓ અકુદરતી અથવા દૈવી જેવું કંઈ જ જોતા નથી. વસ્તુતઃ તો જ્યારે પોતાનાથી ભિન્ન એવા પ્રયોજન માટે બીજો કોઈ માણસ કોઈ વસ્તુનો ત્યાગ કરે ત્યારે તેઓ તેના ઉપર 'અમાનુષી', 'અકુદરતી' એવું બોલી તૂટી પડે છે. પૈસા કમાવા પરદેશ જતી વખતે માણસ સ્ત્રી, પુત્ર, ગૃહ ઇત્યાદિ છોડે છે, છતાં તેમાં લોકો કંઈ જ અમાનુષી ગણતા નથી. શરીર કસવા

માટે કરેલો વિષયભોગનો ત્યાગ કુદરતી કામનાઓ તથા નૈસર્ગિક વ્યવહારોનો ઉચ્છેદ મનાતો નથી. પરંતુ જો કોઈ માણસ પોતાની આધ્યાત્મિક ઉન્નતિ માટે તે જ વસ્તુઓ છોડે, તો તેને તેઓ કુદરતી જીવનને કચરી નાંખનારો ગણે છે—અમાનુષી ગણે છે.

આપણે જે પ્રયોજનો સમજીએ છીએ તેમાં જેટલી વસ્તુઓના ત્યાગની જરૂર છે તેને કુદરતી ગણીએ છીએ. જે પ્રયોજનો આપણે સમજી શકતા નથી તેમાં તે જ વસ્તુઓના ત્યાગને મૂર્ખતા, જંગલીપણું અને વહેમ કહીએ છીએ. રોગીને સંયમ પાળવાનું હકીમ કહે તો તેને નવા જમાનાના લોકો મૂર્ખ ઢોર ગણી કાઢે. અજમલખાને ગિદવાણીજીને બે માસ ચણાનો લોટ અને ઘી ઉપર રહેવા કહ્યું હતું. પરંતુ તેને અર્વાચીન ડૉક્ટરો નકામું ગણી હસી કાઢશે. અને કોઈ ડૉક્ટર નકામી વસ્તુને જરૂરી કહી તે કરવાનું રોગીને કહે તો તેને આપણે વિજ્ઞાનની શોધ તરીકે માનીશું.

જો આપણે આધ્યાત્મિક જીવન સમજતા હોઈએ તો જે વસ્તુના ત્યાગને આપણે વહેમ ગણીએ છીએ તેને જરૂર આવશ્યક માની શકીએ,—જેમ શારીરિક વિકાસ માટે સમજાતી વસ્તુઓના ત્યાગને કુદરતી તથા જરૂરી માનીએ છીએ તેમ.

વાસ્તવિક રીતે પાપીમાં પાપી માણસ અને મોટા મહાત્મા એ બંને સંયમીઓ જ છે. ચોરને પણ ચોરી કરવા જતાં કે પાપીને પાપાચરણ કરતાં કાંઈ ઓછો સંયમ પાળવો પડતો નથી. શ્રીરામકૃષ્ણ પરમહંસ દાખલો આપતા કે, કોઈ ચોરને ખબર પડે કે પાસેના ઓરડામાં સોનું છે તો શું તે રાત્રે સુખેથી ઊંઘશે? અને તે ઊંઘનો અને ભૂખનો ત્યાગ કરે તેમાં તમને કાંઈ જ નવાઈ નથી લાગતી. જેમ ધનપ્રાપ્તિ માટે પરદેશગમન કરનારો સ્ત્રીપુત્રાદિ સર્વ સુખો તથા સગવડોનો ત્યાગ કરે છે તેમાં કાંઈ નવાઈ નથી લાગતી, તેમ જ્યારે આધ્યાત્મિક જીવનને આપણે સમજીશું ત્યારે

તેને માટે કરેલા ત્યાગને પણ આપણે સમજી શકીશું, અને તેને પણ આપણે તેટલો જ જરૂરી અને કુદરતી ગણીશું.

તેથી જ હિંદુઓ સંયમીના બે વર્ગ પાડે છે. કેટલાક સારી વસ્તુઓ માટે સંયમ પાળે છે, જ્યારે કેટલાક નરસી વસ્તુઓ માટે જહેમત ઉઠાવે છે; જેમ કે, સુગ્રીવ અને રાવણ, પ્રહ્લાદ અને હિરણ્યકશિપુ. અને તેથી ત્યાગ અને તપશ્ચર્યાના આસુરી અને દૈવી એવા બે વિભાગ પડેલા છે.

તમે પૂછશો કે, તો પછી સંયમ એ વસ્તુ આજે આટલી બધી બેડોળ અને બેહૂદી કેમ બની ગઈ છે? પણ જગતમાં ઘણી વાર એમ જ બને છે. સાધન અને સાધ્યનો ભેદ જવલ્લે જ લાંબો વખત બહોળા સમુદાયમાં કાયમ રહે છે. લોકોમાં સામાન્ય રીતે સાધનની જ સાધ્યરૂપે ઉપાસના થવા માંડે છે. અને એ કારણે, યોગ્ય પ્રયોજન માટે જે વસ્તુઓ આવશ્યક હોય તે વસ્તુઓ પ્રયોજન વિના સ્વીકારાતાં અર્થહીન અને શોભા વિનાની બની જાય છે. તે જ પ્રમાણે, સંયમ પણ સાધન મટી સાધ્ય બની જાય ત્યારે તે અર્થ વિનાનો અને જીવનનો ઘાતક થતો લાગે છે. બાકી સંયમ તો એક સાધન છે અને સાધન તરીકે તેના તરફ જુઓ તો તે એક અમૂલ્ય વસ્તુ છે.

માણસો ઘણી વાર જ્યારે સંયમ વગેરે નિયમો અખત્યાર કરે છે, ત્યારે તેઓએ કાં તો બીજાનું બાહ્ય અનુકરણ કર્યું હોય છે અથવા તો પુસ્તકમાંથી વાંચીને, વિના સમજ્યે, પ્રયોજનની પૂરી સમજ વિના, તેમને ધારણ કર્યા હોય છે. આ કારણે તે નિયમો જીવનમાં કોઈ હેતુ સાધવાને બદલે જીવનને અર્થ વિનાની બાધાઓમાં નિયંત્રિત કરી મૂકનાર બને છે. એ નિયમોનું પાલન તે માણસના વિકાસમાં કોઈ જ મદદ નથી કરતું; ઊલટું તેને દબાવે છે અને ઘણી વાર કચરી નાખે છે. આવા યંત્રવત્ નિયમને ભયે

ગીતાકારે સ્વભાવ અને સ્વધર્મ ઉપર આટલો બધો ભાર મૂક્યો છે. પોતાનો સ્વભાવ અને તે અનુસાર પોતાનો સ્વધર્મ સમજ્યા વિના, પરધર્મને ગમે તે કારણે સ્વીકારનારા પોતાના સ્વભાવને— જીવનને કચરી નાખે છે. એથી ગીતાકારે અર્જુનને મનોરમ તથા શ્રેય લાગતા પરધર્મને છોડીને પોતાના સ્વધર્મને જ સ્વીકારવા આટલો બધો આગ્રહ કર્યો છે. આ વસ્તુ ઉપર દુર્લક્ષ થવાથી જ મોટા મોટા પયગંબરો, મહાત્માઓ અને સંયમનિર્માતાઓએ સ્થાપેલી સંસ્થાઓના અનુયાયીઓ, પાછળથી તે તે નિયમોનું યંત્રવત્ જડ પાલન કરનારા બની, તે સંસ્થાને અને સંપ્રદાયને લોકોની નજરમાં હલકાં પાડી દે છે.

દંભ, કૃત્રિમતા, શક્તિહીનતા, ક્રોધ, અસહિષ્ણુતા વગેરે જે દુર્ગુણો સંયમની સાથે વળગેલા જોવામાં આવે છે, તે તેના અનધિકારપાલનમાંથી જ જન્મેલા હોય છે. જેમ જેમ એ નિયમો જીવનને બાધક તથા ભારરૂપ થતા લાગે છે, તેમ તેમ ક્ષુદ્ર હૃદયો તેવા નિયમોના પાલનમાં જ ગર્વ અને કૃતાર્થતા માનતાં થઈ જાય છે.

હિંદુધર્મે તો સ્પષ્ટ કહી દીધું છે કે, સંન્યાસ વગેરે સંયમોને માટે અધિકારની—પાત્રતાની જરૂર છે. ગમે તે માણસ સંન્યાસ નથી લઈ શકતો. તે ખરેખર આર્ત થાય, વ્યવહારમાં બિલકુલ લક્ષ ન આપી શકે તેવી પોતાના શ્રેય માટેની તેની વ્યાકુળતા વધી જાય, ત્યારે જ આપોઆપ સંન્યાસ આવીને ઊભો રહે છે. તેવા માણસના નિરુપયોગી સંબંધો આપોઆપ ખરી પડે છે. પાકાં થયેલાં પાન જેમ ઝાડ ઉપરથી તેને લેશ ઈજા કર્યા વિના સ્વાભાવિક રીતે ખરી પડે છે, તેમ તે માણસના વ્યવહારો અને ધર્મો તેના ઉપરથી ખરી પડે છે. તેનો સંન્યાસ તેના ગૃહસ્થીપણા જેવો જ સ્વાભાવિક લાગે છે અને તેની સુવાસ ચારે બાજુ ફેલાય છે.

ઘણી વાર સંયમ નિરર્થક નીવડવાનું કારણ, તે સંયમ બીજા ઉપર લાદનારની ખોટી અસ્મિતા હોય છે. જે હું કરું છું તે બધા માટે પણ સારું છે; મેં જે વસ્તુઓનો ત્યાગ કર્યો તેનો બધાએ પણ ત્યાગ કરવો જોઈએ; હું જ બધાના સારાખોટાનું ધોરણ છું;— એ પ્રકારની સંકુચિતતા સંયમના વિડંબનનું મુખ્ય કારણ બને છે. અને એ કારણે, સંન્યાસ લેનારની જેમ આપનારની યોગ્યતા ઉપર હિંદુધર્મમાં ભાર મૂકવામાં આવ્યો છે.

સંયમના અર્થ વિષે ગેરસમજ ફેલાવનાર બીજું પણ એક કારણ છે. એક રોગી માણસ તેના રોગ માટે એક ઝેરી દવા લે તો તેથી તે દવા ખોરાક નથી બનાતી. તથા કોઈ વસ્તુ વાંકી હોય તો તેને સીધી કરવા જેમ વિરુદ્ધ દિશામાં તેટલી જ વાંકી વાળવી પડે છે, તેમ એક જમાનામાં ભોગવિલાસનો અતિરેક થઈ જાય ત્યારે તેને ઠેકાણે લાવવા ઇંદ્રિયજીવનને દાબવાની જરૂર પડે છે. પણ આવો દાબ તે સંયમ ન ગણી શકાય. સુરદાસને આંખ ફોડવાની જરૂર પડી, પણ તેથી તે સંયમ ન ગણી શકાય.

અધિકાર વિનાના માણસો અમુક અમુક સારી વસ્તુને બગાડી મૂકે તેથી તે વસ્તુ પોતે ખોટી સિદ્ધ થતી નથી. સંયમની જે વિડંબનાઓ અત્યારે નજરે પડે છે તેનું કારણ, મેં જણાવ્યું તેમ, અનધિકારીએ કરેલું અનાવશ્યક કે આંધળું અનુકરણ અથવા અવિચારીએ લીધેલા ભારે જલદ ઉપાયો છે.

જાનેવારી, ૧૯૨૬.

# ૭. હિંદુ ધર્મગ્રંથો અને સ્ત્રી

[ પ્રશ્નોત્તરી ]

**પ્રશ્ન** હિંદુ ધર્મગ્રંથોમાં સામાન્ય રીતે સ્ત્રીની ઘણી વગોવણી જોવામાં આવે છે. પુરુષના પતનનું અને સંસારચક્રનું તેને મુખ્ય કારણ ઠરાવવામાં આવી છે. તેના પ્રત્યે એક પ્રકારના તિરસ્કાર અને દ્વેષનું વર્તન રાખવું એમ પણ ઉપદેશવામાં આવ્યું છે. બીજી રીતે તત્ત્વજ્ઞાનના પ્રમાણભૂત કહી શકાય તેવા ગ્રંથોમાં પણ આ વસ્તુ આવે છે. આ ઉપદેશને કેવી રીતે સમજવો તથા તેનો કેટલે અંશે સ્વીકાર અથવા ત્યાગ કરવો ?

**ઉત્તર** : મારો પ્રથમ વાંધો 'વગોવણી' શબ્દ સામે જ છે. હિંદુઓએ સ્ત્રીને કદી વગોવી નથી. તેમણે તો સ્ત્રીને જેવી જાણી તેવી વર્ણવી બતાવી છે. તેમાં તેમણે તેને વગોવી છે એમ કેવી રીતે કહી શકાય ? તેઓએ સ્ત્રીની પ્રકૃતિનો ઊંડો અભ્યાસ કરી તેનું યથાસ્થિત વર્ણન કર્યું, અને એ અભ્યાસને પરિણામે સમજાયેલાં સત્યો ઉપરથી મનુષ્યસમાજને તેમણે સાવચેત કરવા પ્રયત્ન કર્યો. જેમ કોઈ પ્રાણીશાસ્ત્રી વાઘની પ્રકૃતિનો અભ્યાસ કર્યા પછી તેને વિષે કહે કે, વાઘને પંજા છે અને તે માણસને ફાડી ખાય છે, તો તેમાં તેણે વાઘને 'વગોવ્યો' એમ શી રીતે કહી શકાય ?

રામકૃષ્ણ પરમહંસ તો ભલા આદમી હતા એમ તમે પણ કબૂલ કરશો. તેમને કોઈ શત્રુ નહોતો, કોઈ મિત્ર નહોતો. તેવા માણસને જગતમાં કોઈ પણ વસ્તુ પ્રત્યે રાગદ્વેષ હોઈ શકે જ નહિ. ઉપરાંત તેમણે સ્ત્રીમાં જગન્માતા મહાશક્તિનાં દર્શન કરી સ્ત્રીને માતા તરીકે સંબોધીને પૂજી છે. અને છતાંય તે જ માણસે પોતાના પ્રિય શિષ્યોને અને શ્રોતાઓને કામિની અને કાંચનથી દૂર રહેવા ચેતાવ્યા છે. એવા પુરુષે સ્ત્રીને વગોવી છે એમ કેવી રીતે કહી શકાય ?

પ્રશ્ન : પરંતુ, જ્યાં તેને નરકની ખાણ, મળમૂત્રની પૂતળી ઇત્યાદિ તરીકે વર્ણવી છે, ત્યાં તેની વગોવણી નથી તો બીજું શું છે ?

ઉત્તર : હા, પરંતુ તે એક સત્યનું, કાવ્યની રીત પ્રમાણે, અતિશયોક્તિથી કરેલું વર્ણન છે. જેમકે બાઈબલમાં કહ્યું છે કે, "ઊંટ સોયના નાકામાંથી સહેલાઈથી પસાર થઈ શકે, પરંતુ તવંગર કદી સ્વર્ગના દ્વારમાં પ્રવેશ કરી ન શકે." આમાં ખોટું કાંઈ જ નથી. પરંતુ અતિશયોક્તિને લીધે તે માત્ર વિચિત્ર દેખાય છે. આ જાતની નિરૂપણ કરવાની રીત ઘણી વખત વિચિત્ર અને બેહૂદી દેખાય છે ખરી; પરંતુ જરા વધુ તપાસતાં તમને જણાશે કે, સત્યનું સચોટ નિરૂપણ કરવા ખાતર જ તેમ કરેલું હોય છે.

ઉપરાંત, એમ થવાનું એક બીજું પણ કારણ હોય છે. એવા મનુષ્યો હોય છે, જેમને પોતાને અમુક વસ્તુના ઘણા કડવા અનુભવો થયા હોય છે. તેઓ પોતાના તેવા અનુભવને કારણે તે વસ્તુને યથાર્થ રીતે વર્ણવવા જતાં પણ તેમાં થોડી કટુતા લાવી મૂકવાના. આનું ઉદાહરણ સુધરી ગયેલા દારૂડિયાના દારૂ ઉપરના તીવ્ર આક્ષેપોમાં તમને મળી શકશે. એ જ પ્રમાણે, કેટલાક મનુષ્યોને પોતાની વાસનાને કારણે સ્ત્રીઓ તરફથી ઘણું

સહન કરવું પડેલું હોય છે. તેઓનું વર્ણન સહેજે, ઉપર જણાવ્યા પ્રમાણે, અતિશયોક્તિભરેલું જ હોવાનું.

પ્રશ્ન : પરંતુ પુરુષ પોતાની કામાંધતાથી કે વિષયવાસનાથી સહન કરે તેમાં સ્ત્રીનો શો દોષ? જગતમાં કોઈ પણ વસ્તુ બીજાને માટે બંધનરૂપ શી રીતે હોઈ શકે? બંધનનું ખરું મૂળ બહાર નહિ પણ પોતાની અંદર જ હોય છે.

ઉત્તર : હા, એ વાત સાચી છે ખરી. કોઈ માણસ સ્ત્રીને વિષયવૃત્તિથી ભજે, તો તેમાં તે માણસનો પોતાનો જ દોષ કહેવાય. છતાં તેમાં પણ ફેર છે. સામાન્ય રીતે તો સ્ત્રી સાથેના સંબંધમાં પ્રથમ પગલાં ભરનાર પુરુષ જ દેખાય છે. સ્ત્રી તો જાણે શાંત, નિર્વિકાર, અક્રિય જ હોય છે. પરંતુ ખરી રીતે તેમ નથી. લોહચુંબક એક જગાએ જ બેઠેલું હોય છે અને લોઢું દૂરથી દોડતું આવી તેને વળગતું આપણને દેખાય છે. પરંતુ વસ્તુતાએ તેમ નથી હોતું. ખરી રીતે તો બીચારા લોઢાને દોડાવનાર પેલા શાંત અને ડાહ્યાડમરા દેખાતા લોહચુંબકનું જ ખેંચાણ હોય છે. તે જ પ્રમાણે, બહારથી પુરુષ ક્રિયાવાન દેખાતો હોવા છતાં, સ્ત્રી જ તેને ક્રિયામાં ઉતારનાર હોય છે. આ સંબંધી બર્નાર્ડ શૉનું એક વચન છે કે, "ઉપર ઉપરથી તો સ્ત્રી પુરુષનો ભોગ થઈ પડતી દેખાય છે, પરંતુ વસ્તુતાએ પુરુષ જ સ્ત્રીનો ભોગ થઈ પડે છે." કુદરતે સ્ત્રીમાં એક વસ્તુનો અભાવ કર્યો; પણ સાથે સાથે જ બીજી એક વસ્તુ એવી મૂકી દીધી, કે જેથી કાંઈ પણ ક્રિયા કર્યા વિના જ તેની ઇચ્છાનુસાર કામ થયાં જાય. દીવો પતંગિયાને બાળવા નથી જતો, પતંગિયું જ દીવામાં પડવા આવે છે. છતાં દીવો એ પતંગિયાને પોતા તરફ ખેંચનારું કેટલું પ્રબળ આકર્ષણ છે એ તમે જાણો જ છો. એટલું જ નહિ, પણ તે આકર્ષણ—તે ખેંચાણ—ગુપ્ત હોવાથી વધુ પ્રબળ, વધુ ભયાનક છે. વિજ્ઞાનનો

એક અચળ નિયમ છે કે, કુદરતનાં મહાનમાં મહાન બળો ગુપ્ત જ હોય છે. ગુરુત્વાકર્ષણ જેવું આખાં વિશ્વોનાં વિશ્વોને હવામાં ફૂંડાળે ચડાવનારું એક પણ મહાન બળ નહિ હોય. પરંતુ તેને કોણ દેખી પણ શકે છે ? અરે, થોડાં વર્ષ પહેલાં તેની હયાતી સુધ્ધાંનું ભાન કોને હતું ? ઊંડું પાણી જ શાંતિથી વહેતું હોય છે. શાંત અક્રિય દેખાતી સ્ત્રીમાં રહેલું આ ગુપ્ત આકર્ષણ જ પુરુષ-પતંગને માટે મોટામાં મોટો ભય છે. બહારથી દેખાતી વસ્તુથી આપણે બચી શકીએ, બચવા પ્રયત્ન કરી શકીએ; પરંતુ તેનું બળ આપણા ઉપર જે ગુપ્ત રીતે અસર કરે છે તેની સામે લડવું અને તેનાથી બચવું, એ ઘણું જ કઠિન અને લગભગ અશક્ય છે. સ્ત્રીમાં રહેલા ગુપ્ત અને છતાં મહાન બળથી સાવધ કરવા જ હિંદના સંતોએ પ્રજાને આટલી ચેતાવી છે અને અત્યારના ‘સુધરેલા જગત'ની ખફગી વહોરી લીધી છે. બાકી, એક જ આત્માને સર્વ-રૂપે રહેલો કહેનાર અને જોનાર હિંદી સંતો સ્ત્રીને સ્ત્રી હોવા માટે નિંદી શકે જ નહિ.

હિંદુધર્મ સિવાય બીજો એક પણ ધર્મ એવો નથી કે જેણે સ્ત્રીને માતા તરીકે પૂજી હોય. સ્ત્રીને જો માતા, જગન્માતા શક્તિનું પ્રત્યક્ષ સ્વરૂપ માની પૂજવામાં આવી હોય, તો તે હિંદુધર્મમાં અને હિંદુસ્તાનમાં જ. આથી જો કોઈ તમને કહે કે, હિંદુધર્મે સ્ત્રીને વગોવી છે તો તે બરાબર નથી. કારણ કે, મેં ઉપર જણાવ્યું તેમ, અહીં વગોવવાનો પ્રશ્ન જ નથી. અહીં તો તેના સ્વભાવનું નિરૂપણ માત્ર છે. સ્ત્રી એ માતા છે એ વાત સાચી, પણ જગતમાં સ્ત્રી પુરુષ સાથે માત્ર માતાના સંબંધથી રહેતી નથી. તે તેની બહેન પણ છે, તેની કામનાઓનો વિષય સ્ત્રી પણ છે, તથા તેના ગૃહસંસારની કર્ત્રી પત્ની પણ છે. એટલે, તેને જુદા જુદા સંબંધોની દૃષ્ટિએ વિચારી, તેની સાથે ઘટતું વર્તન રાખવાનું કહેતું, એમાં વગોવણી શી થઈ ?

પ્રશ્ન : સ્ત્રી તો બીચારી અબળા છે. સબળ પુરુષે જ પોતાના સ્વાર્થ માટે, પોતાના શરીરબળથી તેને કબજે લઈ; પોતાની મરજીમાં આવે તેવી ઘડી છે. તે તેના સર્વસ્વનો સ્વામી બન્યો છે, પોતાને વધારે અનુકૂળ કે ઉપયોગી થાય તેટલી જ છૂટ તેણે તેને આપી છે, તથા તેટલો જ તેનો વિકાસ તેણે થવા દીધો છે. તેણે તેને પોતાના ઘરસંસારની નોકરડી અને પોતાના વિલાસનું સાધન બનાવીને રાખી છે; તેને માટે વિકાસનાં કે પ્રવૃત્તિનાં બીજાં બધાં બારણાં પોતાના સ્વામિત્વના હકથી તેણે બંધ કર્યાં છે. હવે તે તેની સંકુચિતતા માટે ગાળો ભાંડે કે નિંદે એ શું મરદાઈ છે?

ઉત્તર: આ બિલકુલ ઊંધી સમજ છે એમ હું ભારપૂર્વક કહેવા માગું છું. પુરુષ ભલે તેને દબાવવાનો પ્રયત્ન કરે, પરંતુ છેવટે નવો ભવિષ્યનો પુરુષ તો તેના ખોળામાં જ ઊછરવાનો છે ને! સ્ત્રી તે પુરુષની ગુલામ માત્ર નથી, પણ તેની માતા અને બહેન પણ છે. એ શું પુરુષ ઉપર ઓછા અધિકારની વસ્તુ છે? જે વખતે બાળકનું મન વધારેમાં વધારે સંસ્કારગ્રાહી હોય છે, તે આખો વખત પુરુષ તેના ખોળામાં હોય છે. તો શું તે પોતાને કચરનાર પુરુષ સામે વેર લેવા નવા પુરુષને ઉત્પન્ન નથી કરી શકતી?

ઉપરાંત, પુરુષ સબળ છે અને તેણે શારીરિક બળથી બીચારી અબળા સ્ત્રીને કબજે લીધી છે એમ કહેવું, એ પણ આધુનિક મોહનું જ પરિણામ છે. શરીરે કૃશ અને નબળા દેખાતા મહાત્માજીને અબળ માની, પોતાની મરજી પ્રમાણે નચાવવા જવાનો પ્રયત્ન કરનાર તરત પસ્તાશે. શારીરિક બળ એ જ કંઈ એક બળ નથી. તેનાથી સૂક્ષ્મ હોવા છતાં વધુ પ્રબળ અને સચોટ એવાં બીજાં માનસિક અને આધ્યાત્મિક બળો છે. એ વસ્તુ તમે ઝટ સમજી જાઓ તો સારું. સુકલકડી અને પવનને સપાટે ઊડી જાય

તેવા મહાત્માજી અત્યારે એક પ્રચંડ સામ્રાજ્યને ધ્રુજાવી રહ્યા છે. સ્ત્રીનું બળ પુરુષના કરતાં જુદા પ્રકારનું છે. શારીરિક બળમાં તે ભલે પુરુષ કરતાં ઊતરતી હોય, પરંતુ તેની પાસે જે બીજું બળ છે તે ભલભલા સમ્રાટો અને રણભૂમિમાં કેર વર્તાવનારા ઝનૂની યોદ્ધાઓને હથેળીમાં નચાવી શકે છે અને નચાવે છે. આ વસ્તુ દાખલાદલીલોથી સાબિત કરવાની જરૂર તમારી આગળ મારે ન હોવી જોઈએ. એટલું તો શું, બીજી રીતે અચળ મનોબળ ધરાવનાર ભલભલા યોગીઓએ પણ નાજુક અને કોમળ દેખાતી સ્ત્રી આગળ હાર ખાધી છે. સ્ત્રીને અબળા માનવાની ભૂલ રખે કરતા. દેખીતી નિર્બળ અને કચરાયેલી હોવા છતાં, તે ઘેર ઘેર પુરુષને કાનપટ્ટી પકડી પોતાની મરજી મુજબ હાંકી રહી છે.

પુરુષની પાસે બહુ તો શરીરથી તેને દબાવવાનું બળ છે. તેના વડે કોક વખત જરૂર સ્ત્રી પાસે તે પોતાનું ધાર્યું કરાવી શકતો હશે. પરંતુ, સ્ત્રીની પાસે તેવું શરીરબળ ન હોવાથી જ તેને પુરુષસ્વભાવની પરખમાં વધારે પ્રવીણ બનવું પડે છે અને પછી, માનસિક સૂચનો ( psychological suggestions ) દ્વારા તે પોતાનું ધાર્યું પુરુષ પાસે કરાવી શકે છે. શરીરબળનો વિજય જેટલો કેર પ્રવર્તાવી શકે અને સ્ત્રીને જેટલું નુકસાન કરી શકે, તેના કરતાં સ્ત્રીની પાસે રહેલું આ ગુપ્ત બળ પુરુષ ઉપર જે અધિકાર મેળવી શકે તેમ છે, અને તેની જાણ બહાર જ તેની ઉપર એટલી સત્તા ચલાવી શકે તેમ છે, કે તે બંનેની તુલના જ કરી શકાય તેમ નથી. અને તેથી જ યોગીઓએ સ્ત્રીઓ માટે જે સાવધાનીના શબ્દો ઉચ્ચાર્યા છે તે બિલકુલ સાચા છે. શેક્સપિયરનું કરુણાન્ત નાટક 'મેકબેથ' વાંચવાથી સ્ત્રીના આ બળનો તમને કંઈક ખ્યાલ આવી શકશે. પરંતુ તેની પાસે રહેલા તે બળનો પૂર્ણ ચિતાર તમને કોઈ ન આપી શકે. જ્યારે જ્યારે સ્ત્રી કોઈ પણ કામ પોતાના મનમાં લે છે, ત્યારે ત્યારે તેના તે બળની કાંઈક ઝાંખી

માણસને થાય છે. ધારો કે બે પક્ષ વચ્ચે વાંધો પડ્યો. તો તેમાં કયા પક્ષની જીત થશે? ધીરજવાળાની કે અધીરાની? અને સ્ત્રી તથા પુરુષ એ બે વચ્ચે વધારે ધીરજવાળો પક્ષ કયો છે?

વળી એમ ધારો કે, એક પુરુષ કોઈ સ્ત્રીને વશ કરવાનો નિશ્ચય કરે અને એક સ્ત્રી કોઈ પુરુષને વશ કરવાનો નિશ્ચય કરે; તો તે બેમાં કોની જીત થવાનો વધારે સંભવ છે? એનો જવાબ તમે સ્ત્રીમિત્રો પાસેથી જ મેળવી લેજો.

પણ આ ઉપરથી હું એમ નથી કહેવા માગતો કે સ્ત્રી સ્વભાવથી દુષ્ટ છે. હું તો એમ પણ માનું છું કે પુરુષના ચારિત્ર કરતાં સ્ત્રીનું ચારિત્ર વધુ દૃઢ અને વધુ સબળ છે. અને એટલા જ માટે તે વધારે પ્રબળ છે. પ્રમાણમાં પુરુષ પાસે તેવી દૃઢતા ઘણી ઓછી છે. તેની સ્થિરતા પરિસ્થિતિ ઉપર વધુ આધાર રાખે છે.

પરંતુ આ બધી વસ્તુઓને જળોની માફક વળગી ન રહેતા. ઉપરાંત એક વસ્તુ પણ સાથે સાથે કહી દઉં કે, આ તો મારો પોતાનો અભ્યાસ અને અનુભવ છે. એને સનાતન સત્ય તરીકે માની લેવાની કંઈ જ જરૂર નથી. કોઈ પણ સ ય કે ગુણને જ્યારે 'અતિ'ની કક્ષામાં લઈ જવામાં આવે, ત્યારે તે અસત્ય કે દોષનું રૂપ ધારણ કરે છે. તેવી રીતે "સબળ અને સક્રિય દેખાતા પુરુષને જીતી શકનાર અબળ અને નિષ્ક્રિય દેખાતી સ્ત્રીમાં એક પ્રબળ એવું ગુપ્ત બળ [redacted]" એ સત્યને અતિની કક્ષામાં લઈ જશો તો તે મદદરૂપ થવાને બદલે અવગુણરૂપ જ થઈ પડે.

* * *

એ સિવાય, મારી નજરે તો, આધુનિકો સ્ત્રીની જેવી વગોવણી કરી રહ્યા [redacted] તેવી તો પ્રાચીનોએ પણ નથી કરી. ઉપર ઉપરથી તો એ લોકો જાણે સ્ત્રીની પૂજા અને ભક્તિ કરતા દેખાય

છે, પરંતુ તેમને હાથે સ્ત્રીના સ્ત્રીત્વનું જે ઘોરતર અપમાન થઈ રહ્યું છે, તેવું સ્ત્રીમાં પણ એક જ પરમાત્માનો વાસ માનનાર પ્રાચીનોને હાથેય નથી થયું. અત્યારે સ્ત્રીને જે માન અપાય છે તે સ્ત્રીને કે તેના સ્ત્રીત્વને નથી અપાતું, પરંતુ તેના શરીરને, તેના રૂપને, તેની મોહકતાને,—તેનામાં રહેલાં વિષયવૃત્તિને ઉશ્કેરનાર તત્ત્વોને અપાય છે. અત્યારે તો સ્ત્રીને એક સ્વતંત્ર આત્મા કે પુરુષની માતા, બહેન અને પત્ની ગણવાને બદલે કામભોગનું સાધન જ ગણી તેની ઉપાસના થઈ રહી છે. આજનાં નાટકસિનેમા, કવિતા, સાહિત્ય તરફ નજર કરો તો આનો પુરાવો મળી રહેશે. અત્યારનો જુવાનિયો કોઈ રૂપવાન સુંદરીને પોતાના ડબામાં આવતી જોઈ ઉભો થઈ જગા આપશે, પરંતુ કોઈ બુઢ્ઢી માણ્ણ આવશે તો સામું પણ નહિ જુએ. કોઈ નાજુક રમણીના હાથમાંનો રૂમાલ પડી જતાં તે ઊંચકી આપવા ડઝન જુવાનિયા પડાપડી કરશે, પરંતુ કોઈ વૃદ્ધ કઠિયારીનો ભારો તેને માથે ચઢાવવા ભાગ્યે જ કોઈ જુવાન તૈયાર થાય. આમાં સ્ત્રીની અને તેના સ્ત્રીત્વની પૂજા છે, કે તેના જોબન અને રૂપની પૂજા છે? એથી ઊલટું, સ્ત્રીના સ્ત્રીત્વની માતૃભાવથી પૂજા તો હિંદ એકલામાં જ થયેલ છે. બીજે બધે તો તેની કામમૂર્તિની પૂજા છે. કદાચ પૂજા શબ્દનો અર્થ જ એ રીતે સમજવામાં નહિ આવતો હોય. પૂજા શબ્દ જોડે હિંદમાં તો જીવનની પવિત્રતાનો સંબંધ છે. એ દષ્ટિએ તો જેના હૃદય-માંથી વાસનાઓ ચાલી ગઈ છે, જેનું હૃદય શુદ્ધ સ્ફટિક જેવું બન્યું છે, તે જ સ્ત્રીની સાચી પૂજા કરી શકે. શ્રીરામકૃષ્ણ જેવા બાળબ્રહ્મચારી જ સ્ત્રીના સાચા પૂજક છે. બાકી અત્યારના પૂજાના પ્રયત્નો તો બીજાની નહિ પણ પોતાની જ આંખમાં ધૂળ ફેંકવાના પ્રયત્નો છે.

* * *

સ્ત્રીના 'ગૃહને લગતા' કે સામાજિક વ્યવહારોમાં' ડહાપણ

ડહોળવા કદી ન જતા. તે બાબતમાં તે એક ભરોસાપાત્ર મિત્ર છે. તે જ ઘરની સાચી રાણી છે. પરંતુ તમારી જીવનસાધનામાં તમારી જીવનનૌકાનું સુકાન તેને કદી સોંપતા નહિ. હું આમ કહું છું તેનો અર્થ એ નથી કે, તેને તમારા જીવનના આદર્શોથી અજ્ઞાત રાખજો અથવા તેનો સહકાર ન મેળવજો. તેને સહધર્મચારિણી બનાવવાનો પૂર્ણ પ્રયત્ન કરજો. પરંતુ તમારો ધર્મ નક્કી કરવાનું કામ તેને કદી સોંપતા નહિ, કેમ કે જગતની યોજનામાં સ્ત્રીનું સ્થાન જુદી રીતે જ નિર્માયું છે. સ્ત્રીને બાળક ઉછેરવાનું કામ કુદરતે સોંપીને કુદરતે તેના મનની ગતિને અમુક રીતે ગોઠવેલી છે. એ વ્યવસ્થાને કારણે પોતાની શક્તિઓનો મોટો ભાગ તેને નવું મેળવવાને બદલે મળેલું સાચવવામાં, તેને ઉછેરવામાં, તેને પોષવામાં, તેને દૃઢ—સ્થાયી—કરવામાં ગાળવો પડે છે. અને એ કારણે તે પુરુષની પેઠે ગમે તેમ ઊડવાને લાયક રહી નથી. પરંતુ, સાથે સાથે જ પુરુષમાં તેટલો આદર્શ માટેનો પ્રેમ અને ધગશ, તથા તે સિદ્ધ કરવા માટે સર્વસ્વ ફના કરવાની વૃત્તિ મૂકીને, કુદરતે મનુષ્યજીવનનું સમતોલપણું પણ સાધી લીધું છે. પુરુષની વૃત્તિઓથી, કુટુંબમાં જ અને સુરક્ષિત સ્થિતિમાં જ ઊછરી શકે, તેવું બાળક ન ઊછરે; એટલે સ્ત્રીએ એક સ્થાયી ઘર અને સુરક્ષિત હૂંફભરેલી સ્થિતિ તરફ નજર રાખ્યે જ છૂટકો. પુરુષનાં અસ્થિર, સાહસી ઉદ્યમો એને માટે વિરોધી છે. પરંતુ સ્ત્રીને આ રીતે સંકુચિત અને સ્થિતિપ્રિય બનાવનાર કુદરત અન્યાયી કે મૂર્ખ નથી. કારણ કે, તેટલો આદર્શપ્રેમ પુરુષમાં ઉમેરી તેણે બંને બાજુઓ સાચવી લીધી છે. આ વસ્તુસ્થિતિ પ્રત્યે દુર્લક્ષ કરીને આપણે કશું પામી શકીશું નહિ.

જોકે કેટલાક અપવાદ જરૂર એવા મળી આવશે, કે જેમાં પુરુષ કરતાં સ્ત્રી વધુ આદર્શપ્રેમી, વધુ સાહસી અને વધુ પરાક્રમી

દેખાતી હોય, પરંતુ તેવા અપવાદોથી વધારે કાંઈ સિદ્ધ થઈ શકતું નથી.

આ ઉપરથી હું એમ કહેવા પણ નથી માગતો કે, કુદરતે સ્ત્રીને બાળઉછેરની ફરજ સોંપીને તેના જીવનને દંભેદ્ય માટે શાપિત કરી મૂક્યું છે. હું માત્ર એટલું જ કહેવા માગું છું કે, સ્ત્રી અને પુરુષ બંનેને અમુક ચોક્કસ કાર્યક્ષેત્ર કુદરતી યોજનામાં જ મળેલું છે. તેને બંને ઉલ્લંઘી નથી શકતાં અથવા ઉલ્લંઘવાથી વધુ ફાયદો નથી મેળવી શકતાં. એટલે સ્ત્રીને એક અત્યુત્તમ સાથી તરીકે સ્વીકારવા છતાં, પુરુષે પોતાની જીવનનૌકા તેને સોંપવાની ભૂલ ન કરવાની, તથા તેની કુદરતી વૃત્તિઓમાં બંધાઈ જઈ પોતાનામાં રહેલ આદર્શસિદ્ધિની શક્તિઓને દબાઈ જવા ન દેવાની સાવચેતી રાખવી ઘટે છે. સ્ત્રીનો સ્વભાવ અને શક્તિઓ અમુક ખાસ પ્રયોજન માટે અમુક રીતનાં જ ઘડાયાં છે.

**પ્રશ્ન** : પરંતુ, જ્યાં સુધી આપણને એક પણ દાખલો એવો મળી આવે, કે જેમાં સ્ત્રી બહુ જ ઉદાર મનની અને આદર્શ-શીલ હોય અને ઘણાય પુરુષો સંકુચિત વૃત્તિના અને ઘરકૂકડી હોય, ત્યાં સુધી આપણે એમ કેમ કહી શકીએ, કે સ્ત્રી સ્વભાવથી જ સંકુચિત વૃત્તિની છે અને તેનામાં આદર્શપ્રેમ સંભવિત નથી ? એ બધું કુટુંબ અને કેળવણીના સંસ્કાર ઉપર આધાર રાખે છે, એમ કહેવું બરાબર નથી ?

**ઉત્તર** : મનુષ્ય પર કુટુંબ અને કેળવણીના સંસ્કારની અસર છે એ બરાબર છે. પરંતુ એવા સરખા જ સંસ્કારોમાં ઊછરેલાં સ્ત્રી અને પુરુષમાં પણ તમે જીવન પ્રત્યેની દૃષ્ટિમાં કાંઈક ફરક જોશો જ. કદાચ પ્રકૃતિએ જ પોતાની અર્થસિદ્ધિને સારુ આ ભેદ સ્ત્રી અને પુરુષમાં કર્યો હોય. જ્યાં સુધી કુદરતે સ્ત્રી ઉપર જનનકાર્ય અને ઉછેરકામ નાખ્યાં છે, ત્યાં સુધી તેનું

મન કુટુંબભાવના અને કુટુંબસ્થિતિમાં જ રચ્યુંપચ્યું રહેવાનું; તેનો સમગ્ર પ્રયાસ અને એકમાત્ર લક્ષ્ય કુટુંબને જ સુરક્ષિત અને દૃઢ બનાવવાનો રહેવાનો, અને તેના એ પ્રયત્નને અફળ કરનારી પુરુષની અન્ય વૃત્તિઓને તે વિફળ કરવા જ મથવાની.

જોકે આજકાલ એ જનનીપદ અને જનનીધર્મનો ત્યાગ કરી પુરુષનાં જ ક્ષેત્રોમાં પુરુષની સરસાઈ ભોગવવા દોડતી કેટલીય 'એમેઝોન' તમે જોશો. પરંતુ જનનીપદનો ત્યાગ કરવાથી સ્ત્રી મનુષ્યજીવનની યોજનાને કેટલી આગળ વધારે છે કે નીચી પાડે છે, અથવા તે પોતે જ શું ગુમાવીને કેટલું લાભે છે—એ જુદી જ ચર્ચાનો વિષય બની જાય છે. આમ કરીને સ્ત્રી કુદરતની યોજનામાંનું પોતાનું વિશિષ્ટ સ્થાન ગુમાવી બેસે છે. આ બાબતમાં ટૂંકમાં એટલું જ કહેવું બસ થશે કે, જીવનની યોજનામાં માતૃપદ સ્ત્રીને એક અનેરું સ્થાન આપે છે. બુદ્ધ-ક્રાઈસ્ટ જેવા વીરપુરુષોની માતા થવું એ પણ કાંઈ ઓછા અભિમાનની વાત નથી. માટે જ કહેવાતી સમાનતાના ઓઠા હેઠળ સ્ત્રીના આ વિશિષ્ટ અંગને અફળ કરવું એ દરદી અને દરદ બંનેનો નાશ કરવા જેવી દવા છે. એમ કરવાથી સ્ત્રી એ સ્ત્રી નહિ પણ કોઈ બીજું જ પ્રાણી બનશે અને મનુષ્યજીવન અને ખાસ કરીને સ્ત્રીજીવન સમૃદ્ધ થવાને બદલે દેવાળું કાઢવાની સ્થિતિની વધુ ને વધુ નજીક જતું જશે.

ફેબ્રુઆરી, ૧૯૨૬.

## ૪. સાચો અધિકાર

[તા. ૬–૧૦–'૩૬ ને મંગળવારે અમદાવાદના જ્યોતિ સંઘમાં થયેલી પ્રશ્નોત્તરીનો સાર, 'ગુજરાત સમાચાર' પરથી.]

એક જ વાત હું તમને કહેવા ઇચ્છું છું. સ્ત્રીજાતિના અધિકાર શા તે પૂછવામાં આવે છે. તમે સમજો છો કે, સ્ત્રી કરતાં પુરુષને વધારે અધિકાર છે અને તમને ઓછા છે, તેથી તમને વધારે મુશ્કેલી નડે છે. પણ અધિકાર કોને કહેવો તે વિચારવું જોઈએ. સામાન્ય રીતે આપણે ઘણાં કામ કરીએ છીએ જે કરવાનો અધિકાર હોતો નથી. સ્ત્રીઓને અદેખાઈ થાય છે કે, આ પુરુષો જે કામ કરે છે તે આપણને કરવા મળતું નથી. પુરુષો બીડી પીએ છે તે આપણે કેમ ન પીએ ? પણ એ તો પુરુષોની ખામી છે. દારૂ પીવો, વ્યસન રાખવાં એ પુરુષોની ખામીઓ છે. તેને તમે અધિકાર સમજી મેળવવા જશો તો તે બરાબર નથી.

આપણે ત્યાં પુરુષોને બે સ્ત્રીનો અધિકાર છે. તો તેવી રીતે સ્ત્રી બે પતિ કરે એ વાત બરાબર નથી. આ બે સ્ત્રીઓ કરવી એ પુરુષનો અધિકાર નહિ પણ દોષ છે. તમે પણ ઇચ્છો તો એવો દોષ

કરી શકો. અમે દોષ કરનાર પુરુષો તમને રોકી નહિ શકીએ; તમને કંઈ કહેવાનો અમને અધિકાર નથી. પણ અમારા દોષોને તમે અધિકાર કે હક નહિ સમજશો. પુરુષો જે કરે છે તે બધું જ તે ને તે રૂપમાં ન કરશો. આવી બાબતમાં પુરુષની હરીફાઈ ન કરશો. સ્ત્રીઓ અમુક બાબતો નથી કરતી એવી બાબતોમાં સ્ત્રીઓની હરીફાઈ પુરુષોએ કરવી જોઈએ. પતિવ્રતની પેઠે પુરુષે પત્નીવ્રત કેળવવું જોઈએ.

આજના જીવનમાં અધિકાર અને દોષોમાં ભેળસેળ થઈ જાય છે. ક્રાંતિમાં કંઈ ભૂલો થઈ જાય. પણ તેથી આપણે ભૂલો કરવી જ એમ નથી. તમે ભૂલો કરો તો તમને રોકવાનો પુરુષને હક નથી. પણ તમારે સમજી લેવું જોઈએ કે, અર્થ શું છે ને અનર્થ શું છે ? પુરુષને તમને દારૂ ન પીવાનું કહેવાનો હક નથી. પણ સ્ત્રીઓએ પોતે તો સ્ત્રીને દારૂ પીતાં રોકવી જોઈએ કે નહિ ? પુરુષોના દોષોને પોતાના અધિકાર બનાવી લેવા જોઈએ નહિ.

એક બીજું ઉદાહરણ લઈએ. સ્ત્રી પુરુષ મોટાં થઈ સમજ-પૂર્વક પરણે છે. હવે સ્ત્રી મરી જાય, તો તેણે પેલીના સ્મરણાર્થે, પ્રેમ ખાતર ફરીથી પરણવું ન જોઈએ. કાયદો હોય તો બંનેને માટે સરખો હોવો જોઈએ. છૂટ હોય તો બંનેને હોય. પણ આપણે એ વિચારવું જોઈએ કે, સારી વસ્તુ કઈ છે ? માટે તમે તમારા ધર્મનો નિર્ણય અમારા પુરુષોના આચરણ પરથી ન કરશો.

બીજી વાત પણ તમે ધ્યાનમાં લેશો તો ઠીક છે. નવી પ્રવૃત્તિઓ આદરનાર તરફ લોકો ખાસ ધ્યાન આપે છે અને તેની જરા પણ ભૂલ થઈ તો લોકો તેને વગોવવા માંડે છે. માટે આપણા કામનો પ્રકાર તથા આપણું ચારિત્ર્ય બીજા કરતાંય વધારે સારાં હોવાં જોઈએ. બીજી શાળામાં ત્રુટિ છે માટે આપણે ત્યાં પણ હોય એમ કહી શકાય નહિ. સુધારક તરફ લોકોની નજર સ્વાભાવિક

રીતે જાય છે. તેની પાસેથી તેઓ વધારે ચારિત્ર્યની આશા રાખે છે. આપણી પરીક્ષા તેઓ વધારે કડક રહીને કરે છે. તો આપણું ચારિત્ર્ય સામાન્ય લોક કરતાં તો ઘણું જ ઊંચું હોય તે ધ્યાનમાં રાખશો. ચારિત્ર્યના સંબંધમાં પોતાનો નિર્ણય એ પૂરતો છે. લોકવાયકાથી ડરવું ન જોઈએ. આ બે વાતો તમે યાદ રાખશો તો તમારું કામ સારી રીતે થશે, તમને કંઈ મુશ્કેલી નહિ પડે. તે સિવાય બીજી મુશ્કેલીઓ તમે જાતે જ ઉકેલી લેશો. ખાસ બે મુશ્કેલીઓ તો આ છે અને તમને આમાંથી મદદ મળશે એમ હું ધારું છું.

પ્રશ્નઃ મુશ્કેલીઓ પડે ત્યારે શું કરવું?

જવાબઃ મુશ્કેલીઓને તમે હઠાવી ન શકો તેનો અર્થ એટલો જ કે તમારામાં તેટલી શક્તિ નથી. તો તે માટે તમારે તમારી શક્તિ વધારવી જોઈએ. ગાંધીજીએ જોયું કે, સત્યાગ્રહ શરૂ કર્યો પણ સ્વરાજ ન મળ્યું. તો તેમણે ગામડામાં જઈને આસન જમાવ્યું અને પોતે શક્તિ ભેગી કરી રહ્યા છે.

શાસ્ત્રમાં કહ્યું છે કે, કોઈ પણ કામ શરૂ કરશો તો તેમાં વિઘ્ન આવી પડવાનું. ઋષિઓ યજ્ઞ કરતા અને રાક્ષસો વિઘ્નો નાખતા. ત્યારે ઋષિઓ શું કરતા? વધારે તપશ્ચર્યા કરતા અને પોતાની શક્તિ વધારતા. જેમ જેમ આપણી મુશ્કેલીઓ વધે તેમ તેમ આપણે પાણીના કમળ પેઠે ઉપર જતા જઈએ. મુશ્કેલીથી દબાઈ જઈએ તોપણ રડવાનું શું કારણ? આપણે સમજીએ કે હજી વખત આવ્યો નથી; તે વખતે નિરાંતે બેસવું જોઈએ. આ દુનિયા કંઈ આપણે પેદા નથી કરી કે તેનો બોજો માથે લઈને ફરીએ. અસ્પૃશ્યતાનો સવાલ અઢી હજાર વરસ પર ગૌતમબુદ્ધે ઉપાડ્યો. તે પછી મોટા મોટા નેતાઓએ આ પ્રશ્ન પર માથાકૂટ કરી. પણ તે હજી ચાલુ છે. આ જે જડ પદાર્થો છે તેમાં પણ

શક્તિ છે, તે જલદી તૂટતા નથી. એટલે એ સમજી લેવું જોઈએ કે કામ ધીરે ધીરે થશે. આપણી જિંદગીમાં પણ એ કદાચ ન થાય. આપણી જિંદગીમાં જ બધું થાય એમ માનવું બરાબર છે. એમ ન થાય તો ગુસ્સે થવું એ બરાબર નથી. એવા માણસોથી કામ નહિ ચાલે. પ્રયત્ન કરવા છતાં સફળ ન થવાય તો રડવાનું નહિ. એક નહિ તો બીજું ઉપાડો, કામ મળે ત્યાં લગી કરો, ન મળે તો નિરાંતે બેસો. પણ આજે તો કામની ખોટ નથી.

જુઓને, આગ લાગે છે ત્યારે જોવાની મઝા આવે છે. પણ પોતાને ઘેર લાગે છે ત્યારે મઝા નથી આવતી. પણ પોતાને ઘેર લાગે ત્યારે પણ મઝા લેવી જોઈએ. એ આવડે તો કોઈ મુશ્કેલી નહિ રહે.

## ૫. સ્વતંત્રતા અને બંધન

[ કેટલાક છૂટક વિચારો ]

આજકાલ સ્વતંત્રતા અને બંધન એ બંને શબ્દો જુદી પરિસ્થિતિમાં અને જુદા જુદા સંદર્ભમાં ગમે તેમ વપરાતા આપણે સાંભળીએ છીએ. ઘણાખરા માણસો પોતાને અણગમતી સ્થિતિને બંધન અને ગમતી સ્થિતિને સ્વતંત્રતા માની બેસે છે. પણ વ્યક્તિગત વાતને કોરાણે મૂકી સ્વતંત્રતા અને બંધનના સાચા અર્થનો વિચાર કરવાની ખૂબ જરૂર છે.

દરેક શબ્દના બે અર્થ થાય છેઃ એક નિરપેક્ષ અને બીજો સાપેક્ષ. સાપેક્ષ અર્થને અનુબંધ ( correlative ) ની જરૂર રહે છે. સાપેક્ષ સ્વતંત્રતાની એક વ્યાખ્યા એવી- બાંધી શકાય કે, મારા વિકાસની સાધનાની આડે બીજા ન આવે, અને બીજાના વિકાસની સાધનાની આડે હું ન આવું. આ વ્યાખ્યાના પહેલા ભાગમાં જ સમગ્ર અર્થ સમાઈ ગયેલો આપણે માનીએ છીએ, અને બીજા ભાગની અવગણના કરીએ છીએ. આથી બુદ્ધિભ્રમ પેદા થાય છે, અને સ્વાર્થી માન્યતાઓને સ્વતંત્રતાને નામે પુષ્ટિ મળે છે.

સાપેક્ષ અર્થની રીતે જોતાં બંધન અને સ્વતંત્રતા બંને પરસ્પર વિરોધી શબ્દો છે એ માન્યતા ભૂલભરેલી છે. કોઈ પણ પ્રકારના બંધન વિના સાચી સ્વતંત્રતા સંભવતી જ નથી. કારણ કે, આપણા વિકાસની આડે કોઈ ન આવે એ સૂત્ર આચારમાં મૂકી શકાય, તોપણ બીજાના વિકાસની આડે આપણે ન આવીએ એ સૂત્ર તો કોઈ પણ બંધન સ્વીકાર્યા વિના આચારમાં ન જ મૂકી શકાય. પણ અહીં જે બંધન હોય છે તેનો પ્રકાર કેવો છે એ જ અતિ મહત્ત્વનો પ્રશ્ન છે. તેમાં બે ગુણ તો હોવા જ જોઈએ: (૧) દરેક બંધન વિકાસના પગથિયારૂપ છે, એટલે આપણે ત્યાં જ થોભી જવાનું નથી. એને વટાવી નિરપેક્ષ સ્વતંત્રતાના ધ્યેયને પહોંચી શકાય એવો ગુણ તેમાં હોવો જ જોઈએ. (૨) દેશ, કાળ, ધર્મને અનુસરી સાધકના શ્રેયને અર્થે જ એ બંધન હોય.

કોઈ પણ પ્રકારનો નિગ્રહ ( control ) ન હોય એવી સ્થિતિને સ્વતંત્રતા કહેવામાં આવે છે, એ વિચારનો અતિશય ગોટાળો સૂચવે છે. કારણ, કોઈ પણ પ્રકારના નિગ્રહ વિનાની સ્થિતિ સંભવી શકતી જ નથી. વનનાં પશુપક્ષીઓ પોતાની ભૂખ તરસ વગેરે પ્રાથમિક જરૂરિયાતોને લીધે અથવા સહજસ્ફૂર્તિને લીધે બંધનમાં રહે છે. સામાન્ય મનુષ્ય પોતાનાં સંસ્કાર, કેળવણી, સારાસારની કલ્પના અને સ્વાર્થદૃષ્ટિ પ્રમાણે લાગણી અને બુદ્ધિને અનુસરે છે, અને જરૂરી બંધનો સ્વીકારે છે. આમ, બંધન બધે જોવામાં આવે છે. પશુપંખીઓનું બંધન કુદરતે મૂકેલું છે, તેઓ સહજસ્ફૂર્તિથી તે સ્વીકારે છે. તેમાંથી કુદરત પોતાનું કામ ચાલુ રાખી શકે છે. પરંતુ, ત્યાં વિકાસને સ્થાન નથી; તે બંધન આગળની ઉન્નતિના પગથિયારૂપ નથી.

શરૂઆતમાં માણસ પણ બાહ્ય સત્તાનાં—જેવાં કે, સામાજિક

કૌટુંબિક, રાજકીય વગેરે—સ્વીકારીને ચાલે છે. તેમાં જ્યાં સુધી તેમનો માત્ર બાહ્ય સ્વીકાર હોય છે ત્યાં સુધી તેને તે પીડારૂપ, સાચા બંધનરૂપ લાગે છે. પરંતુ એમાંથી જેને વિષે એનો વિવેક જાગે ને તેને યોગ્ય માની બુદ્ધિથી તે સ્વીકારે, ત્યારે તેને તે બંધનની પીડા જતી રહે છે—તે બંધન તેને બંધન લાગતું નથી. એમ કરતાં કરતાં તે બધી વસ્તુમાં વિવેક કરવા લાગે છે. વિવેક કરીને દરેક વસ્તુ લે છે કે છોડે છે. જેને છોડે છે તેમાં પછી તેને દુઃખ નથી લાગતું, કેમ કે એ છોડવાનું એણે પોતે સ્વીકાર્યું છે. એવો નિગ્રહ એને એટલો સ્વાભાવિક બની જાય છે કે, તેને સારુ માનસિક ખેંચાતાણનો ભાન પછી નથી રહેતો. કેમ કે, જે બંધનો પહેલાં એને પીડાકર લાગતાં તેમની સાથે એણે પોતાની જાતને સુરેલ કરી લીધી છે.

જીવન્મુક્ત સંન્યાસી આમ જ પ્રયત્ન કરીને પોતાની જાતના બધા તારને એટલા સુરીલા રાખી શકે છે કે એ સંયમ પરમાનંદમાં પરિણમે છે. એ સંયમ, એમાં રહેલો ત્યાગ કે સ્વીકાર, એને નિગ્રહ—એ બધું એને સ્વાભાવિક, પ્રકૃતિસિદ્ધ થઈ ગયું હોય છે. એને માટે બંધન તે બંધન નથી, પોતાના સ્વત્વનો તે આવિષ્કાર માત્ર છે. દાખલા તરીકે, ગાંધીજીએ શરૂઆતમાં પોતાના વિકાસ માટે અનેક વ્રતબંધનો સ્વીકાર્યાં. પણ આજ એ એમને સાહજિક છે. એ વિના એમને દુઃખ થાય. એ એમના સ્વત્વનાં અંગ બની ગયેલાં છે. જીવન્મુક્ત સંન્યાસીને સમગ્ર જીવન માટે આમ હોય છે. ધંધાના આઘાત એને માટે આપોઆપ ઓગળી જાય છે—તેનું સમગ્ર વહન સ્વભાવસુંદર સુસંગત બની રહે છે. એણે સાપેક્ષ સ્વતંત્રતામાંથી નિરપેક્ષ સ્વતંત્રતા પ્રાપ્ત કરી લીધી છે. આ સ્વતંત્રતાને જ સાચી સ્વતંત્રતા કહી શકાય, અને એ સંયમ વિના ન જ મળે, એ વિષે પૂર્વના અને પશ્ચિમના ફિલસૂફોમાં મતભેદ નથી.

સૌથી વધુ સંયમી મનુષ્ય સાચો વધુ સ્વતંત્ર છે. પણ એ સંયમ કોનો? બાહ્ય સંયમમાં રાજ્ય, સમાજ, વડીલો અને ગુરુના શાસનમાં થઈને મનુષ્યને પસાર થવું પડે છે, અને પછી પોતાની દૈવી અને આસુરી વૃત્તિઓને પારખીને દૈવી વૃત્તિના શાસન નીચે રહેવું પડે છે. પછી જ્યારે દૈવી વૃત્તિઓ સંપૂર્ણપણે વિજયવંત રહે ત્યારે જ માણસ ખરો મુક્ત કહેવાય.

પણ દરેક માણસને પોતાના દૈવી અંશ (higher self)નું પૂરું ભાન હોતું નથી. અને એ ભાન તેણે બીજા કોઈની મદદથી જ મેળવવું પડે છે. બાળક ટેબલ ઉપર પડેલી કોઈની ઘડિયાળ લેવા જાય અને માતા તેને રોકે અને સમજાવે, તો તે જગાએ માતાને બાળકના દૈવી અંશનું જેટલું ભાન છે તેટલું બાળકને નથી, એમ આપણે જોઈ શકીએ છીએ. આવી જ રીતે રાજ્ય અને સમાજ પણ મનુષ્યના દૈવી અંશના વિકાસ માટે યોજાયેલાં છે. કેળવણીશાસ્ત્રનું જ્ઞાન પણ એ જ કામ કરે છે.

કોઈ પણ જાતના સાધન ને તાલીમ વિના માણસ આત્માને પારખી શકતો નથી. એ આત્માના કોમળ અવાજને સ્પષ્ટ સાંભળવાની શક્તિ પ્રાપ્ત કરવા માટે ખાસ ઘડતરની જરૂર હોય છે. માણસ જન્મથી જ પોતાના આત્માના અવાજને સમજી શકે અને અનુસરી શકે, એ વિધાન જો સ્વીકારીએ, તો સાધના અને કેળવણીનો કોઈ અર્થ જ રહેતો નથી. અને સાધના તથા કેળવણીનું અંતિમ ધ્યેય તો એ જ છે કે, મનુષ્ય આત્માનો અવાજ પારખે, મનમાં કોઈ પણ મંથન વિના સ્વાભાવિક આનંદથી તે પ્રમાણે વર્તે.

પણ પશ્ચિમના સંસ્કારને લીધે આપણે ત્યાં એક એવી માન્યતા ફેલાઈ છે કે, આત્માનો અવાજ સાંભળવા અને સમજવા દરેક માણસ શક્તિમાન છે જ, અને એ અવાજ પારખવો એ

કાંઈ જ અધરું નથી. આમ માનવામાં ઘણી સગવડ છે અને આશ્વાસન રહેલું છે. એટલે આજનો યુવાન આવી સહેલી માન્યતાથી દોરાય તેમાં નવાઈ નથી. એ યુવાન સ્વાર્થ અને વાસના વગેરે વૃત્તિઓના અવાજને સહેજે આત્માનો અવાજ માની બેસે છે, અને એ વૃત્તિના અવાજ પ્રમાણે વર્તતાં આખરે કલેશ તો થવાનો જ. આ કલેશનાં દુઃખકષ્ટોને, સાચે જ એ માની લે છે કે, આત્માના અવાજ પ્રમાણે વર્તી મહાત્માઓ અને સંતોએ પણ ખૂબ દુઃખકષ્ટો વેઠ્યાં છે, તેમ પોતે પણ વેઠે છે. એટલે પોતે પણ મહાત્મા અને સંત છે! અને તેથી કૃતકૃત્યતા અનુભવે છે! જો આમાં તાત્કાલિક દુઃખ નથી પડતું તો તે માને છે કે, પોતે સત્યને પથે છે; અને સુખ અને સગવડપૂર્વક એ પંથ કાપવાને પોતે શક્તિમાન છે.

પણ આત્માના અવાજને પારખવાને માટે બી.એ. કે મૅટ્રિક થવા કરતાં વધારે પ્રયત્ન અને જિજ્ઞાસાની જરૂર છે, એ વાત સ્વીકારવા તે કદી તૈયાર નથી. દરેક ભૌતિક વિષય માટે તે હંમેશાં નિષ્ણાતની સલાહ લેવા ઇચ્છશે, પણ આધ્યાત્મિક અને નૈતિક બાબતમાં તે પોતે જન્મથી જ નિષ્ણાત છે એમ તે માને છે. એવી બાબતમાં જો કોઈ ઋષિ તેની પાસે આવે અને તેને કહે કે, 'પોતાની જાતને મુક્ત કરવા માટે પ્રયત્નની જરૂર છે, વાસના અને આત્માનો અવાજ એ બંને તદ્દન જુદાં છે, અને વાસનાને સંયમમાં રાખો,' તો અકળાઈને તે ગુસ્સો કરશે ને કહેશેઃ 'તમને મારી સ્વતંત્રતામાં ડખલ કરવાનો શો હક્ક છે? તમે કોણ અને શિખામણ આપનાર?' કારણ કે, તે માને છે કે આવી બાબતો એટલી અંગત હોય છે કે એમાં કોઈની સલાહ લેવી એ જરૂરનું પણ નથી અને ઇષ્ટ પણ નથી. એવી સલાહ એને આત્મવિકાસમાં દખલગીરી લાગે છે.

પણ તમારે ત્યાં કોઈ માંદું પડે તો તમેં ડૉક્ટરને બોલાવો

છે કે નહિ? તમારે ઘર બાંધવું હોય કે કોર્ટમાં કેસ લડવો હોય ત્યારે ઇજનેરને કે વકીલને બોલાવવો જ પડે છે. તો પછી આધ્યાત્મિક અને નૈતિક બાબતોને કેમ એટલી નજીવી ગણી કાઢો છો, કે તેમાં નિષ્ણાતની જરૂર જ લાગતી નથી? અને કોઈ પણ દિવસ તેનો અભ્યાસ ન કર્યો હોય, અને તેના ઉપર ધ્યાન પણ ન આપ્યું હોય, તોપણ અંતરના અવાજની બરાબર સમજણ પડે ખરી! તેના કરતાં યોગ્ય ગુરુનું શરણ લેવું એમાં ઘણી દીર્ઘ દૃષ્ટિ છે. એ ગુરુ શોધવાનું કામ સહેલુંયે નથી તેમ યોગ્યને બદલે અયોગ્ય ગુરુના હાથમાં ફસાઈ પડવાનો ઘણો મોટો ભય પણ રહેલો છે, એ તદ્દન સાચી વાત છે. પણ આવો ભય તો સામાન્ય જ્ઞાનપ્રાપ્તિમાં પણ નથી! એવા ભયો વહોરીને જ જે નીકળ્યા છે તે નીકળેલા છે ને? કોઈ રસ્તાનો પૂરો ભોમિયો મળવો મુશ્કેલ હોય, માટે કોઈ રસ્તો જ નથી કે ન લેવો જોઈએ, એમ માનવું એ કેવું ભૂલભરેલું છે! પણ એ ગુરુવાદને માટે તો આખું પ્રકરણ જોઈએ. અહીંયાં તો એટલું જ બસ થશે કે, કોઈને ગુરુ કરવાની પાછળ જે વિચારસરણી રહેલી છે તે બુદ્ધિની દૃષ્ટિએ અતિ ઠરેલ અને સયુક્તિક છે.

અત્યારે રાજકીય અને સામાજિક સ્વતંત્રતા સંબંધે લંબાણથી ચર્ચા કરવાનો મને સમય નથી. એકબે વસ્તુ તરફ નજર કરીએ, જેથી આપણી પ્રસ્તુત ચર્ચા કાંઈક વધુ વિશદ થાય. આપણે એમ કહીએ છીએ કે હિંદીઓ ગુલામ છે, કારણ કે પરદેશીઓ આપણા ઉપર રાજ્ય કરે છે, એ રાજ્ય જુલમી છે, અયોગ્ય છે. પણ તેનો અર્થ એ નથી કે, હિંદ સ્વતંત્ર હોત તો આપણે ત્યાં કાયદાનાં બંધન ઓછાં હોત. ત્યારે એ કાયદાનો પ્રકાર બદલાયો હોત. એ રીતે તો આપણે ત્યાંના કરતાં સ્વતંત્ર કહેવાતાં રાષ્ટ્રોમાં કાયદા ઘણા હોય છે, અને તે વધારે સખત ને વધારે બંધનકારક હોય છે; પણ એ બંધન પ્રજા પોતે ઘડે છે અને તે

પોતાના હિતની દૃષ્ટિએ હોય છે. જેટલા પ્રમાણમાં આ ઓછું હોય તેટલા પ્રમાણમાં સ્વતંત્રતા ઓછી. એટલે, પ્રજાના કાયદા બનાવનાર અને જેમના હિતને માટે એ બનાવાય એ લોક—આ બેઉ જેટલી વધારે મોટી સખ્યામાં સંમત હોય તેટલા પ્રમાણમાં તે પ્રજાની સ્વતંત્રતા વધવાની.

અલબત્ત, ઘણી વખત સમાજ અને રાજ્ય દૈવી વૃત્તિને વધારવાને બદલે આસુરી વૃત્તિઓને ઉત્તેજન આપીને પોષે છે. આનાં તો ઘણાં કારણો છે. રાજ્ય અયોગ્ય હોય અને બહુમતી-માન્ય ન હોય તો આવું બને. ખૂબ નજીવી લઘુમતીના હાથમાં સત્તા હોય તો આવું બને. કેમ કે, નજીવી લઘુમતીના હાથમાં સત્તા હોવાથી, તેમનો જ સ્વાર્થ સરે તેવા કાયદા ઘડાય, તેમાં નવાઈ નથી.

સામાજિક સ્વતંત્રતાની ચર્ચામાં એ ખાસ યાદ રાખવાનું છે કે, સમાજે વ્યક્તિ કરતાં સમષ્ટિનું હિત સાચવવા તરફ વધારે ધ્યાન રાખવું પડે. તેથી સ્વાભાવિક રીતે દરેકે દરેક વ્યક્તિને પૂરેપૂરો ન્યાય ન પણ મળે. પણ સમષ્ટિના હિતમાં વ્યક્તિનું પણ અમુક હિત અને ખાસ કરીને રક્ષણ સમાયેલું છે જ. અને રક્ષણનીતિ અને વિકાસનીતિ ભલે પરસ્પરવિરોધી દેખાય, પણ છેવટે તો બંને પરસ્પર સંબંધ રાખે છે. તેથી, સમાજ અને રાજ્યનાં મૂળ વૈયક્તિક વિકાસને અટકાવનારાં છે અને તેને લીધે બધાય સામાજિક કાયદા કોઈ પણ જાતની તપાસ વિના ભૂંસી નાખવા જોઈએ એ માન્યતા, તેમ જ બધા જ સામાજિક કાયદાઓ ઈશ્વરદત્ત છે એ માન્યતા, એ બેઉ અપૂર્ણ અથવા અર્ધસત્ય જ છે.

આથી હું એમ કહેવા તો નથી જ માગતો કે, સામાજિક કાયદાઓ કદી ન તોડવા જોઈએ. પણ હું એટલું તો કહું જ કે, કાયદાઓ તોડો તે ગંભીર વિચારપૂર્વક, બિલકુલ ઉશ્કેરાયા

વિના, અને તેનાં પરિણામ ખમવા માટે કટિબદ્ધ થઈને તોડો. ઘણી વાર આપણે આપણા અંગત સ્વાર્થ, વાસના કે અભિરુચિને ખાતર કાયદા તોડવા તૈયાર થઈએ છીએ. તેમાં કાંઈ ભારે પરાક્રમ નથી, તે તો સ્વાભાવિક છે; પશુપક્ષીઓ પણ એ પ્રમાણે તો વર્તે છે. એમાં કાંઈ સ્વતંત્રતા નથી.

આ બધા વિચારો આજના ઉત્તેજનાના વાતાવરણમાં, આ યુગમાં તમને ખૂબ જૂનવાણી, જરીપુરાણા લાગશે. પણ મારી પાસેથી તો તમે સીધા અને સ્પષ્ટ વિચાર સિવાય બીજા કશાની ભાગ્યે જ આશા રાખી હશે. નવું શું કે જૂનું શું—આ લાગણીના યુગમાં બધુંયે છેવટે બુદ્ધિની કસોટીએ ચડે તો જ ગ્રહણ કરવા યોગ્ય છે, એટલું ધ્યાનમાં રાખજો. લાગણીની કસોટીને પૂરતી ગણશો તો તાત્કાલિક સ્વાર્થ સાધવાને રસ્તે પડી જશો, એ વાત ભૂલશો નહિ.

૧૯૨૬.

## ૧. વૈયક્તિક અને સામુદાયિક ધર્મ

વ્યક્તિ અને સમાજ—ચિત્રની એક બાજુ:

**આજની** માનવસંસ્કૃતિ તરફ નજર કરતાં આપણને જરા વિચિત્ર અને વિષમ ચિત્ર દેખાય છે. એક બાજુ જુઓ તો નિખાલસતા, ન્યાય, સહાનુભૂતિ, પ્રેમ અને દયાભાવ વધતાં દેખાય છે; અને બીજી બાજુ જુઓ તો શંકા, અવિશ્વાસ, વિરોધ, અન્યાય, ક્રૂરતા અને વેરઝેર વધતાં જતાં દેખાય છે. જે ઘરડાઓ અને બીમારો પ્રત્યે જૂનો જમાનો નીરસ અને બેદરકાર રહેતો, તે બધી આજના જમાનાને અતિશય અસર કરે છે. જૂના જમાનામાં નહોતી મળતી એવી સહાનુભૂતિ અને મદદ આજ દુઃખી દુર્ભાગી લોકોને મળે છે. પતિતાઓ માટે આજે ગૃહો બંધાયાં છે, અને અંધ મૂક તથા બધિરને માટે શાળાઓ સ્થપાઈ છે. આજે આપણે કુદરત અને મનુષ્યની ક્રૂરતાને બને તેટલી હળવી કરવા માગીએ છીએ. આપણે રોગીઓ માટે દવાખાનાં અને ઈસ્પિતાલો તથા માનસરોગીને ગાંડા માટે ઉપચારગૃહ બાંધ્યાં છે. યુદ્ધ જેવા

પણ ભાગ છે. માણસ પશુપક્ષી પ્રત્યે વધુ કાળજી બતાવે છે. જીવદયાની સંસ્થાઓ સ્થપાઈ છે. આમ વિવિધ પ્રકારે, સુધરેલા દેશોમાં જીવન વધુ સહેલું અને સુધરેલું તથા ઓછું નઠોર અને ક્રૂર બન્યું છે. અને એની, કોઈ દુરાગ્રહી નિરાશાવાદી કે મૂઢાગ્રહી જૂનવાણી જ ના પાડી શકે.

**ચિત્રની બીજી બાજુ**

પરંતુ, વૈયક્તિક ક્ષેત્ર મૂકીને આપણે બીજી બાજુ સામુદાયિક જીવન તરફ આવીએ છીએ ત્યારે શું જોઈએ છીએ ? સમાજે જરાય પ્રગતિ કરી નથી, અને કેટલીક બાબતોમાં તો તે પાછો પણ હઠયો છે. આજનું સામુદાયિક જીવન પાશવ કાયદા સિવાય બીજો કોઈ કાયદો જાણતું જ નથી. અંતર-ભેદ કપાઈ ગયા છતાં, આજના સમુદાયો વચ્ચે પહેલાં કરતાં વધારે યથાર્થ અને પાકો દ્વેષભાવ છે. તેમના એકબીજા સાથેના વ્યવહારોમાં પૂર્વગ્રહ, શંકા અને અવિશ્વાસની બૂ હોય છે. મનુષ્યના વ્યક્તિજીવન અને સુખ તરફ ખ્યાલ અને દરકાર વધ્યાં છે; પણ જ્યારે તેના સામુદાયિક જીવનનો—સાંપ્રદાયિક, આર્થિક, જાતીય, રાષ્ટ્રીય અથવા રાજકીય જીવનનો—પ્રશ્ન આવે છે, ત્યારે માણસનું સુખ ભૂલી જવાય છે, માનવજીવનનું કશું લેખું જ નથી રહેતું. પ્રજા પ્રજા વચ્ચે સૌજન્યનો સંબંધ નથી રહેતો. તેમનો એકબીજા સાથેનો સંબંધ ઉઘાડા અને ચીતરી ચડે એવા દંભથી ભરેલો હોય છે. તેમનો અરસપરસ વેપાર અસત્ય અને સાવ અપ્રમાણિકતાથી વ્યાપેલો હોય છે. બાતમીખોરી, કૂડકપટ, જૂઠું અને ઝેરીલું પ્રચારકાર્ય વગેરેનો નિર્લજ્જપણે ઉપયોગ કરવામાં આવે છે. લાંચ, વિતંડા ને વાચાની સફાઈ, છળ, બળાત્કાર, ચોરી, આગ અને ખૂન એ બધાંને સમુદાયો વચ્ચેના વ્યવહારોમાં સ્થાન માત્ર નહિ, સંમાનભર્યું સ્થાન હોય છે. આ બધામાં મનુષ્યજીવનને તો કોઈ અજ્ઞાત લક્ષ્યનું સાધન માત્ર ગણવામાં

આવ્યું છે. આર્થિક જીવન જુઓ તો ત્યાં ચૂસણનીતિનો સિક્કો હોય છે: દરેક સમુદાય બીજા પાસેથી કાંઈક ચાતરી જ લેવા ઇચ્છે છે; લાભ દરેક સમુદાયને જોઈએ છે, પણ તેની કિંમત આપવી કોઈને ગમતી નથી. આંતરસામુદાયિક વ્યવહારો જુઓ તો તે અભિમાન, તુમાખી, અને જાતિ, વર્ણ તથા જાતિભેદથી ભરેલા હોય છે. યુદ્ધો ઓછાં થયાં હશે તોય પરિણામમાં તે વધુ વિનાશક અને નિષ્ઠુર બન્યાં છે. તેની આગળ કશી વસ્તુની પવિત્રતા નથી, કશી વસ્તુ સહીસલામત નથી. પૂજારી, પુરોહિત અને ભક્ત, કળાકાર અને સાહિત્યકાર, વૈજ્ઞાનિક અને ફિલસૂફ, કારીગર અને ખેડૂત – બધાને રણવેદી પર એકસરખી નિષ્ઠુરતાથી પધરાવાય. કાલ્પનિક ઝઘડાઓનો નિકાલ આણવા પ્રગતિમાન વિજ્ઞાનશાસ્ત્ર અને મનુષ્યબુદ્ધિ શોધી શકે તેવાં બધાં શસ્ત્રાસ્ત્રોનો ઉપયોગ કરવામાં આવે છે. 'હોવિટ્ઝર', 'ટેન્ક', વિમાન, પનડૂબી—એ બધાં જ માન્ય શસ્ત્રો ગણાય છે. બાળકો, સ્ત્રીઓ, આમપ્રજા, યુદ્ધમાં ન ઊતરેલા તટસ્થ લોકો—બધાને જ મારી શકાય; અથવા એથી 'ખરાબ' તો એ કે, તેમની પર અગ્નિધારા વરસાવી હંમેશને માટે તેમને બેહાલ ને અપંગ કરી મુકાય. આંતરસામુદાયિક સંબંધોમાં નથી દયા કે નથી પરોપકારભાવ. અરે, ન્યાયને પણ ત્યાં ક્યાં સ્થાન છે! તે ભૂમિકામાં જાણે સદાચાર કે સદ્વર્તનને સ્થાન જ નથી! આ બધી બીનાઓ એવી સંશયાતીત છે કે ગમે તેવો કટ્ટર મનુષ્યપ્રગતિવાદી પણ તેની ના પાડી નહિ શકે.

**બેની વિષમતા— મહાન કોયડો**

આ બધું આમ કેમ છે? મનુષ્યજીવન એક ગમ આટલું દયાળુ અને છતાં આટલું નિષ્ઠુર શા માટે છે? એક બાજુ આટલું મધુરાકર્ષક અને છતાં આટલું પ્રત્યાકર્ષક શા માટે છે? આ પ્રશ્નનો સાચો જવાબ તેના સુધારનો ઉપાય પણ સૂચવી શકશે.

મને એમ લાગે છે કે, વૈયક્તિક અને સામુદાયિક વ્યવહાર વચ્ચેના આ ભેદનું કારણ એ છે કે, મનુષ્યજાતિ જીવનનાં આ બે પાસાં માટે બે જુદા ગજ અને બે જુદી નીતિ સ્વીકારતી આવી છે. એક ક્ષેત્રમાં જે સારું ગણાય છે, તે બીજામાં ખરાબ ગણવામાં આવે છે. ખાનગી જીવનમાં આપણે સુજનતાના નિયમોથી બંધાયેલ હોઈએ છીએ; પણ સામુદાયિક જીવનમાં એવી કાંઈ ખાસ બંધનકારિતા નથી. એક પ્રજાના પ્રતિનિધિ તરીકે જો મને બીજા દેશમાં મોકલવામાં આવે, તો મારી તમામ વર્તણૂકમાં અસત્ય અને અપ્રામાણિકતા અંકિત થવાં જોઈએ. હું મારી પ્રજા કે રાષ્ટ્રનાં માનેલાં હિતો આગળ ધપાવવા માટે કોઈ પણ પદ્ધતિ અખત્યાર કરું અને ગમે તેવાની મારફત કામમાં લઉં. ગુપ્તતા, છળ અને દગો એ મારી વર્તણૂકનો મુખ્ય સૂર બની જાય છે. સારા સમાજમાં કે મંડળમાં અડંગ જુઠ્ઠા અને દગાબાજ માણસને સ્થાનેય ન મળે; પણ એ જ ગુણો વડે પ્રજાની રાજકીય સભામાં કોઈને સૌથી વધારે ગૌરવયુક્ત સ્થાન મળી શકે. પાડોશીની મિલકત તેની રજા વિના લેવા માટે માણસ ઉપર ચોરીનું આળ આવે છે; પરંતુ પડોશી–રાજ્યમાં સફળ ધાડો પાડનારને વીરનાં માન મળે છે. ભૂખ અને ગરીબાઈને કારણે કોઈ ચોરી કરે, તો તે જેલપાત્ર થાય; પરંતુ આખી પ્રજાએ કરેલી ચોરી ઇતિહાસમાં સ્થાન મેળવવા લાયક ગણાય છે. ખૂન કરવા માટે માણસને ન્યાયસર ઝટપટ ફાંસીને લાકડે ટીંગાવી દેવાશે; પરંતુ યુદ્ધની મહાન ભીષણ સામુદાયિક કતલ માટે કશી જ સજા નથી; ઊલટું, વિજેતાને મુગટ સજાશે અને તેની વિજયયાત્રા નીકળશે. વૈયક્તિક જીવનમાં માણસે મૃદુ, નમ્ર, અને ક્ષમાશીલ હોવું શોભે; પણ રાજકીય જીવનમાં તેણે ગર્વિષ્ઠ, કઠોર, કીનાખોર અને આક્રમણકારી હોવું જોઈએ એવી આશા રાખવામાં આવે છે. વ્યક્તિઓને પોતાના પડોશીને ખાતર અંગત સ્વાર્થોનો ભોગ આપવાનો હક, અરે ફરજ છે; પરંતુ

આખી પ્રજા કે રાષ્ટ્ર જો એવું કાંઈ નિસ્વાર્થપણું લઈ બેસે તો તેનો નાશ થાય એટલું જ નહિ, પણ તેને મૂર્ખ ગણવામાં આવે. જો કોઈ એવો ઊંચીમતિ નીકળે કે તે અપરાધીને બદલે નિર્દોષને સહન કરાવે, તો તેને અમાનુષી અને સમાજદ્રોહી ગણવામાં આવે; પરંતુ જો કોઈ લશ્કરી, પોલીસ કે મુલકી અમલદાર આખા સમુદાય, કોમ કે પ્રજાને, થોડીક વ્યક્તિઓના સાચા કે માની લીધેલા ગુના માટે, રિબાવે તો તેને કુશળ વહીવટદાર અને સારો આગેવાન ગણવામાં આવે. ગમે તેવું સરકારી મંડળ પણ બૉંબ ફેંકનારા અને હવાઈ હુમલો કરનારા માટે પોતાનાં બારણાં બંધ નહિ કરે. જે કાંઈ યોગ્ય, સારું અને નીતિયુક્ત હોય છે, તે સામુદાયિક વ્યવહારોમાં અયોગ્ય, ખોટું અને અનીતિમય બની જાય છે. એક ક્ષેત્રમાં જે સ્તુતિપાત્ર છે, તે બીજામાં નિંદાપાત્ર બની જાય છે. રાજદ્વારી મુત્સદ્દીઓ અને રાજ્યના પ્રધાનો દરરોજ બેશરમ જુઠાણાં ઠોક્યે રાખે છે, જેનાથી કોઈ છેતરાતું નથી; અને એ દુઃખદ દૃશ્ય માનવજાત વગર વિરોધે જોયા કરે છે. અને છતાં આવા બધા જાહેર સેવકો સંભાવિત સદ્‌ગૃહસ્થો ગણાય છે! તેમાંના કેટલાક તો ધાર્મિક અને ઈશ્વરથી ડરનારા હોવાની ખ્યાતિવાળા પણ હશે. વૈયક્તિક જીવનમાં ઈશુનો કાયદો, અને સામુદાયિક જીવનમાં મુસાનો, કે કદાચ તેથી પણ ખરાબ ન હોય તો દયા જાણજો. જાહેર જીવનને ખાનગી જીવનના નીતિનિયમો સાથે કાંઈ નિસબત નથી: તેમની વચ્ચે મોટો અલંઘ્ય ઉપસાગર છે.

આમ દ્વિવિધ નીતિ અને મૂલ્યાંકનના બે પ્રકારો સ્થાપિત કરવા જતાં, વ્યક્તિ અને સમુદાય વચ્ચે જે જીવંત સંબંધની ગાંઠ રહેલી છે, એની પિછાન કરવાનું મનુષ્યજાતિ ચૂકી છે. સમુદાય વિના વ્યક્તિ એટલે કશું જ નહિ. જો સામુદાયિક વ્યવહારોમાં માણસ જંગલી હશે, તો તેનાં ખાનગી જીવન અને નીતિમાં તેની વિપરીત

**વ્યક્તિ ને સમાજનો અટલ સંબંધ**

અસર થવાની જ. મનુષ્યજાતિ ખરેખર ત્યારે જ સુધરી શકે કે જ્યારે તેનાં બેઉ પાસાં, વ્યક્તિ અને સમુદાય બંને, સુધરે. દુરાચારી સમુદાયમાં સદાચારી વ્યક્તિ હોય તો તેમાં ફાયદો નથી ને તેઓ સાથે લાંબું ન નભી શકે. વ્યક્તિગત ઉન્નતિ અને સામાજિક અવગતિ—એવા વિસંવાદથી, સંગીન પ્રગતિને આવશ્યક એવું જે સમતોલપણું, તે તરત જ નાશ પામશે.

વ્યક્તિ અને સમાજ વચ્ચેનો આ પરસ્પરસંબંધ સમજીને જ્યારે નથી ચલાતું, ત્યારે સમાજને પીડેહાડ કરવી પડી છે, એ વિષે ઐતિહાસિક પુરાવા મોજૂદ છે. આપણા મુદ્દાને સ્પષ્ટ કરે એવા કેટલાક પ્રસ્તુત દાખલાઓ હિંદુસ્તાનના ઇતિહાસમાંથી આપું. વ્યક્તિશઃ આપણા લોકો સામાન્ય રીતે સ્વચ્છ હોય છે. તેઓ સતત ઘો-માંજ કર્યા કરે છે અને રોજ નહાય છે. તેમાંના કેટલાક—અને ખાસ કરીને ઉચ્ચ વર્ગો—રોજ કપડાં બદલે છે. તેમનાં ઘર, રસોડાં, કોઠાર, વાસણકૂસણ, વગેરે ઘણું કરીને ખૂબ સંભાળપૂર્વક ચોખ્ખાંચટ રાખવામાં આવે છે. આ બધા છતાં આપણે પ્રજા તરીકે બહુ ચોખ્ખા નથી તેનું શું કારણ ? તેનું કારણ એ જ કે, વૈયક્તિક સ્વચ્છતાની કાળજી લેવા છતાં આપણે તેની સાથેની સામુદાયિક બાજુ ભૂલ્યા છીએ. આપણે એમ માનીએ છીએ કે, આપણે આપણી જાત, આપણાં ઘર, કપડાં અને વાસણો સ્વચ્છ રાખ્યાં એટલે આપણે કરવાનું બધું કરી ચૂક્યા; જાહેર રસ્તો, ગામ, શહેર અને નગર એ જોડે જાણે આપણે લેવાદેવા નથી, જાણે કોઈ ને પણ નથી ! આરામથી આપણે માની લઈએ છીએ કે, આપણો વૈયક્તિક કચરો ઝાડયોઝૂડયો એટલે જાણે જગ જીત્યા. પરંતુ સમુદાય અને વ્યક્તિ એકમેકમાં એટલાં બધાં સંકળાયેલાં છે કે, જે કચરો આપણે બેદરકારીથી બારણાં બહાર ફેંકી નિરાંત

માનીએ છીએ, તે નિયમપૂર્વક મચ્છર, મેલેરિયા, માખો અને રોગને રૂપે પાછો આપણને વળગે છે. માણસ શેરીમાં ચાલતો હોય તે વખતે, પોતાનું શરીર સ્વચ્છ રાખવા રોજ વારંવાર સ્નાન કરનાર ભાવુક સન્નારીઓ અને સજ્જનો, ઉપલે માળથી ગંદું પાણી કે તેથી પણ નક્કર ગંદકી નાંખે, ને તેથી તેનાં કપડાં ખરડાય, એવા બનાવો કંઈ વિરલ નથી. આપણી માન્યતામાં, સમાજને તો જાણે કશા હકો જ નથી; વ્યક્તિ જ જાણે મુદ્દાની વસ્તુ છે. અને તે સામુદાયિક ફરજો કબૂલ જ નથી રાખતી. આ બધાંનું પરિણામ વ્યક્તિ તેમ જ સમુદાય બંનેની બાબતમાં ભારે અનર્થક આવ્યું છે.

આપણા પૂર્વજો જ્ઞાનને પવિત્ર રાખવા માગતા હતા. તેઓ અપાત્ર કે અનધિકારીને તે નહિ આપતા: ઉપલા બે વર્ગોમાં જ તેને મર્યાદિત રાખ્યું હતું. સૈકાં બાદ તેનું શું પરિણામ આવ્યું છે! વેદો, શાસ્ત્રો અને દર્શનો રચનાર જ આપણે આજે જ્ઞાનની બાબતમાં સૌથી પછાત છીએ. બધા હિંદુઓ પોતાના ચાર વેદોનું અભિમાન ધરે છે; પરંતુ ભૂતભવિષ્યના તમામ માનવજ્ઞાનનો ભંડાર ગણાતાં તે પુસ્તકો ભણેલાઓમાં પણ કેટલાએ કદી જોયાં હશે? આપણા આમવર્ગને જે અંધકારમાં રાખવા ઇચ્છા રાખી, તે અંધકાર આજે તે અદૂરદર્શી નીતિ સ્થાપનારાઓને પોતાને જ વીંટળી વળ્યો છે.

અછૂતોનો એક અલગ વર્ગ ઊભો કરી, આપણી જાતને આપણે પવિત્ર રાખવા તાક્યું. આજે ઉચ્ચ કે નીચ, દરેક વર્ણનો હિંદી, પરદેશોમાં જ નહિ પણ પોતાની જ જન્મભૂમિમાં 'પરિયો'— અછૂત ઠર્યો છે: ખરો બ્રાહ્મણ, ખરો ક્ષત્રિય, અરે ખરો વૈશ્ય પણ— એ તો અંગ્રેજ જ છે; બિચારો હિંદી તો હિમાલય અને ગંગામાતાની પોતાની જ પવિત્ર ભૂમિમાં અવર્ણ છે. આમ હાથનાં કર્યાં હૈયે વાગ્યાં છે. નીતિબદ્ધ ચાલતા આ જગતની અંદર, 'વૈયક્તિક

કે સામાજિક બેદરકારી તેની સમતોલનાને બગાડે જ છે, અને તેથી કુદરત એનો બદલો લીધા વિના નથી જ રહેતી.

આમ વ્યક્તિ અને સમુદાય બંને પરસ્પર સંકળાયેલાં છે. તેમાંનું એક આગળ વધે અને બીજું પાછળ રહી જાય, તો તારતમ્યનો ભંગ થાય, ને અંતે જઈને બંનેને નુકસાન કરે છે. આખી દુનિયામાં બધે વિચારવંત લોકોને અત્યારે એ બીતિ પેઠી છે કે, મનુષ્યજાતિ જો સામુદાયિક સબંધોના પ્રશ્નોનો ઉકેલ નહિ આણે, સામુદાયિક જીવનને જો તે વ્યવસ્થિત તથા નીતિપરાયણ નહિ બનાવે, તો સંસ્કૃતિએ કરેલી બધી પ્રગતિ પ્રકૃતિદિશા તરફ પાછી પરાગતિ કરશે, અને મનુષ્યજાતિ જે પાશવ દશામાંથી આગળ વધી હતી ત્યાં જ પાછી પડશે. ગત મહાયુદ્ધ જેવાં બેએક વધુ યુદ્ધો આખી મનુષ્યજાતિને જંગલી સ્થિતિમાં લાવી મૂકવાને પૂરતાં છે.

**આ કોયડાનો ઉકેલ શો?**

તો, સવાલ હવે એ છે કે, સૈકાંથી મથી મથીને સાધેલી બૌદ્ધિક અને નૈતિક પ્રગતિ, એને પેલું સમુદાયરૂપી પશુ ધૂળભેગી કરવા બેઠું છે; તેને નાથીને નીતિપરાયણ કેમ કરીને કરવું, તેને માટે કોઈ માર્ગ છે? જો હોય, તો તે કયો? તેની કાંઈક ચાવી મળે તે સારુ આપણે વ્યક્તિની ઉન્નતિનો ઇતિહાસ તપાસીએ.

**માનવપશુ કેમ કરતાં ઉન્નત થયું**

માનવવ્યક્તિ સુધારાની સીડી પર કેમ કરીને ચડી? તેમાં તેણે કઈ પદ્ધતિ અખત્યાર કરી? એક વખત એવો હતો (બધી જાતિઓમાં એકીસાથે તે નહોતો, છતાં હતો બધે) કે જ્યારે માણસ પશુઓની પેઠે પ્રાકૃતિક દશામાં વિચરતો હતો. ત્યારે પ્રત્યેક વ્યક્તિ (પોતાના નિર્વાહાર્થે) બાકીની તમામ વ્યક્તિઓ સામે સતત લડતી તે વખતે, પશુપ્રકૃતિની પેઠે મનુષ્યસ્વભાવ પણ પાશવી જ હતો. 'બળિયાના બે ભાગ' એ નિયમ

તેના ભૌતિક અર્થમાં સર્વત્ર સંપૂર્ણ રૂપે ચાલતો. આ સ્થિતિ હંમેશ તો કાયમ ન જ રહી શકે. જો તે લાંબો વખત પણ કાયમ રહી હોત તો આજે મનુષ્યયોનિ પણ બીજી લુપ્ત થઈ ગયેલી યોનિઓમાંની જ એક હોત; આપણને (પણ જો 'આપણે' એવું કાંઈ રહ્યું હોત તો) કોઈ કોઈ વાર માત્ર તેના અવશેષો જોવા મળતા હોત. પણ મનુષ્યજાતિ ટકી રહી, કારણ કે તેણે યુદ્ધ અને હિંસા કરતાં બીજો કોઈ કાયદો શોધી કાઢ્યો. સ્ત્રીપુરુષો કુટુંબ બાંધીને, સંઘ રચીને, કોમ કે રાષ્ટ્ર નિર્મીને રહેતાં થયાં તેમાં કયું ધારણબળ હતું? અભાવાત્મક પરિભાષામાં કહીએ તો તે અહિંસાબળ હતું; અને ભાવાત્મક પરિભાષામાં કહીએ તો તે શાંતિ અને સહકારને માર્ગે વાળનાર પ્રેમનો કાયદો હતો. માણસે વિકસાવેલાં બધાં જ સંગઠનો અને સમુદાયોને જ નહિ, પણ બધી માનવસંસ્થાઓને હિંસામાંથી અહિંસા તરફ વળતા જવું પડ્યું છે. આનાં કેટલાંક ઉદાહરણ જોઈએ.

સૌથી પ્રાથમિક એવી કુટુંબસંસ્થાનો દાખલો લો, કે જેને લીધે માનવજીવનપરંપરા સંભવી શકે છે. તેના બધા વિવિધ સંબંધોમાં હિંસા છૂટતી જઈને ઉત્તરોત્તર અહિંસા વ્યાપતી ગઈ છે.

**કુટુંબસંસ્થા**

કુટુંબના વડીલને કુટુંબનાં બધાં સ્ત્રીપુરુષો ઉપર સંપૂર્ણ સત્તા હતી. પત્ની પતિની અને બાળક પિતાની મિલકત ગણાતાં; એટલે કે, તેમનાં જીવન અને શરીર ઉપર તેઓ સંપૂર્ણ સત્તા ધરાવતાં. શરૂઆતમાં, તે પોતાનો હક, પોતાનાં આશ્રિતોના જાન તેમ જ શરીરનો નાશ કરીને નહિ, પણ જરૂર પડયે પોતાની બીજી વસ્તુઓની પેઠે તેમને વેચી નાખીને, બજાવતો. તેમાંથી પછી સ્થિતિ એ આવી કે, જ્યારે જ્યારે તેઓ તેની આજ્ઞાનું પાલન ન કરે કે તેને નાખુશ કરે, ત્યારે તે તેમને શારીરિક સજા કરીને સંતોષ માનતો. કુટુંબની અંદર આના હિંસાબળના પ્રયોગના તેના હક વિષે રાજ્ય પણ

વાંધો ઉઠાવતું નહિ. તેની સત્તાના માની લીધેલા ગમે તેવા ભંગ માટે સજા મળતી. અલબત્ત, આજ્ઞાભંગ અને અવગણનાની તરતમતા અનુસાર સજાનું પણ ધોરણ ગોઠવાયેલું હોતું. આજે પણ કૌટુંબિક સંબંધોમાં શારીરિક શિક્ષા ચાલુ છે; પરંતુ હાલ દરેક સુધરેલું રાજ્ય તેમાં વચ્ચે પડવાનો પોતાનો હક માને છે. મોટી ઉંમરનાં સ્ત્રીપુરુષો આજે થોડેઘણે અંશે સ્વતંત્ર છે. બાળકોના હકો સ્વીકારવાની હજુ હમણાં જ શરૂઆત થવા લાગી છે. બાળક પ્રત્યે ક્રૂરતાને પ્રસંગે અર્વાચીન રાજ્ય પિતાની સત્તામાં વચ્ચે પડે છે.

લગ્નસંસ્થા

લગ્નસંસ્થા જુઓ તો તેમાં વિચિત્ર ફેરફારો થયા છે. સ્ત્રીઓને ચોરી જવી, ઝૂંટવી જવી, ટોળાબંધ હરણ કરી જવી વગેરે લગ્નપદ્ધતિઓ રૂઢિમાન્ય સારી પદ્ધતિઓ ગણાતી. છતાં, નવાઈની વાત છે કે એવી વિચિત્ર રીતોએ મેળવેલી પત્નીઓ બળજબરીનો ભોગ બનેલી દયાપાત્ર સ્ત્રીઓ નહોતી. આજે લગ્ન બે સ્વતંત્ર, સમાન, તથા પુખ્તવયી વ્યક્તિનો વ્યવહાર ગણાય છે, ત્યારે તેમાં જેટલી પ્રેમોર્મિ છે, તેનાથી વધારે ત્યારે ન હોય તોય તેટલી પ્રેમોર્મિ તો તે લગ્નસંબંધોમાં પણ હોતી. આજે હજુ આપણે આદર્શને પહોંચી ગયા છીએ એમ નથી જ. માતપિતા, જ્ઞાતિ, સંપ્રદાય અને વર્ણની જોહુકમી હજુ પણ—ભલે વધુ સૂક્ષ્મ રીતે—સ્ત્રી અને પુરુષ વચ્ચેના આ સૌથી નાજુકતમ સંબંધ ઉપર ચાલે છે. આજે આગળ વધેલા દેશોમાં લગ્ન સ્વતંત્ર બન્યું છે એટલું જ નહિ, પણ એકબીજાનું સંવનન કરતાં સ્ત્રીપુરુષોના વ્યવહારમાં જે સૂક્ષ્મ અસત્ય વ્યાપતું તેને સ્થાને આજ એકબીજાના સ્નેહની સ્વતંત્ર તથા નિખાલસ કબૂલાત આવી છે. પ્રણયમાં દંભ અને ફોસલામણી વધુ ને વધુ પ્રમાણમાં અસંમાનિત ગણાતાં જાય છે.

અને, લગ્ન બાદ સ્ત્રીપુરુષનો દરજ્જો વધુ ને વધુ પ્રમાણમાં

સમાન થવા તરફ છે. આર્થિક પ્રતિબંધો પણ અદશ્ય થતા જાય છે. પહેલાં જ્યારે લાંબી ગેરહાજરી પછી પતિ પાછો ઘેર આવે અને પત્નીને નિયમ પ્રમાણે ન મારે તો પત્નીને એમ લાગે કે; તેના પ્રેમમાં કાંઈક ફરક પડ્યો છે! ક્યાં એ સ્થિતિ, અને ક્યાં આજની! અત્યારની સ્ત્રી એવું કદી માની પણ શકે કે, મનુષ્યજાતિના ઇતિહાસમાં થોડા વખત પહેલાં જ એવા સંબંધો પરિણીત જીવનને મધુર બનાવતા હતા?

બાળઉછેર

જૂના વખતના લોકો કદી માની જ ન શકતા કે, બાળકને લાતો અને ધોલધપ્પા વિના સારી રીતે ઉછેરી શકાય કે શિક્ષણ આપી શકાય. ' સોટી વાગે ચમ ચમ ને વિદ્યા આવે ધમ ધમ ' એ તે દિવસોના બાળઉછેરનું વેદવાક્ય હતું. આજે પણ તેની વેદવાક્યતા સાવ ગઈ છે એમ નથી. પરંતુ ધીમે ધીમે એ સ્વીકારાતું જાય છે કે, ચાબુક અને સોટી એ પશુઓને પણ કેળવવાની અને શીખવવાની સારામાં સારી રીત નથી. બાળકોને પોતાનું સ્વત્વ સાંપડતું જાય છે. તેમના જીવનમાં આનંદ અને હાસ્યને વધુ ને વધુ સ્થાન મળતું જાય છે. કાળજી અને વિચારપૂર્વક તેની સાથે વર્તવામાં આવે છે.

એક વખત એવો હતો—અને આજે પણ ઘણાં કુટુંબોમાં તે કાયમ છે—કે બાળક કાંઈ પૂછે કરે તો જવાબમાં ધોલ જ મળતી. કાંઈક સારાં માબાપ બાળકના અગવડકારક પ્રશ્નને જૂઠાણાથી અથવા કોઈ બહાનાથી પતવી દેતાં. આજે સુધરેલ શાળાઓમાં અને સુધરેલાં તથા સંસ્કારી ઘરોમાં બાળકોને ઉછેરવામાં સોટી જ નહિ પણ જૂઠાણાં અને કેસલામણાં પણ અદશ્ય થતાં જાય છે.

આજે તો સુધરેલા બાળકનું માનસ જ બદલાઈ ગયું છે. પૂર્વે બાળકના ઉછેર, કેળવણી અને ધાર્મિક શિક્ષણમાં પણ સોટી

રહેતી ત્યારે આજે તો બાળક એ રીતે કેળવાવાની ના પાડે છે. તેના તરફ કાળજી અને વિચારપૂર્વક વર્તવામાં આવે, તો પછી જ તે તાલીમ માટે તૈયાર થાય છે.

**ધર્મસંસ્થા**

ધર્મની શરૂઆત આગ અને તરવાર, નરમેધ અને પશુમેધ, તથા બળાત્કારે ધર્માંતર અને સામયિક કતલોથી થઈ. તેને નામે દુનિયાના ઠીક ઠીક મોટા વિસ્તારમાં યુદ્ધો લડાયાં. આજે છેક પછાત ભાગો સિવાય બધે જ સ્વીકારાય છે કે, માન્યતાઓને કે હૃદયને બળાત્કારે પલટાવી શકાય નહિ. તેથી ધર્માંતરપ્રવૃત્તિઓમાં લાંચના સૂક્ષ્મ પ્રકારો, કેળવણીવિષયક અને સામાજિક સેવા વગેરેનો ઉપયોગ કરવામાં આવે છે. પરંતુ આ સૂક્ષ્મ બળાત્કારને પણ હવે વખોડવામાં આવે છે, કારણ કે તે પોતાના શિકારને દુન્યવી લાલચો આપે છે. અને તેવો સૂક્ષ્મ બળાત્કાર વાપરનારને પણ વખોડવામાં આવે છે, કારણ કે તે દુઃખી જનતાની સેવાના નિખાલસ પ્રયોજનથી પ્રેરાયો નથી હોતો, પરંતુ ધર્માંતરના છૂપા હેતુથી પ્રેરાયો હોય છે. હવે એમ સ્વીકારાયું છે કે, ધર્મ એ વ્યક્તિની સ્વતંત્ર શ્રદ્ધાનો જ વિષય છે, અને સાચું ધર્માંતર એ સત્યની શોધમાં લાગેલા જીવાત્માનો હૃદયપલટો છે. આમાંથી સહેજ પણ આઘાપાછા થવું તેને આધ્યાત્મિક જાગૃતિવાળા માણસો હિંસા જ ગણે છે.

**વ્યાપાર**

વ્યાપારની શરૂઆત લૂંટ, ચોરી અને ચાંચિયાપણાથી થઈ. થોડા જ કાળ ઉપર, સુધરેલા કહેવાતા પશ્ચિમના દેશોમાં, ધાડ અને ચાંચિયાપણાને માટે વ્યાપારી મંડળો બંધાતાં અને તેમને સરકારી સનદો મળતી. વેપાર એટલે એટલું જ તેઓ જાણતા. ઈંગ્લંડમાં રાણી એલિઝાબેથના વખતમાં, અમેરિકાથી કીમતી માલ ભરીને

આવતાં સ્પેનનાં વહાણો ઉપર ચાંચિયાપણું ચલાવવું, એને ઉત્તમ વેપાર ગણવામાં આવતો ! એ રીતે લૂંટેલા માલને વેપારી દૃષ્ટિએ મળેલો નફો જ ગણવામાં આવતો. સીદીને તેના ઘરમાંથી ઉપાડી લાવવો અને ગંજાવર ખેતીખાતાંમાં ગુલામ તરીકે વેચવો એ અંગ્રેજોનો એક કમાઉ ધંધો હતો અને આ વિચિત્ર વેપારનો યોગ્ય રીતે મેળવેલો ઇજારો ટકાવી રાખવા તેઓ લડાઈ પણ લડત. આજે આ બધી વસ્તુઓ ચાલી ગઈ છે. અલબત, આજે વેપાર અને ઉદ્યોગ બળાત્કાર અને દગાબાજીનાં સૂક્ષ્મ રૂપોથી મુક્ત નથી. પરંતુ જે પ્રગતિ થઈ છે, તે નાનીસૂની નથી. આજે વેપારીનો શબ્દ એ તેના લેખિત દસ્તાવેજ જેટલો સાચો છે. જોકે દગાબાજીની શક્યતા તો હંમેશાં જ રહેલી છે, છતાં વેપારનો સામાન્ય વ્યવહાર બંને પક્ષના અરસપરસ લાભની ઇચ્છાથી ચાલે છે. માલ નમૂના પ્રમાણે જ પૂરો પાડવામાં આવે છે; અને ચોકસ કિંમત રાખવી એ વધુ ને વધુ પ્રચારમાં આવતું જાય છે. મનુષ્યજાતિની આ વેપાર જેવી સ્વાર્થી અને લોભી પ્રવૃત્તિમાંથી અપ્રામાણિકતા અને દગો દૂર કરવા માટે પ્રયત્નો કરવામાં આવે છે. છતાં, ઓછી કિંમતે માલ ઘુસાડવો, મજૂરોને ચૂસવા તથા ભૂખે મારવા વગેરે રૂપમાં હજુ બળાત્કારના અનેક પ્રકારો ચાલુ જ છે. પરંતુ મનુષ્યહૃદય આ બધા સામે વધુ ને વધુ પ્રમાણમાં જાગ્રત થતું જાય છે તથા લડે છે.

રાજ્યનો ઊગમ બળાત્કારમાંથી હતો, અને તે સ્થપાયા બાદ તેનું કામકાજ પણ બળાત્કારથી જ ચાલતું હતું. એક વ્યક્તિની મનસ્વિતા એ આખા દેશનો કાયદો હતી. એ મનસ્વિતા કંઈ કોઈ જાણીતા કે સામાન્ય સિદ્ધાંતો અનુસાર કામ કરતી નહોતી જ. તે તદ્દન તરંગી, આપખુદ, ઉગ્ર અને વેરીલી હતી. તેને મનાવી શકાય એવું હતું જ નહિ. બીજાને ડરાવી અને દબાવીને તે પોતાનું કામ

રાજ્યતંત્ર

ચલાવતી. વખત જતાં વ્યક્તિના તંત્રની જગાએ સમુદાયનું, એટલે કે રાજ્યકર્તાની એક જાતિ, વર્ગ કે સમૂહનું, તંત્ર આવ્યું. કોઈ પણ સમુદાય, ભલેને તે ગમે તેટલો નાનો હોય તોપણ, અમુક સામાન્ય સિદ્ધાંતો વિના કામ કરી ન શકે. એટલે,' અમુક ચોક્કસ કાયદાઓ સ્થાપિત કરવામાં આવ્યા અને પછી તે લખી લેવામાં આવ્યા. આગળ જતાં તેમાંથી વ્યવસ્થિત કાયદા રચવામાં આવ્યા. છતાં, ઘણી વાર એ કાયદાઓનો રાજ્યકર્તાવર્ગના લોકો ભંગ કરતા; કાયદામાં સૌની સમાનતા નહોતી. વર્ગસત્તાને સ્થાને પછી પ્રજાતંત્ર સ્થપાયું. એટલે કાયદો બહુમતીની ઇચ્છા અનુસાર બનતો. ધારાસભાઓ જ તે રચી ,શકે કે દૂર કરી શકે. ન્યાયખાતાને કારોબારી ખાતાથી સ્વતંત્ર બનાવવામાં આવ્યું. છતાં એ ક્રિયા સંપૂર્ણ ન થઈ. વ્યવહારમાં એવું જણાતું કે, પ્રજાતંત્ર એ નામ અને આકૃતિમાં જ પ્રજાતંત્ર હતું; બાકી તો તે પડદા પાછળ છૂપેલી વર્ગસત્તા જ હતી. ગરીબ લોકો એટલા ગરીબ છે કે, તેઓ પોતાનો મત વાપરી રાજતંત્ર પર પોતાની અસર પાડવા જેટલા સ્વતંત્ર જ નથી. તેથી રાજકીય સ્વાતંત્ર્યની પૂર્તિરૂપે સામાજિક સ્વાતંત્ર્ય ઉમેરવા માટે પ્રયત્નો થઈ રહ્યા છે. તોપણ હજુય સિદ્ધાંત તો એવો છે કે, સરકારમાત્ર દબાણ અને પશુબળ ઉપર મંડાયેલી છે; પરંતુ આજે સુધરેલી અર્વાચીન સરકારોમાં જે પશુબળ વપરાય છે તે પ્રત્યક્ષ નહિ પણ પરોક્ષ હોય છે. તેને છેવટના ઉપાય તરીકે વાપરવા માટે કે રાજ્યનાં સમાજવિરોધી તત્ત્વોને અસરકારક ધમકીરૂપે પાછળ રાખી મુકાય છે. સામાન્ય રીતે દબાણ અને પશુબળનો પ્રત્યક્ષ બહુ થોડો ઉપયોગ થાય છે.

શરૂઆતમાં તો બધા ગુના એ વ્યક્તિને લગતી બાબત હતી. જ્યાં સુધી રાજદ્રોહ ન હોય, ત્યાં સુધી રાજ્યને તેમની કશી લેવાદેવા નહોતી. જે પક્ષને નુકસાન થયું હોય, તે પક્ષને કે તેનાં

સગાંસંબંધીને નુકસાન કરનાર વ્યક્તિ કે તેનાં સગાંસંબંધી ઉપર વેર લેવાની છૂટ હતી. મિલકતની પેઠે ઝગડા પણ છોકરાંને વારસામાં મળતા. વારસાગત કૌટુંબિક ઝગડાઓ

ફોજદારી કાયદો

પેઢીપર ચાલ્યા આવતા. સમય જતાં, રાજ્યતંત્રે આ કૌટુંબિક ઝઘડાઓ તરફ લક્ષ આપવા માંડયું. વેરઝેર નિયંત્રિત કરવામાં આવ્યું. વળી આગળ જતાં, દરેક ગુનાની, ખૂનની પણ, અમુક કિંમત ઠરાવવામાં આવી, અને બંને પક્ષો પોતાનો ઝગડો પૈસા આપીને કે લઈને પતવી શકતા, તથા રાજ્યસત્તા પણ એ જ રીતે વેર વાળવાનો આગ્રહ કરી શકતી. આમ, ગુનો એક ખાનગી મામલો મટીને ધીમે ધીમે જાહેર અપરાધ ગણાતો થયો છે. વ્યક્તિના આપમેળે વેર લેવાના હકની સામે રાજ્યસત્તાએ ધીમે ધીમે પોતાની સત્તા સ્થાપિત કરી છે. આજે ઘણાખરા ગુના એ રાજ્યને લગતી ઘટના ગણાય છે અને તેમને રાજ્યની સામે કરેલા ગણવામાં આવે છે. દરેકે પોતાની ફરિયાદ કોર્ટ આગળ રજૂ કરવી પડે છે, અને સાર્વજનિક હિત સમજી બધી સજાઓ જાહેર સત્તા ફરમાવે છે, તથા અમલમાં મૂકે છે. વ્યકિતઓ તો, નુકસાન પામેલી હોવા છતાં, માત્ર તેની સાક્ષી જ રહે છે.

પહેલાં સજાઓ ભીષણ તથા ક્રૂર હોતી. ગુલામી, વ્યંગીકરણ, શૂળી તથા પૈડાં ઇટાળી જેવી જાહેર રિબામણીનું મરણ વગેરે રીતો સામાન્ય હતી. ઈંગ્લંડમાં ૧૯ મા સૈકાની

સજાઓ

શરૂઆત જેટલા અર્વાચીન સમયમાં, આજે જેને નાના ગુનાઓ ગણીએ તેવા ગુનાઓ માટે મોતની સજા કરવામાં આવતી હતી. અવયવો કાપી નાખવા, ડામ દેવા અને ફટકા કરવા વગેરે સજાના સામાન્ય પ્રકાર હતા. આ બધું સુધરેલા દેશોમાં બદલાઈ ગયું છે. કેટલાક દેશોએ તો

મોતની. સજા જ બંધ કરી છે. જ્યાં તે કાયમ છે ત્યાં પણ અપરાધીને, તેની સમાજવિરોધી પ્રવૃત્તિના ક્ષેત્રમાંથી જેમ બને તેમ ખાનગી રીતે તેમ જ ઓછામાં ઓછું દુઃખ થાય તે રીતે, વિદાય કરી દેવામાં આવે છે. આજે તો સજાના સિદ્ધાંતમાં જ ફેરફાર થયો છે. આજે બહુ ઓછા લોકો વેરમાં, પ્રતિશોધમાં કે સુરક્ષિતતા માટે નિયંત્રણ મૂકવામાં પણ માને છે. ગુના કરવાની જે વૃત્તિઓ આનુવંશિક નથી, કે જે વિપરીત સંજોગોમાંથી, ખરાબ વાતાવરણથી કે ખરાબ કેળવણીથી ઉત્પન્ન થયેલી નથી હોતી, તે રોગરૂપ છે, અને તેમને માનસિક સારવારથી—નહિ કે શારીરિક શિક્ષાથી—દૂર કરવી જોઈએ, એમ વધુ ને વધુ પ્રમાણમાં સ્વીકારાતું જાય છે. જેલો હવે સુધારગૃહો બને છે; ત્યાં ગુનેગારોને કંઈક ઉપયોગી હુન્નરઉદ્યોગ શીખવાય છે, તેમની ગુનેગાર વૃત્તિઓ સુધારવામાં આવે છે, અને ત્યાંથી પછી તેમને નીરોગ અને સંપૂર્ણ દશામાં સારા અને સામાન્ય નાગરિકોની જેમ નવેસર જીવન શરૂ કરવા માટે જગતમાં પાછા મોકલવામાં આવે છે.

**મુલકી કાયદો**

મુલકી કાયદાની શરૂઆત દેણદાર પાસેથી લેણું કેવી રીતે વસૂલ કરવું તેના ઉપાયો ઠરાવવાનો લેણદારોનો સંપૂર્ણ હક છે એ વસ્તુથી થઈ. રાજ્ય તેમાં વચ્ચે પડતું નહિ. લેણદાર દેણદારને કામચલાઉ કે કાયમી ગુલામ બનાવી શકે, તે તેને વ્યંગ કરી શકે કે તેનો જીવ પણ લઈ શકે. આમ વસૂલાત કરવામાં લેણદાર કેટલી હદે જઈ શકે તે ઠરાવવાથી રાજ્યે વચ્ચે પડવાની શરૂઆત કરી. પ્રથમ દેણદારનું જીવન અને તેના અવયવો, અને પછી તેનું સ્વાતંત્ર્ય લેણદારના પંજામાંથી છોડવવામાં આવ્યાં. પછી ધીમે ધીમે તેના વારસોને પણ—દેણદારની વારસાગત મિલકત બાદ કરતાં બીજી બધી રીતે—લેણદારના પંજામાંથી મુક્ત કરવામાં આવ્યા. આજે

તો લેણદારને દેણદારની મિલકત ઉપર નિયંત્રિત અને મર્યાદિત હક જ રહ્યો છે. એ હક પણ રાજ્યની અદાલત ઠરાવી આપે. અને તેને હુકમનામું આપવામાં આવે તોપણ તેની બજાવણી રાજ્યના અમલદારોની મદદથી અમુક ઠરાવેલ વિધિ અનુસાર જ થઈ શકે.

કરારનામાંનું પાલન કરાવવાની બાબતમાં, નોકરો અને કામદારો પ્રત્યેની વર્તણૂકમાં—ટૂંકમાં, બીજા અસંખ્ય સામાજિક સંબંધો અને સંસ્થાઓની બાબતમાં, એ જ એક

**સુધારાની સનાતન પ્રક્રિયાનો કાયદો**

પ્રક્રિયા ચાલતી આપણી નજરે આવે છે: મનુષ્યજીવન અને તેની પ્રવૃત્તિનાં બધાં ક્ષેત્રોમાં અહિંસા, પ્રેમ અને સત્યનો માર્ગ એ જ ઉત્તરોત્તર વર્ધમાન સુધારાનો રાહ રહ્યો છે. એ મૂળગત સિદ્ધાંતો વિના સમાજ છિન્નભિન્ન થઈ ગયો હોત અને આ પૃથ્વી ઉપર મનુષ્યજીવન અશક્ય બન્યું હોત. તેથી કરીને, સમુદાયરૂપી પશુ જો કદીય પણ સુધરવાનું હોય, તો તેણે પણ એ જ વ્યક્તિસુધારની પ્રક્રિયાને માર્ગે આગળ વધવું પડશે. સામુદાયિક વ્યવહારોમાં પણ શંકા, અવિશ્વાસ, દ્વેષ અને હિંસાની જગાએ વિશ્વાસ, સત્ય, પ્રેમ અને અહિંસાને સ્થાપવાં પડશે. એમ નહિ થાય તો વૈયક્તિક તેમ જ સામુદાયિક બંને જીવન જોખમમાં છે.

મનુષ્યજાતિએ વ્યક્તિને કેળવીને તેને સામાજિક અને સંસ્કારી કરવા માટે બેવડી રીત અખત્યાર કરી હતી. પ્રથમ તો તેણે તેના મનને જ્ઞાન આપીને સુધાર્યું, અને પછી એવા બાહ્ય સંજોગો, નિગ્રહો અને પ્રતિબંધો ઊભા કર્યા કે જેથી સમાજવિરોધી પ્રવૃત્તિ કરવાનું મુશ્કેલ અને દુઃખદાયક થઈ પડ્યું. એક બાજુ તેની વિચારસૃષ્ટિને સ્પર્શ કરનારા માનસિક ઉપાયો લેવાયા; અને બીજી બાજુથી તેને અનુરૂપ બાહ્ય સામાજિક સંસ્થાબંધનો આયોજાયાં. મહાપુરુષો, સુધારકો અને પેગંબરોના ઉપદેશ, શિખામણ અને

જીવનદૃષ્ટાંતથી વ્યક્તિની ચિત્તશુદ્ધિ સાધવા પ્રયત્ન થયો; અને એ રીતે જે કાંઈ સધાયું તેને સ્મૃતિકારોએ, રાજનીતિજ્ઞોએ, મહાન રાજ્યકર્તાઓએ અને લોકનાયકોએ સંસ્થાગત કરી આપ્યું. આમ આંતર અને બાહ્ય બંને પ્રક્રિયાઓ એકસાથે ચાલ્યા કરતી. અને જ્યારે જ્યારે આંતર વિચારણા અને સુધારણાની પ્રગતિને અવશ્ય જરૂરી એવું સંસ્થાશરીર નથી મળી રહ્યું; ત્યારે ત્યારે તે પ્રગતિ કાળાંતરે નાશ પામી ગઈ છે. તે જ પ્રમાણે, સામાજિક સંસ્થાઓએ પણ વિચારસૃષ્ટિની સાથે જ્યારે મેળ છોડયો છે, ત્યારે મોડીવહેલી તેમની પણ દુર્દશા થઈ છે.

એટલે, સમુદાયની સુધારણા માટે પણ એવી બેવડી રીત જ અખત્યાર કરવી પડશેઃ આંતરિક વિચારણાની અને બાહ્ય સંસ્થાબંધનની. વિચારપ્રગતિથી આગળ જઈને સંસ્થાગત પ્રગતિ થવાથી તેનો અકાલ અને અનિવાર્ય અંત આવ્યાનો એક તાજો જ દાખલો આપણી સામે મોજૂદ છે.

**રાષ્ટ્રસંઘની નિષ્ફળતા**

રાષ્ટ્રસંઘની નિષ્ફળતાનું એક મુખ્ય કારણ એ બીનામાં જોઈ શકાય તેમ છે કે, મનુષ્યજાતિએ હજુ સામુદાયિક સંબંધોમાં સત્ય કે અહિંસાની ઉચિતતા, વ્યાપીપણું, કાર્યસાધકતા, અરે આવશ્યકતા પણ સ્વીકારી નથી. રાષ્ટ્રસંઘના બધા સભ્યો—ભલેને મોઢેથી તેઓ ગમે તે કહેતા હોય પણ—યુદ્ધ અને રાજપટુતામાં માનતા હતા; પ્રજાઓનું તો શું, પણ વ્યક્તિઓનું મન પણ હજુ એ વસ્તુ સ્વીકારવા તૈયાર નહોતું. એ વિષે થોડોઘણો પ્રચાર થયો હતો, પરંતુ વ્યક્તિઓ કે સમુદાયો આ નવ નીતિવિધાન સ્વીકારે તેટલો નહિ. મનમાં એકબીજા પ્રત્યે અણવિશ્વાસ અને દરેક સભ્યનો શસ્ત્રસરંજામ વધ્યે જતો હોય અને છૂપી સંધિઓ ઘડાતી રહેતી હોય, ત્યાં આગળ રાષ્ટ્રસંઘ તે કેવી રીતે જીવતો રહી શકે? આટલાં બધાં વર્ષ સુધી તે પોતાનું અપંગ જીવન લંબાવી શક્યો તે તેના પોતાના સામર્થ્યને કારણે

નહિ, પરંતુ ગત મહાયુદ્ધથી થાકી અને ડઘાઈ ગયેલી પ્રજાઓની નબળાઈને કારણે. જેમ જેમ તે ડઘાટ અને થાક દૂર થતાં જાય છે, તેમ તેમ તેમની તૃષ્ણાઓ જાગ્રત થતી જાય છે, અને એ રીતે તેઓ પાછી એક કદાચ વધુ મોટા વિનાશની નજીક આવતી જાય છે.

**ગાંધીજીનો સંદેશ**

આવા સંધિકાળે—આમ મૂંઝાઈ રહેલી દુનિયામાં—ગાંધીજી તેમનો સત્ય અને અહિંસાનો સંદેશ લઈ આવે છે. કાળચક્રની ગતિમાં તે એક ઐતિહાસિક આવશ્યકતા અને ઐતિહાસિક ઊણપ પૂરી કરવા આવ્યા છે. અને આશ્ચર્ય છે કે, તેમની પાસે વિચારણાની પૂર્વપીઠિકા જ નહિ પણ તેને આયોજવાની સંગઠનશક્તિ પણ સાથે સાથે છે. કૂડકપટ, હિંસા અને યુદ્ધનો આ જમાનો છે. તેવે કાળે તે જીવનનાં બધાં ક્ષેત્રો અને બધાં પાસાંમાં સત્ય અને અહિંસામાં પોતાના સંપૂર્ણ, અટલ વિશ્વાસનો અસંદિગ્ધ એકરાર કરે છે, તેથી ઘણાઓના મનમાં, અને ખાસ કરીને તો તેમના વિરોધીઓના મનમાં, સહેજે શંકા ઊઠે છે કે, આ માણસ બધું કહે છે તે સાચે ખરા દિલથી કહે છે શું? હિંસામાં તરબોળ થયેલા આ જગતમાં તેમના સિદ્ધાંતો એવા નવીન અને અવ્યવહારુ લાગે છે!! તે સિદ્ધાંતોને કોઈ ગૂઢવાદીના કે ગગનવિહારીના મગજનાં તરંગમાત્ર નથી ગણી કાઢવામાં આવતા તેનું કારણ એ જ છે કે, તે તેમને અમલમાં મૂકી, તેમાંથી કાંઈક પ્રત્યક્ષ પરિણામો નિપજાવી શક્યા છે. અંતે તે પોતાના અનુયાયીઓમાં તે સિદ્ધાંતો વિષે જીવંત શ્રદ્ધા કે પોતાના વિરોધીઓમાં તે સિદ્ધાંતો વિષે આદરભાવ ઉત્પન્ન કરવામાં સફળ નીવડશે કે કેમ, તે તો ભવિષ્યની વાત છે. પરંતુ અત્યાર સુધીમાં નીપજેલાં પરિણામો ખરેખર ક્રાંતિકારી છે.

દક્ષિણ આફ્રિકા, ચંપારણ્ય, અને ખેડાનાં તેમનાં અહિંસક

**તેનો સફળ પ્રયોગ-યુદ્ધનો નૈતિક અવેજ**

યુદ્ધો ઉપરાંત, તેમના નેતૃત્વથી ત્રણ અખિલ ભારતીય લડતો લડાઈ. તેમાંની બે તેમણે પોતે જ ઉપાડી હતી અને ત્રીજી તેમના ઉપર આવી પડી હતી. એ બધી લડતોમાં સમગ્ર જગતમાં સૌથી વધારે સંગઠિત અને સશક્ત સામ્રાજ્યના અન્યાયી બળ સામે એક પ્રજાએ બળવો કર્યો હતો. એવડા મોટા પ્રમાણની કોઈ પણ લડતમાં આટલી ઓછી અહિંસા કે દ્વેષ કદી જોવામાં આવ્યાં નથી, અને જાનની ખુવારી તો નહિવત્ જ હતી. શસ્ત્રયુદ્ધને પરિણામે નબાપાં થતાં બાળકો ને વિધવાની રોકકળ પણ આમાં સાવ વિરલ અને કેટલી બધી મર્યાદિત! યુદ્ધમાં ભાગ ન લેનારાઓનાં જાનમાલ તદ્દન સહીસલામત હતાં. ને તેમ જ શત્રુપક્ષનાં જાનમાલ પણ સુરક્ષિત હતાં. આમ એ લડતોમાં માણસને દુઃખ અને વેદના ઓછામાં ઓછાં ખમવાં પડ્યાં છે. પરંતુ નૈતિક અને ભૌતિક દૃષ્ટિએ આના કરતાં ઓછો લાભદાયી એવો એક સામાન્ય સશસ્ત્ર બળવો જુઓ, તો તેણે પ્રજાઓને ઘણી વાર વધુ ભીષણ હિંસા, દ્વેષ, વેદના અને ખુનામરકીમાં સંડોવી છે; જીતનાર તેમ જ હારનાર બંને પક્ષોને વધારે નુકસાનો ખમવાં પડ્યાં છે. જ્યારે આ લડતમાં ભૌતિક નુકસાન તો બંને પક્ષને ઓછામાં ઓછું વેઠવું પડ્યું છે. પરંતુ, જુલમગારને જે નૈતિક નુકસાન થયું છે તે ગણનાતીત છે. ગાંધીજીનાં આ ત્રણ અહિંસક યુદ્ધો પછી, હિંદુસ્તાનનું સ્વરાજ એ તો આજે માત્ર સમયનો સવાલ થઈ ગયો લાગે છે. હિંદુસ્તાનના દિલમાંથી પરદેશીનો મોહજાળ અને બીક ઊડી ગયાં છે, તેની પ્રતિષ્ઠા નાશ પામી છે, તેનો નૈતિક પ્રભાવ ચાલ્યો ગયો છે, અને તેની કરોડ ભાંગી ગઈ છે. એ વાત સાચી છે કે, સ્વરાજ્ય હજુ આવ્યું નથી. પરંતુ રાષ્ટ્રવ્યાપી હિલચાલ કરવાને આટલી બધી બિનટેવાયેલી, જાતિ, સંપ્રદાય અને વર્ગોના વાડાથી આટલી બધી છિન્નભિન્ન થઈ ગયેલી, તથા

સૈકાઓની પોતાની ગુલામીની પરંપરાવાળી પ્રજા ત્રણ નાનકડા હિંસક પ્રયત્નો કરે તોપણ, તેથી શું ૧૫ વર્ષ જેટલા ટૂંક સમયમાં પ્રજાકીય સ્વાતંત્ર્ય મેળવી શકે ? તેને સારુ ઇટાલી, આયર્લેંડ અને બીજી પ્રજાઓને કેટલાં બધાં પ્રખર યુદ્ધો લડવાં પડ્યાં હતાં ! ને તે કેટલા લાંબા સમય સુધી, તથા કેટલા જીવની હાનિ અને કેટકેટલી માનવવેદના ભોગવ્યે ? અને અરસપરસ કેવો દ્વેષ અને ધિક્કાર સળગ્યાં હતાં ! આ બધાંમાંથી હિંદુસ્તાન મુક્ત રહી શક્યું છે. ગાંધીજીએ યુદ્ધનો નૈતિક અવેજ શોધી કાઢ્યો છે તે નૈતિક અવેજને તેમણે વ્યવહારક્ષમ કરી સંગઠિત કર્યો છે અને તેને અસરકારક બનાવ્યો છે. તેમાંથી કેટલાંક પ્રત્યક્ષ પરિણામો પણ નીપજ્યાં છે. દેશની સમસ્યાનો ઉકેલ હજુ તેણે નથી આણ્યો. હજુ તો તે માર્ગસૂચન કરતી આરંભિક ચળવળ છે. પરંતુ, આરંભિક ચળવળ તરીકે પણ તેનાં પરિણામો દુર્લક્ષ કરી શકાય તેવાં નથી જ. તેણે પોતા તરફ આખા જગતના વિચારવંત પુરુષોનું ધ્યાન ખેંચ્યું છે.

ઐતિહાસિક પરિસ્થિતિમાં ગાંધીજીને માથે અમુક મર્યાદિત કામ જ આવ્યું છે—ઐતિહાસિક સંજોગોએ જ એને એમ આવરી મર્યાદિત કરેલું છેઃ તેમણે પોતાના રાષ્ટ્રને, સ્વસામર્થ્યથી છકી ગયેલી એક પરદેશી સામ્રાજ્યવાદી સત્તાના પંજામાંથી મુક્ત કરવાનો છે. તે સારુ લડવાને માટે, પોતાની પ્રજાને એમણે એક નવી વિચારસૃષ્ટિ, એક નવું શસ્ત્ર અને એક નવી કાર્યપદ્ધતિ ઘડી આપી છે. એ વિચારસૃષ્ટિને તેમણે સંસ્થાગત કરી, બાહ્ય સામનો કરવા સારુ અનુરૂપ સંગઠિત કરી છે. જો હિંદ સ્વતંત્ર રાષ્ટ્ર હોત તો આંતરરાષ્ટ્રીય રાજ્યવ્યવહાર સારુ તેઓ ક્યા પ્રકારનું નવીન અહિંસક આયોજન શોધત તે તો કોઈ—તેઓ પોતે પણ—ન કલ્પી શકે.

૨

સાચો સત્યાગ્રહી દિલમાં દ્વેષ નથી રાખતો; છતાં તે તેના આંતરિક, આધ્યાત્મિક બળ (એટલે કે, વૈયક્તિક આત્મબળ) ઉપર બધો આધાર રાખીને નથી બેસી રહેતો. તે આ આંતરિક બળને પ્રગટ થવાનો માર્ગ યોજે છે, તેને સંગઠિત કરે છે, સંસ્થા મારફતે તેને કાર્યકર બનાવે છે, તેને બહાર પ્રગટાવે છે, અને એમ ઉપયોગક્ષમ કરી તેના વડે પરિણામો નિપજાવે છે. જેમ દરેક આંતરિક આધ્યાત્મિક બળ જ્યારે બાહ્ય ક્ષેત્ર ઉપર, મિશ્ર સાધનો મારફત ઉપયોગમાં લેવાય છે, ત્યારે તે પોતાની થોડીઘણી વિશુદ્ધિ ગુમાવે છે, તેમ સત્યાગ્રહ પણ પોતે જે સંગઠન ઊભું કરે છે અને જે સાધનો ઉપયોગમાં લે છે, તેમને કારણે તેનું આંતર તેજ થોડું ઝાંખું થઈ જાય છે. આધ્યાત્મિક બળને આવી નૈતિક ઝાંખપ આવે એમાં પ્રકૃતિના કાયદા પ્રમાણે છૂટકો નથી. શુદ્ધ આત્માને શરીર હોતું નથી; તેને કોઈ ભૌતિક વાહનની જરૂર નથી હોતી. પરંતુ, એવી વિશુદ્ધિ આ જગતમાં સંભવતી નથી. તેથી કરીને, ગાંધીજીનાં તમામ સાધનો તે ઇચ્છે એટલાં બધાં પારદર્શક ન હોય, ક્યાંક થોડુંઘણું ઘર્ષણ થઈ ગરમી ઉત્પન્ન થઈ હોય, કે અહીં તહીં જરાતરા માનસિક, કે શારીરિક પણ, હિંસા દેખાવામાં આવી હોય, તો તેને માટે કોઈ ગાંધીજી કે તેમના સત્ય અને અહિંસાના સિદ્ધાંતો સામે આંગળી ન ચીંધે. આ દુનિયામાં તો, જે પુરોગામીઓ કરતાં વધારે સારું કરી બતાવે, તેણે સૌથી સારું કર્યું, એ સાચી આંકણી છે. આત્યંતિક સર્વોત્તમ વસ્તુનું દર્શન તો મનુષ્યજાતિને ક્ષણિક ઝબકારા જેવું જ થઈ શકવાનું.

સત્યાગ્રહનો સિદ્ધાંત

પરંતુ, પ્રેમ અને અહિંસાનો જે સિદ્ધાંત ગાંધીજીએ સામુદાયિક વ્યવહારોને લાગુ કર્યો છે, તે યુગોથી વૈયક્તિક સંબંધો

લાગુ કરાતા તે નિયમ કરતાં કાંઈક ભિન્ન છે. સાધુસંતોએ એ સિદ્ધાંત જે રીતે ઉપદેશ્યો છે તે રીતે તે મુખ્યત્વે માનસિક, આંતરિક અને વ્યક્તિગત હતો. તેનો વ્યાવહારિક ઉપયોગ હતો, પરંતુ તેનાથી બાહ્ય જગતના તાત્કાલિક પ્રશ્નોનો ઉકેલ લાવી શકાતો નહિ. તે પોતાના આંતરિક શુદ્ધ સામર્થ્ય ઉપર જ નિર્ભર હતો. એમ પણ માનવામાં આવતું કે, કદાચ નજીકના ભવિષ્યમાં તેનાં પ્રત્યક્ષ પરિણામો ન પણ આવે; પરંતુ અંતે કોઈ પણ રીતે, ક્યાંક પણ તેનાથી લાભ થવાનો જ, કેમ કે તેની વ્યાપ્તિ આ જગતમાં જ પૂરી થતી નથી. અને આવી આત્મશ્રદ્ધા એ જ તેનું બળ હતું. તેને પરિણામોની પરવા જ નહોતી. તેથી તે સંગઠિત થવા જરાય પ્રયત્ન નહોતો કરતો. એ તો જાણીતું છે કે, ધાર્મિક અને ભલા લોકો પોતાના પક્ષની નીતિમત્તાની નૈસર્ગિક ભલાઈ અને શ્રેષ્ઠતા ઉપર જ આધાર રાખતા, અને તેને અન્યથા સબળ કરવા એકત્રિત કે સંગઠિત થવું કે સહકાર સાધવો એને તુચ્છ લેખતા. તે બધા હમેશ છૂટી છૂટી વ્યક્તિઓ જ હતા. તેમનું કાંઈક સંગઠન હોતું, તો તે પણ બૌદ્ધો અને ખ્રિસ્તીઓની પેઠે કોઈ સાંસારિક સિદ્ધિને માટે નહિ, પણ અંતિમ ધ્યેય, નિર્વાણ કે પરમ-શાંતિ પ્રાપ્ત કરવામાં એકબીજાને મદદ કરવા માટે હોતું. સાંસારિક બાબતોમાં તેઓ પોતાને ગમે તે રીતે મનાવી લેતા કે, પ્રકૃતિનું તંત્ર તેમને માટે જોઈતાં પરિણામો લાવી આપશે. દુષ્ટ લોકોને તો એવી રીતે કુદરત તરફથી મદદ મળવાની ખાતરી હોય નહિ, એટલે તેઓએ તો પોતાના ઉપર જ આધાર રાખી પોતાનું તંત્ર સંપૂર્ણ બનાવ્યું. એટલે, ધર્મપરાયણ ભલા લોકોને અંતરના આનંદ અને સંતોષનો, અલબત્ત, તોટો નહોતો; પણ દુષ્ટ લોકોએ, પોતાના ઉપર જ આધાર રાખી, સંગઠન અને સહકાર જમાવ્યાં છે અને જગતની તમામ સારી વસ્તુઓ પચાવી બેઠા છે.

પુરાણો પ્રેમનો સિદ્ધાંત

પ્રેમના જૂના સિદ્ધાંતમાં વળી અપ્રતિકારનો નિયમ પણ હતો. 'અનિષ્ટનો પ્રતિકાર ન કરવો: તમને એક માઇલ ઢસડે તો તમે બે માઇલ ચાલવા તત્પર રહજો; ડગલો માગે તો ઘડિયાળ પણ આપજો; એક ગાલે ધોલ મારે, તો બીજો ગાલ ધરજો; કારણ કે તમારે આ બધી દુન્યવી સારી ચીજોની શી જરૂર છે? ખેતરનાં કમળો તરફ નજર કરો; તેઓ કશી મહેનત નથી કરતાં, છતાં તેઓ વધે છે. તેઓ નથી કાંતતાં કે નથી વણતાં; છતાં વૈભવસમ્રાટ સોલોમન બાદશાહ પણ એમાંના એકાદ જેવો પણ સુઅલંકૃત નહોતો.'

એક હિંદુ સંતને રાત્રે ખબર પડી કે, પોતાની ઝૂંપડીમાં ચોર ઘૂસ્યો છે. તે ભલા માણસને ચોરી જવાનું કશું જ પોતાની ઝૂંપડીમાં નથી એમ વિચારીને, તે સંતે પોતાનો એકનો એક કામળો તેના તરફ સરકાવ્યો. અલબત્ત, આવી વાર્તાઓનો સાર બધે એક જ બતાવવામાં આવ્યો છે અને તે એ કે, પેલો ચોર તે કામળો લઈ ગયો, પણ તેનો હૃદયપલટો થયો અને તે એક સંત-પુરુષ બન્યો. સંતોને લગતી આવી વાર્તાઓ કદાચ બધા ધર્મોમાં હશે. તે બધીનો સાર એકસરખો બતાવવામાં આવે છે કે, તે દુષ્ટ માણસનો હૃદયપલટો થઈ ગયો, અથવા તેના ભૂંડા હાલ થયા, યા તેને અકાળે કમોત આવ્યું. એવી માન્યતા પણ હોતી કે, માણસે છેક અહિંસક રહી દુષ્ટતાની સજાનો બધો ભાર ઈશ્વર કે કુદરત ઉપર ન નાખી દેવો; કારણ કે તેનો કાયદો ધીમે પણ અચૂક આવે છે. તેથી, સંતપુરુષે થોડો ઘણો ક્રોધનો દેખાવ પણ કરવો જોઈએ— કાંઈક કડવો બોલ પણ કાઢવો જોઈએ; નહિ તો પેલા બિચારાનું સાવ સત્યાનાશ વળી જાય.

પોતાને અનુરૂપ એવા બાહ્ય તંત્ર વિનાનો આવો સિદ્ધાંત સંન્યાસી કે ત્યાગીને જ અનુકૂળ આવે તેવો હતો; સ્પષ્ટ છે કે,

સાંસારિક બાબતોમાં તે કદી ન ચાલી શકે. આધ્યાત્મિક જીવનમાં કે સાંપરાય–સિદ્ધિમાં તે ગમે તેટલો સહાયક હશે; પણ

સમુદાયકાર્યમાં એની ઊણપ

માનવસમુદાયના બાહ્ય જીવનવ્યવહારને સંગઠિત કરવામાં તે નિષ્ફળ જ નીવડે. અને રાજકીય વ્યવહાર તેમ જ આંતરવ્યવસ્થાના સામુદાયિક વ્યવહારમાં મુખ્ય પરવા બાહ્ય આચરણની, અને દૂરના અજ્ઞાત ભવિષ્યમાં નહિ પણ તત્કાળ દુનિયામાં દેખાતાં પરિણામોની હોય છે. એટલે ઉપરનો સિદ્ધાંત એને માટે માફક ન આવે તો એમાં નવાઈ નથી. મોટમોટા સમુદાયો લાંબો વખત તદ્દન ત્યાગ અને આપભોગથી જીવન ન ગુજારી શકે. તેમને જોઈતાં અન્ન અને વસ્ત્રને સારુ તમે એમને એવી આશા આપો કે, ‘આપણે નિર્દોષ છતાં દુઃખો સહીશું, તો એમાંથી એવી શક્તિ ઉત્પન્ન થશે કે જેનાથી દુષ્ટો મૂંઝાઈ જશે’; અથવા એમ જણાવો કે, ‘આપણા આપભોગથી સિતમગરનું હૃદય દ્રવશે ને દુષ્ટોનાં દિલ પલટાશે’; તો આ કથાથી એમને આશ્વાસન કે સંતોષ નહિ થાય. અહિંસા અને સત્યના સિદ્ધાંતોને લોકસમુદાયમાં ચલવવા હોય—સામુદાયિક જીવનમાં જો તેમને લાગુ પાડવા હોય, તો તેમણે આ દુનિયામાં અને ઠીક ઠીક કલ્પનામાં આવી શકે તેટલા સમયમાં પ્રત્યક્ષ પરિણામો આણી બતાવવાં જોઈએ. પરન્તુ તેને સારુ તે સિદ્ધાંતોએ સંગઠનના સાધનો જોઈએ, તેમની સૂક્ષ્મતાને સ્થૂળ બાહ્ય રૂપ અપાવું જોઈએ ને તેને કાર્યકર બનાવવી જોઈએ. તેમણે વ્યવહારુ બુદ્ધિ અને ડહાપણને કામમાં લેવાં જોઈએ તથા પોતાની ખાસ તેમ જ વિશિષ્ટ જરૂરિયાતોને અનુકૂળ એવું તંત્ર તથા કાર્યપદ્ધતિ વિકસાવવાં જોઈએ. સત્યાગ્રહે એ કર્યું છેઃ એના આદ્ય પ્રયોજક અને પ્રવર્તકે તેનું જે સ્વરૂપ બતાવ્યું છે, તેમાં આવું સંગઠન, બુદ્ધિ અને વિવેકનો એવો વ્યાવહારિક ઉપયોગ અને એવું તંત્ર તથા કાર્યપદ્ધતિ વગેરે મળી રહે છે. સત્ય અને અહિંસાનો આમ વ્યાવહારિક

અમલ કરવા જતાં તેમનું કેટલુંક સૂક્ષ્મ ઊંડાણ ઓછું થતું હશે; પરંતુ તેનો બદલો જે બહોળા ક્ષેત્ર ઉપર તેમનો વ્યાપ સ્થાપિત થાય છે, તેનાથી ક્યાંય વળી રહે છે.

સત્યાગ્રહે એ ઊણપ ભાંગી છે.

અને ભૂતકાળમાં જે કદાચ શક્ય નહોતું તે હવે શક્ય બન્યું છે. વર્તમાન જગતનું તંત્ર એવું સૂક્ષ્મસંવેદી છે કે, તેના વિષમ જાળાને સત્યાગ્રહથી, હડતાલથી અને અસહકારથી સચોટ સ્થગિત કરી શકાય. ઉપરાંત, પ્રજાસત્તાની પ્રગતિ થવાથી અને આધુનિક વાહનાદિ સાધનોને કારણે અંતર દૂર થવાથી, તથા છાપાં અને પ્રચારને કારણે, આજના જગત ઉપર જાહેરમતની અસર પણ ઉત્તરોત્તર વધુ થતી જાય છે. આ બધું, સંગઠિત ઔદ્યોગિક ઝઘડાઓને પ્રસંગે, સાફ દેખાય છે. જો કામદારો માલિકો સાથે સહકાર કરવાની ના પાડે, તો આખો ઉદ્યોગ જરા વારમાં રોકી શકાય. અને એક ઉદ્યોગ અટકી પડે, તો તેની અસર આજે બીજા ઉદ્યોગો ઉપર પણ થયા વિના રહેતી નથી. કોઈ પણ દેશમાં જો બધા જ મજૂરો એકસાથે કામ બંધ કરે, હડતાલ પાડે, તો આજની સૌથી વ્યવસ્થિત સરકારને પણ નમ્યા કહેવડાવે: એનું યુદ્ધ અને હિંસાનું આખું આયોજન જ મજૂરોના સહકાર વિના નકામું પડી રહે.

હડતાલ અને સત્યાગ્રહ

બીજી એક વાત : પહેલાં કરતાં પણ આજે એ વસ્તુ વધુ સ્પષ્ટ થઈ છે કે, જોરજુલમ ચાલુ રાખવા માટે મઝલૂમોની અક્રિય અનુમતિ જ નહિ, પણ કોઈ પણ રીતેય સક્રિય સહકાર મેળવવો આવશ્યક છે. ગરીબ અને દલિત વર્ગોને જકડનારી જંજીરોના ઘડનારા તેઓ પોતે જ હોય છે. તેઓ એક વાર પોતાની મદદ અને સહકાર આપવાની ના પાડે, તો

ઔદ્યોગિક, વેપારી અને સરકારી અન્યાય તથા જુલમનું આખું તંત્ર ખોયખેરું થઈ જાય. એ કારણે જ મજૂરમહાજનોની હિલચાલ શક્ય બની છે. એના વડે જ આમવર્ગના હૃદયમાં વધુ આશાનો સંચાર થયો છે. આમજનતાની સમજમાં આવ્યું છે કે, સમસ્ત શક્તિનો ઊગમ, તથા રાજ્યતંત્ર અને વેપારઉદ્યોગનો આધારસ્તંભ પોતે જ છે. સ્વારથિયાઓ બીજું કદાચ કહે તો ભલે; બાકી હડતાલ કે સર્વવ્યાપી હડતાલ પણ રાજકારણી ક્ષેત્રમાં આજ સરથાને છે એમ હરકોઈ માને છે. અને સૌ કોઈ સ્વીકારે છે કે, ઔદ્યોગિક હડતાલો ન હોત તો મજૂરોને લગતા ઘણાય કીમતી સુધારા સાધવાનું હજુ પણ ઊભું જ હોત. જે તત્ત્વને લઈ ને હડતાલો શક્ય તથા કાર્યકર બને છે, તે જ તત્ત્વથી વ્યાપક સત્યાગ્રહ પણ શક્ય બની શકે. તેમના જેવું જ તંત્ર અને તેમના જેવું જ સંગઠન હોય તો બસ. પછી જે તફાવત હશે, તે બંનેની પાછળ રહેલી અને તેમને દોરની પ્રવર્તક ભાવનામાં હશે, તેમાં વપરાતાં બાહ્ય સાધનોમાં નહિ હોય.

ઔદ્યોગિક હડતાલોનો પાયો વર્ગ વર્ગ વચ્ચેના હિતવિરોધ કે વર્ગવિગ્રહ પર મંડાયો છે. એટલે કે, તેમનો મૂળભૂત સિદ્ધાંત વર્ગો વચ્ચેની હુંસાતુંસી છેઃ એક વર્ગનું નુકસાન, તે સામાવાળિયા વર્ગનો ફાયદો,—એ તેમાં ભાવના છે. તેથી કરીને, હડતાલોનું મંડાણ જ્યાં ત્યાં અથડામણ, વિરોધ અને દ્વેષ ઉપર છે. આવો વિરોધ હોવા છતાંય, હડતાલોમાંથી હિંસાને બાતલ જ રાખવામાં આવે છે. કેમ કે હડતાલોને સફળતાપૂર્વક પાર ઉતારી જાણનારને અહિંસાની કિંમતની ખબર છે. તેઓ જાણે છે કે, હડતાલની સફળતા સારુ ચીવટપૂર્વક અહિંસાનું પાલન આવશ્યક છેઃ સામાવાળિયાનું પશુબળ એટલું મોટું તથા સુસંગઠિત છે કે તેના ઝપાટામાંથી પોતાના પક્ષને જો ન બચાવી લેવાય, તો તેની આગળ પોતાનો પક્ષ છિન્નભિન્ન થઈ જાય ને તેનો સંપ તૂટી પડે. હડતાલ

તોડવા માટે, અધિકારીવર્ગને, મજૂરોને તોફાને ચડાવવાની યુક્તિ વધારે સહેલી અને શક્ય લાગી છે. તેમાં જો ન ફવાય, તો તેઓ, હડતાલિયાઓને તોફાને ચડાવવા, પોતાના પગારદાર માણસોને તેમનામાં દાખલ કરે છે. તેથી, ઔદ્યોગિક હડતાલો સફળ કરવાની કુનેહમાં અહિંસા કામ આવે છે. પરંતુ, ત્યાં તેનો સ્વીકાર વ્યવહારમાં તેની ઉપયોગિતાને લઈને છે; જ્યારે સત્યાગ્રહમાં તે એક જીવન-સિદ્ધાંત તરીકે, અરે ના, જીવનમાત્રના મૂલતત્ત્વ તરીકે ગ્રહણ થાય છે. દેખીતા હિતવિરોધો છતાં જીવનના મૂળમાં અભેદ છે, એમ સત્યાગ્રહીની પ્રતીતિ છે. એટલે, હડતાલિયો જે વસ્તુ નિર્બળતાથી—ભૌતિક બળ કે શસ્ત્રબળની ખામીને કારણે—કરે છે, તે વસ્તુ સત્યાગ્રહી પોતાના નૈતિક બળથી કરે છે. તે જાણે છે કે, અંતે તો યુદ્ધમાં પણ શારીરિક બળ કરતાંય લશ્કરનું જે ધૃતિબળ છે, અથવા જેને તેનું નૈતિક બળ કહેવાય છે, તે કામનું છે, અને અંતે વિજય તેમાંથી સંભવે છે. તેથી સત્યાગ્રહી મૂળ મદાર તેના ઉપર બાંધે છે. અને છતાં તે ભૌતિક સાધનો તરફ દુર્લક્ષ નથી કરતો. પરંતુ તે સંહારનાં સાધનો નથી હોતાં; તે તો સહાનુભૂતિ, સહકાર અને સંગઠન છે. તે જાણે છે કે, જુલમગાર પશુબળ કરતાં સંગઠનબળથી વધુ ફાવે છે. એટલે તે તેના સંગઠન સામે પોતાની સંગઠનશક્તિ ધરે છે,—કે જેનું નૈતિક બળ વધારે છે, કેમ કે એના મૂળમાં તેની અહિંસામાં અને પોતાના પક્ષની ન્યાયમત્તામાં શ્રદ્ધા રહેલી છે. આ તેની નૈતિક ભાવનાને લીધે તે તેના હેતુ અને ધ્યેયની બાબતમાં સાવચેત રહે છે એટલું જ નહિ, પણ તે જે સામગ્રી અને સાધનો વાપરે છે, તેમાં પણ સાવચેત રહે છે. તે અહિંસાપાલન કરે છે, તે નહિ કે તેને તેની દુઃખદ ફરજ પડે છે કે પોતે નિર્બળ છે માટે; તે સ્વચ્છાથી અને પોતાની નીતિમત્તાના શ્રદ્ધાબળથી તેમ કરે છે.

પરંતુ સત્યાગ્રહયુદ્ધના નેતાને અસમાન કેળવણી, બુદ્ધિ કે નૈતિક વિકાસવાળાં માણસો મારફતે કામ લેવાનું હોય છે. તેથી તેમની પાસેથી તેને એકધારું સાચું આંતરિક બળ ન મળી શકે, તોપણ તે આચરણની બાહ્ય એકરૂપતાથી ચલાવી લેવાનું નિંદ્ય નથી માનતો. એક ધર્મપ્રવર્તક સ્થૂલ બાહ્યાચારને એ આશાએ સ્વીકારી લે છે કે, એ બાહ્ય પાલન પણ વખત જતાં ચારિત્ર્યમાં એવી ટેવો ઘડશે કે જે, સંભવ છે કે, મન ઉપર અસર કરશે અને હૃદયપલટો સાધશે,—અને ઘણી વાર એમ બનેય છે. તેવી જ રીતે, સત્યાગ્રહી નેતા પણ અહિંસાનો આચાર સ્વીકારે છે. યાંત્રિક બાહ્યાચારનાં માઠાં પરિણામોની તેને ખબર હોય છે, પણ તે એટલું જોખમ ખેડે છે. પરંતુ, સામાન્ય જનતા પાસેથી જેટલા વડે તે ચલાવી લે, તેટલા વડે તે પોતાના મુખ્ય માણસો પાસેથી નહિ જ ચલાવી લે.

**'સત્યાગ્રહ' અને 'પૅસિવ રિઝિસ્ટન્સ'**

સત્યાગ્રહ શબ્દનો અનુવાદ ઘણી વાર 'પૅસિવ રિઝિસ્ટન્સ' (નિષ્ક્રિય પ્રતિકાર) અથવા 'નૉન-કોઑપરેશન' (અસહકાર) શબ્દથી કરવામાં આવે છે. પરંતુ એ શબ્દો ભાગ્યે જ તેનો સાચો અર્થ દર્શાવે છે. સત્યાગ્રહમાં નિષ્ક્રિયતા તો છે જ નહિ, અને નથી તે નિષેધાત્મક પણ. તે તો ક્રિયા, પુરુષાર્થ કરવાનો અને પ્રતિકારનો વિધાતાત્મક સિદ્ધાંત છે. ભૌતિક પ્રતિકાર પૂરતો તે ભલે નિષ્ક્રિય હોય, પરંતુ નૈતિક પ્રતિકારમાં તે અતિ-જાગ્રતિ અને દૃઢતાભેર કામ લે છે. આ નૈતિક સામનો જુલમ અને દુષ્ટતા સાથેના સહકારમાંથી સીધી કે આડકતરી રીતે મળતા બધા લાભ જતા કરશે. એટલે, એટલે એમાં ભાગ લેતી વ્યક્તિઓનું જીવન અમુક રીતની શુદ્ધિવાળું હોવું જોઈએ એમ અવશ્ય અર્થ થયો. અને આ શુદ્ધિ એટલે અમુક પ્રકારનો

જીવનસુધાર, અમુક રીતનો હૃદયપલટો. એટલે, જરૂર અમુક બંધનો, અમુક સંયમો સ્વીકારવા પડવાના જ. કેટલીક વાર આ બંધનો, સામાન્ય રીતે જોતાં, જે નિર્દોષ અને વસ્તુતાએ નીતિધર્મ સાથે અસંબદ્ધ લાગે એવી વસ્તુઓ અને કાર્યોને લગતાંય હોયઃ જેમ કે, અધિકારીવર્ગ સાથે ગાઢ સામાજિક સંબંધ અથવા પરદેશી ચીજોનો ઉપયોગ, કે સરકારી ખિતાબો, શાળાઓ અને અદાલતોનો ઉપયોગ વગેરે. અને કેટલીક વાર એ બંધનો એવી વસ્તુઓ તથા કાર્યોને અંગે હોય છે કે જે નિર્દોષ તથા નીતિવિરોધી જ નથી હોતાં એમ નહિ, પણ બરાબર સદોષ તથા ખરાબ હોય છે. જેમ કે, અસ્પૃશ્યતા અને માદક પદાર્થો કે પીણાંનો ઉપયોગ વગેરે. કેટલાક લોકો એમ માને છે કે, આ બધાં વિધાનાત્મક કે નિષેધાત્મક નિયંત્રણો એ સત્યાગ્રહની એક ખાસિયત છે. પરંતુ જરા વિચાર કરી જોતાં માલૂમ પડશે કે, કોઈ પણ દિશાની કાર્યસાધક અને સંગીન પ્રવૃત્તિનું આ લક્ષણ હંમેશ હોય છે કે, ત્યાં કોઈ ને કોઈ નિયંત્રણો હોય જ છે. ધર્મ કે તત્ત્વને માટે થયેલી ભૂતકાળની સર્વ હિલચાલોએ એમનો ઉપયોગ કર્યો હતો. ખ્રિસ્તી, મુસલમાન, પ્યૂરિટન, અને શીખ લશ્કરોમાં કાંઈ ને કાંઈ વિધિનિષેધો હતા જ. વસ્તુતાએ જોતાં, કાર્યને વરેલ હરકોઈ લશ્કરે કાંઈ ને કાંઈ રૂપે તે પાળવા જ જોઈએ. બોલ્શેવિક લોકોમાં આધ્યાત્મિકતાનો આરોપ તો કોઈ જ ન મૂકી શકે; છતાં તેમણે સૈનિકો ઉપર જ નહિ, સામાન્ય નાગરિકો ઉપર પણ નાખેલાં નિયંત્રણો ગણવા બેસો તો કેવડી મોટી સંખ્યા થઈ જાય.

વળી, સામુદાયિક જીવનવ્યવહારમાં સત્ય અને અહિંસાનો ઉપયોગ કરવા જતાં જૂના વખતના આધ્યાત્મિક અને નૈતિક સુધારકોના 'અપ્રતિકાર'ના સિદ્ધાંતનું સ્વરૂપ બદલાઈ જાય છે. સત્યાગ્રહ એટલે જૂના અર્થમાં 'અનિષ્ટના અપ્રતિકાર'નો સિદ્ધાંત નથી. તેનો અપ્રતિકાર, આગળ જણાવ્યું તેમ, ભૌતિક

અને હિંસક રીતો અખત્યાર ન કરવા પૂરતો જ છે. બાકી તો, સત્યાગ્રહે અતિ દૃઢ અને આગ્રહી પ્રતિકાર યોજ્યે જ છૂટકો. દાખલા તરીકે, ગાંધીજી કદી એમ નહિ કહે કે, અંગ્રેજો પોતાના દોઢ સદીના રાજકીય અને આર્થિક યુક્તિબળે હિંદુસ્તાનના કરોડો રૂપિયા પડાવી ગયા છે, માટે તેમનો આધ્યાત્મિક હૃદયપલટો કરવા સારુ, કે તેમના પર કુદરતી કોપ ઊતરે તે સારુ, ઉપરથી હિંદુસ્તાન પોતાની મોંઘી કમાણીના વધુ રૂપિયા ઇંગ્લૅંડ મોકલી આપે ! ! તે તો ઊલટા એમ જ કહે કે, તમે પોતે તેમને તમારા દેશને ચૂસવામાં મદદ કરી છે, તેથી તેઓ એ ધન લઈ જઈ શક્યા છે, માટે તમે તમારું વર્તન સુધારો, સ્વદેશી સાહસો ખેડો ને તેમને જમાવી તમારા દેશમાંથી ધનનો પ્રવાહ જતો અટકાવો. હિંદી વેપારીઓ અને દલાલોને તે એવું કહેશે, ' પરદેશી કાપડ જેવી જે વસ્તુઓ દેશમાં બની શકે, તેનો વેપાર કરવો એ પાપ છે; એમાંથી કમાયેલા પૈસા ખોટા છે, પાપના છે. ' માલ વાપરનારને તે કહેશે, ' પરદેશી વસ્તુઓ વાપરીને તમે તમારું અધઃપતન ન કરો, તથા તમારા પડોશીને ભૂખે ન મારો; તમારી પહેલી ફરજ તમારા દેશભાઈઓ પ્રત્યે છે.'

આધ્યાત્મિક અપ્રતિકાર અને સત્યાગ્રહ

દારૂડિયો એક પ્યાલો માગશે ત્યારે સત્યાગ્રહી તેને બે પ્યાલા આપવા નહિ જાય. ઊલટું, તે તો દારૂડિયાને લોભાવનાર માનસિક કે શારીરિક કારણો દૂર થાય એની તજવીજમાં રહેશે. તેમ જ તેના હાથમાં જ્યારે સત્તા આવશે, ત્યારે તે આ અનિષ્ટની સામે કાયદા કરવામાં આનાકાની નહિ કરે.

ગાંધીજીને રાજાની છાપવાળો કલદાર સિક્કો બતાવશો ત્યારે તે ઈશુની જેમ એમ નહિ કહે કે, 'બાદશાહની વસ્તુઓ બાદશાહને આપી દો.' તે તો એમ કહેશે કે, બાદશાહ પાસે તો, [illegible] ની સેવા [illegible] નો માન [illegible] ગૌરવ [illegible]

સોનુંરૂપું તો તેને આ તેનું ઉમદા વાલીપણું અદા કરવા પૂરતું જ અને તેટલું જ મળે, અને તેને પોતાને માટે ગરીબોના ટ્રસ્ટી અને સેવકને છાજે તેવી રીતે જીવવાને જરૂરી હોય તેટલું ધરે. વળી, ગાંધીજી તો એ પણ તપાસશે કે, બાદશાહના વાલીપણાને લોકોની સંમતિ છે કે નહિ. પણ એ વસ્તુઓની પંચાત તે નહિ કરે કે, બાદશાહના ચહેરાનો રંગ કયો છે, તે કઈ જાતિનો છે, કે તેનું નામ શું છે. તેમની તપાસના પ્રસ્તુત મુદ્દાઓની બાબતમાં જો સંતોષકારક જવાબ નહિ મળે, તો તેથી બાદશાહીના ભોગ લાગવાના—નહિ કે બાદશાહના. સત્યાગ્રહીને કોઈ અમુક વ્યક્તિ સાથે કશો ઝઘડો નથી હોતો. તેનો ઝઘડો તો તંત્રો અને સંસ્થાઓ સામે હોય છે. જ્યાં સુધી લોકો ખોટા તંત્રને ચલાવી રહ્યા હોય, ત્યાં સુધી તેમનો સામનો કરવો જોઈએ. ઝઘડો તેમના અધિકારીપદ સામે છે. એમ જ નહિ, પરંતુ સત્યાગ્રહી તો એમ માને છે કે, તે તંત્રને ચલાવવામાં મદદ કરી રહેલ અધિકારીઓ સુધ્ધાં, તે તંત્ર નીચે કચરાઈ રહેલા લોકોની પેઠે જ, ભોગ બનેલા છે. તેથી વ્યક્તિ તરીકે વ્યક્તિની સામે સત્યાગ્રહીને કશો કટાક્ષ નથી હોતો.

જૂના વખતનો 'અનિષ્ટ સામે અપ્રતિકાર' નો સિદ્ધાંત એક સારો આધ્યાત્મિક અને નૈતિક સિદ્ધાંત હશે; પણ અંતે તો તે વ્યક્તિઓની પોતા પ્રત્યે અને પોતાના સ્રષ્ટા પ્રત્યેની ફરજનું વિધાન કરતો; સામાજિક ફરજનું વિધાન તેમાં નહોતું. પરંતુ સત્યાગ્રહ તો એક વ્યક્તિધર્મ છે એમ જ નહિ, તે સામાજિક ફરજ પણ છે. વળી, જૂની જાતનો અપ્રતિકાર, કૌટુંબિક, સામાજિક, આર્થિક કે રાજકીય સમુદાયની તુમાખી કે અન્યાયી સત્તાને તાબે ન થવાના વ્યક્તિના હકનું પ્રતિપાદન કરતો હતો. પરંતુ, સત્યાગ્રહ તો તે ઉપરાંત એક સામુદાયિક કાર્ય છે,—નાગરિકોની સામૂહિક

સંગઠિત હિલચાલ છે. વ્યક્તિનો હક જ પ્રતિપાદન કરવો કે પોતાનો વ્યક્તિગત વિરોધ જાહેર કરવો એ જ માત્ર એમાં નથી સમાતું; પરંતુ, તેમાં તો એક સંગઠિત સમૂહ બની કામ લેવાનું છે, જેથી અનિષ્ટ તંત્રનું નભવું જ અશક્ય થઈ તેનો અંત આવે. અને તેમાં પણ, પ્રવર્તક હેતુ હિંસા કે બળાત્કાર નથી; પરંતુ, પોતાના જ અધઃપતન કે ગુલામગીરીનાં કારણભૂત, જે પોતાનો સહકાર કે મદદ તેમાં છે, તે ખેંચી લેવાનો અવિવાદગ્રસ્ત હક બજાવવાનો છે. અલબત, સામુદાયિક સંગઠિત પ્રવૃત્તિરૂપે સત્યાગ્રહ વિરોધીને વિઘ્નકારક કે મૂંઝવનારો નીવડવાનો જ. પરંતુ તે અનિવાર્ય છે. વ્યક્તિગત ધર્મનું પાલન પણ બીજી વ્યક્તિઓ કે સમુદાયો સાથે કાંઈ અથડામણમાં આવ્યા વિના નથી થઈ શકતું, તો સામાજિક ધર્મપાલનમાં તો તેમ સવિશેષે બનવાનું. પરંતુ, એ અથડામણ કોઈ વ્યક્તિ કે વ્યક્તિઓએ ખામુખા ઊભી કરેલી નથી. તે વ્યક્તિ કે વ્યક્તિઓ તો નિઃશંક પોતાના હકમાં રહેલું કાર્ય કરે છે, જેનું અનિવાર્ય પરિણામ એ અથડામણ હોય છે. એટલે, જો એવું ધર્મપાલન કશી દ્વેષબુદ્ધિ વિના, સત્યપરાયણ રહીને, અહિંસક રીતે કરવામાં આવ્યું હોય, તો પછી વિરોધપક્ષ પોતાની અડચણ કે મુશ્કેલીની ફરિયાદ ન કરી શકે; કારણ કે સત્યાગ્રહની કારણભૂત મૂળ વિરોધસ્થિતિ ને તેમાંથી પરિણમતી આ મુશ્કેલી દૂર કરવાનું હંમેશાં તેના હાથમાં રહેલું હોય છે.

'અનિષ્ટ સામે અપ્રતિકાર'ના પુરાણા સિદ્ધાંતમાં વિરોધીને સુધારવાનું કે તેનો હૃદયપલટો કરવાનું તત્ત્વ રહેલું છે. સત્યાગ્રહમાં પણ એ તત્ત્વ રહેલું છે; પરંતુ સત્યાગ્રહમાં એ જરા હળવે પ્રકારે કામ દે છે. કારણ કે, સમુદાયનું માનસ અથવા અધિકારીવર્ગનું માનસ વ્યક્તિના માનસ કરતાં ઓછું વિકસિત અને વધારે યાંત્રિક હોય છે. તેથી બૌદ્ધિક કે નૈતિક અસર તે ઝટ ઝીલી શકતું નથી. સામાન્ય રીતે, સમુદાય નીતિ

અને બુદ્ધિમાં વ્યક્તિ કરતાં ઓછો વિકસિત હોય છે. સમૂહ-માનસને પહોંચી શકે એવાં સૂચનોની તેના ઉપર ઝટ અસર થાય છે; એટલે કે, અભિમાન, ક્રોધ, ગુસ્સો, ઈર્ષ્યા, અને વેરવૃત્તિની સમૂહ ઉપર વધારે અસર થાય છે. એ પણ શંકાપડતું છે કે, લાક્ષણિક અર્થ સિવાય બીજી રીતે સમૂહનું 'માનસ' પણ કહી શકાય કે કેમ. છતાં, સમૂહમાનસ અને અધિકારીમાનસ જેવી વસ્તુ તો છે જ. એના ઉપર સત્યાગ્રહ વ્યક્તિના મત કરતાં બહુ ઓછી અસર પાડી શકે; કારણ કે, તે વધુ જડ તથા યાંત્રિક હોય છે અને તેથી નૈતિક કે આધ્યાત્મિક અનુરોધશક્તિ તેના ઉપર ઓછી અસર કરે છે. છતાં, જેણે સત્યાગ્રહનો પ્રયોગ થતો સંપાસ્યો હશે, તેને એટલું દેખાયા વિના નહિ રહ્યું હોય કે, તે દ્વારા ઘણી વાર વ્યક્તિઓનો, અને કોઈ વાર તો મહત્ત્વની વ્યક્તિઓનો, હૃદયપલટો થાય છે. એ ઉપરાંત પણ, સામા પક્ષની પશુબળ વાપરવાની વૃત્તિ બહુ ઓછી થઈ જાય છે, કેમ કે તેના ગુસ્સા અને દ્વેષને વકરવા માટે સામેથી સંકોરણી બહુ ઓછી મળે છે. ઘણી વાર તો, સામો પ્રત્યાઘાત ન મળવાથી ખાલી હવામાં જ હાથ વીંઝ્યા કરી વ્યર્થ થાકી જવા જેવું એને થાય છે. વળી, તટસ્થ લોકોનો અભિપ્રાય અને નૈતિક ટેકો કોઈ પણ લાંબી લડતમાં કીમતી હોય છે, તે પણ તેને નથી મળતો, કેમ કે તેમની સહાનુભૂતિ તેને નહિ પણ સત્યાગ્રહીને હંમેશાં મળે છે. આમ સીધી કે આડકતરી રીતે અમુક પ્રકારનો હૃદયપલટો તો થાય છે જ. આ સંબંધમાં આપણે એ બીના પણ ધ્યાનમાં લેવી જોઈએ કે, સત્યાગ્રહી સમુદાય પોતે સત્યાગ્રહી વ્યક્તિના જેટલો અહિંસક, નિર્વેર, સત્યપરાયણ કે વિશુદ્ધ ન હોઈ શકે. તેથી એટલા પૂરતી હૃદયપલટાની ક્રિયા જરૂર મંદગતિ થાય છે.

જેઓ સત્યાગ્રહની કાર્યપદ્ધતિને અવ્યવહારુ ગણે છે, તેઓએ

એ વિષયનો યોગ્ય વિચાર નથી કર્યો. જોકે ભૂતકાળમાં તેમ જ વર્તમાનકાળમાં તેના થોડાઘણા ઐતિહાસિક દાખલા મળી આવે છે, છતાં એ કબૂલ કરવું જોઈએ કે, સત્યાગ્રહ ઇતિહાસમાં એક નવી વસ્તુ છે. તેનો ઉપયોગ હમણાં હમણાં ખંડ જુદે રૂપે ઔદ્યોગિક હડતાલોમાં થયો છે. પરંતુ ધીમે ધીમે તેમાં આસ્થા વધતી જાય છે. આંતરરાષ્ટ્રીય વ્યવહારોમાં વિચારવંત લોકોને વધુ ને વધુ સ્પષ્ટ દેખાતું જાય છે કે, જો યુદ્ધ દૂર કરવાં હોય, તો તે યુદ્ધમાં જ વપરાતાં શસ્ત્રો અને પદ્ધતિથી નહિ દૂર કરી શકાય. તેમના વડે તો શસ્ત્રસરંજામ જ વધતો જાય છે, અને નવા ભયો અને નવા દ્વેષો પેદા થઈ, વિરોધના નવા મુદ્દા ઊપજે છે. આજે કેટલીક નાની પ્રજાઓ સાચા દિલથી યુદ્ધ દૂર કરવા માગે છે. તેઓને પણ આજ શસ્ત્રસરંજામ ખડકયા જ કરવો પડે છે, કારણ કે યુદ્ધનિષેધનો બીજો કોઈ માર્ગ તેમને શકય નથી દેખાતો. એટલે તેઓ પણ એ હરીફાઈમાં પકડાય છે. શસ્ત્રસરંજામે અને વેરે નિપજાવેલું આ ચંડાળચક્ર તોડવામાં હિંસાથી જુદી જ પદ્ધતિઓ ફાવી શકે. આજે સામુદાયિક જીવનમાં બુદ્ધ અને ખ્રિસ્ત જેવાના શબ્દો કેવા ભવિષ્યવાણી જેવા લાગે છે! વેરનું શમન વેર વડે નહિ, પ્રેમ વડે થઈ શકે; હિંસાને હિંસા વડે નહિ, પણ અહિંસા વડે જીતી શકાય.

**સત્યાગ્રહ અને યુદ્ધનિષેધ**

ગાંધીજી વિશ્વશાંતિ માટે, પોતાના ધર્મની પરંપરા અને પોતાના દેશની ખાસિયતને બંધ બેસે એવી, એક પદ્ધતિ અને યોજના વિકસાવી રહ્યા છે. તે અહિંસા અને સત્યનો માર્ગ છે. અને તે માર્ગ મનુષ્યજાતિએ સામુદાયિક ઝઘડાઓમાં યોગ્ય તેમ જ ન્યાયી મુદ્દાઓ માટે પણ અત્યાર સુધી વાપરેલી રીતો અને સાધનોનો સદંતર ત્યાગ કરે છે. જગતના ઇતિહાસમાં જમાનાઓથી વપરાતાં એ સાધનો અને પદ્ધતિઓ ઘણી વાર સફળ નીવડયાં છે; ઘણી વાર તે નિષ્ફળ પણ નીવડયાં છે. પરંતુ, તેઓ સફળ

નીવડ્યાં હોય કે નિષ્ફળ, આટલું તો ઇતિહાસના દરેક નિષ્પક્ષ અભ્યાસીએ કબૂલ કરવું પડશે કે, એ પદ્ધતિઓ સમુદાયરૂપી પશુને સુધારવામાં નિષ્ફળ નીવડી છે; અને આજે આપણે એવી કટોકટીની સ્થિતિમાં આવી પડ્યા છીએ, કે કાં તો આપણે યુદ્ધ, ફૂટનીતિ અને સામુદાયિક હુંસાતુંસીના પ્રશ્નો—ટૂંકમાં, સામુદાયિક નીતિના પ્રશ્નો—નીવેડો લાવીએ, કે કાં તો નાશ પામીએ!

બૉલ્શેવિઝમ અને સામ્યવાદ પણ સમુદાયો વચ્ચેના અંટસ તથા યુદ્ધના આ આંતરરાષ્ટ્રીય પ્રશ્નનો ઉકેલ આણવા ચાહે છે. પરંતુ, અત્યાર સુધી તેમણે વાપરેલાં સાધનો પહેલાં જેવાં જ, એટલે કે વેર, યુદ્ધ અને ફૂટનીતિનાં જ છે. તેઓએ વર્ગવિરોધના તત્ત્વ પર શ્રદ્ધા બાંધી છે, અને ઘણી વાર તો તેઓએ એ વિરોધ હળવો કરવાને બદલે, મતભેદો અને ભાગલાઓને તાજા કરી તીવ્ર કરવા માટે સક્રિય પગલાં લીધાં છે. અને એમાં એવી દલીલ કરવામાં આવી છે કે, એ વિરોધો અને ભેદો તો સમાજમાં ક્યારના હયાત છે; અને સામ્યવાદ એટલો યથાર્થદર્શી છે કે તેમના તરફ દુર્લક્ષ નથી કરતો. (જાણે કે સત્યાગ્રહ કદી તેમના તરફ દુર્લક્ષ જ કરતો હોય ને!) અત્યાર સુધીમાં, આંતરરાષ્ટ્રીય રાજકારણમાં રશિયાનો કશો જ ફાળો નથી. જગતને યુદ્ધ અને ફૂટનીતિમાંથી બચાવવાને બદલે, ઊલટું તેણે નવલોહિયા બળ અને ઉત્સાહ સાથે તેમાં ઝંપલાવ્યું છે. ઇટાલી સામે પ્રતિબંધો મૂકવામાં તે બીજી મૂડીવાદી સરકારો જેટલું જ આગળ જઈ શક્યું,—જાણે ઇટલીની જીત માટે જ તે ઉત્સુક ન હોય તેમ. તે જ પ્રમાણે, તે પ્રતિબંધો ઉઠાવી લેવા માટે પણ તે બીજાં રાજ્યો જેટલું જ ઉત્સુક હતું. યુદ્ધ ચાલ્યું ત્યાં સુધી બૉલ્શેવિક રશિયાએ, બીજી કોઈ પણ પ્રજાની જેમ, તેલ અને પેટ્રોલ ઇટાલીને છૂટથી પૂરાં પાડ્યાં. શસ્ત્રસરંજામ વધારવાની બાબતમાં પણ, રશિયા તે

સત્યાગ્રહ અને સામ્યવાદ

હરીફાઈમાં માથાભારે ઊતર્યું છે. એટલે, સ્વપક્ષ માટે અંધઝનૂન વિનાના કોઈ પણ નિષ્પક્ષ અવલોકનકારને રશિયાની વર્તમાન આંતરરાષ્ટ્રીય નીતિ જર્મની અને જાપાનની નીતિ કરતાં પણ વધુ કોયડારૂપ લાગે છે.

એ બધું ઠીક. પણ અત્યારે સત્યાગ્રહ અને સામ્યવાદ એ બે, સામુદાયિક હરીફાઈઓ અને સામુદાયિક વિરોધોને કારણે ઊભા થયેલા પ્રશ્નોનો નિકાલ લાવનારા બે પ્રયોગમાર્ગો હોવાનો દાવો ધરાવે છે. બંને નવા પ્રયોગો છે. પક્ષકાર બનનારી અમુક વ્યક્તિઓ કે સમૂહો બેમાંથી કોનાં પક્ષકાર બનશે એનો આધાર તેમની પ્રકૃતિ ને પૂર્વનાં ઘડતર કે વિકાસ પર છે; કે પછી તેમના માનસિક બંધારણમાં અમુક ખાસ પ્રકારનું વલણ—

**જગતનો પ્રશ્ન**

ઝોક હોય તેની પણ રહે. આજે હિંદુસ્તાન એ બે શ્રદ્ધાઓનું રણક્ષેત્ર બની રહ્યું હોય એમ લાગે છે. કોણ એમાં જીતે છે એ જોયે જ છૂટકો. ઉપર-ચોટિયું જોનારને કદાચ એમ લાગે કે, સામ્યવાદ અમુક અંશે ક્યારનો ફાવ્યો છે. પરંતુ વિચારવંત માણસ તેને જરૂર પૂછી શકે કે, 'પણ વેર, યુદ્ધ અને કૂટનીતિનું શું?' અંતે તો આંતર-સામુદાયિક કે આંતરરાષ્ટ્રીય સંબંધોમાં એ જ તો અગત્યના મુદ્દાઓ છે. તેમનો જો ઉકેલ ન આવ્યો, તો પ્રશ્ન ઊભો જ રહે છે; એટલે વિશ્વશાંતિ અને વિશ્વસંસ્કૃતિ તેમ જ મનુષ્યજાતિ ઉપર ઝઝૂમતો ભય કાયમ જ રહે છે।

ઑગસ્ટ, ૧૯૩૬.

## ૨. બે ક્રાંતિઓ*

**આપણી** આગળ ઊભેલો પ્રશ્ન અતિ વિકટ ને વિશાળ છે. તે માત્ર રાજકીય જ નથી. જીવનસમસ્તનાં સર્વ અંગોમાં એનો વ્યાપ છે. બીજી પ્રજાઓને, એમના ક્રાંતિકાળે, એક જ ક્રાંતિને અનુરૂપ જીવન યોજવાનું હતું. આપણે નસીબે બેવડી ક્રાંતિ આવી છે. એક ક્રાંતિમાંથી હજી પૂરા પૂરા પરવાર્યા નથી, ત્યાં તો બીજી—ને તે વધારે મહાન, વધારે વ્યાપક—ક્રાંતિ આપણી આગળ તૈયાર જ ઊભી છે.

અનુકરણનો યુગ

પહેલીનો પ્રારંભ અંગ્રેજ રાજ્ય આવ્યું ને અહીં સ્થપાયું ત્યારથી થયો. સર્વભક્ષી આંધીની જેમ આવેલા એ પાશ્ચાત્ય સંગઠનબળ ને યૌવનશક્તિથી આપણે અંજાઈ ગયા. આશ્ચર્યવત્ આપણે જોતા જ રહ્યા કે, એકાદ સૈકા જેટલા જ ટૂંક સમયમાં આ લોકોએ તે શાં પરાક્રમ કરી પાડ્યાં! અને

* કલકત્તાની વિદ્યાર્થી પરિષદ આગળના વ્યાખ્યાનનો સાર, ૧૫–૧૦–૧૯૩૧ ના 'યંગ ઇંડિયા'માં પ્રસિદ્ધ થયેલો તે અહીં ઉતાર્યો છે.
—સંપાદક

સરળ ભાવે આપણે વિચાર્યું કે, એ લોકની જીવનદૃષ્ટિ અને સમજબૂજ અપનાવી એમની પદ્ધતિઓ અનુસરીએ તો તેટલામાત્રે આપણે તેમનાં જેમ, કાર્યશક્તિ અને જીવનાનંદે પહોંચી શકીશું. અને આ માન્યતાને જોરે, કુંર પ્રયોગો કરી કરીને, આપણે કેવું વર્ણસંકર પ્રાણી ઉપજાવ્યું ! એમાં ને મૂળ પાશ્ચાત્ય રૂપમાં એટલો જ ફેર રહી ગયો કે, આ નકલમાં હલકાપણાનો ભાવ હતો, એની ચામડી જુદા રંગની હતી, ને નસોમાં જુદું લોહી વહેતું હતું. ખચ્ચરની જેમ, અલબત્ત, એ નવું પ્રાણી મજબૂત અને કામ દેનારું હતું; પણ સર્જકતા વગરનું. બીજું થાય પણ શું ?

પણ એમાંથી એને થોભવા-વારો આવ્યો; પોતાના ભૂતકાળનું સરવાયું કાઢી, તેમાં રહેલી પોતાની ખાસ પ્રતિભા સમજી, જમાનાઓના અનુભવો ને સંસ્કારોએ સિદ્ધ થયેલ પોતાનો સ્વભાવ ઓળખી, તે પરથી પોતાનો સ્વધર્મ વિચારી,—તે બધા અનુસાર પોતાનો નવો નિરાળો માર્ગ યોજવાનો હતો.

**નવસર્જક ક્રાંતિ**

આમ ભૂતદર્શન કરી, રાષ્ટ્રનો સ્વભાવ પારખી, નવો માર્ગ યોજવો એ આપણી સામેની બીજી ક્રાંતિ છે, અને આ બેઉ સાથોસાથ ચાલે છે. જોકે પહેલીના પક્ષકારો આજ ઓછા થતા જાય છે, છતાં બેઉના પક્ષકારો વિદ્યમાન છે. આજનો વિચાર કરતાં, હિંદી સ્વભાવ અનુસાર માર્ગ ઘડવામાં જ્યાં જ્યાં બીજી ક્રાંતિ ફાવી છે, તે તે બધાં અંગોમાં એણે સર્જકતા દાખવી છે. આ મુદ્દો સ્પષ્ટ કરવા હું બંગાળાના કેટલાક દાખલા લઉં.

ધર્મપ્રધાન પ્રજા પર, પાશ્ચાત્ય સંસર્ગની પ્રથમ અસર એ પડી કે તેમાં ધાર્મિક ખળભળાટ જાગ્યો. પરિણામે બ્રાહ્મસમાજ નામે નવો ધર્મસમાજ જન્મ્યો. એણે ઘણું કામ કર્યું છે. કેટલીક મહાન વ્યક્તિઓ એણે નિપજાવી. પરંતુ તેનાથી દેશવ્યાપી કશી

દિલચાલ ન નીપજી. ન તેણે આમ જનતાને આકર્ષી, ન પોતાની પંચાતોમાં પડેલા જગતનું ધ્યાન પોતા તરફ ખેંચી શકી. આ થઈ શક્યું પેલી વધારે સ્વદેશી ગુણવાળી પ્રવૃત્તિથી—શ્રીરામકૃષ્ણની પ્રેરણાથી જાગેલી ને સ્વામી વિવેકાનંદની પ્રતિભાથી જેનો આવિષ્કાર થયો હતો તેનાથી. આખા પ્રાંતની આમ પ્રજામાં એણે પ્રવેશ કર્યો એટલું જ નહિ, પણ પરદેશમાં પણ તે આકર્ષક બની. આજ શ્રીરામકૃષ્ણ ને વિવેકાનંદ જગતના ધાર્મિક ઇતિહાસમાં અંકાયેલાં નામો છે.

કેટલાંક દૃષ્ટાંતો

સાહિત્યમાં જુઓ તો, ભાષાંતરોથી બંગાળાને સંતોષ હતો ત્યાં સુધી ઉલ્લેખનીય કાંઈ કૃતિ ન નીપજી. પણ પછી બંકીમ અને કવિવર આવ્યા. હિંમતભેર કોઈ કહી શકશે કે, તેઓ પરદેશી અસરનું પરિણામ છે? અહીં પણ પાછું ફળ એવું જ યશસ્વી આવ્યું. આજ આપણા મહાન કવિનું નામ જગતભરમાં જાદુઈ અસર કરનારું નીવડ્યું છે.

ચિત્રકળામાં આપણે અંધારામાં અથડાતા હતા. પશ્ચિમની યથાર્થનિરૂપી શૈલીમાં રવિવર્માએ આપણી દેવીઓ ચીતરી, જેમાં આપણી સામાન્ય હિંદી સ્ત્રીમાં રહેલી કાંઈક અગમ્ય સૌંદર્યઝલક પણ ન મળે. હવે આપણે નવી બંગાળી ચિત્રશૈલી જોઈએ છે. ખરું જોતાં, તે નવીન હિંદી શૈલીનો જ પંથ છે, જેની પ્રેરણા બંગાળામાંથી મળી છે. અજંટાનો કાંઈક આસ્વાદ એ આપે છે. એની સાવ પાર્થિવ મૂર્તિઓ પણ જાણે આકાશમાંથી ઊતરી આવી હોય એવી દેખાય છે. અને દુનિયાના ચિત્રજગતમાં એ ક્યારનું સ્થાન પામી ચૂકી છે.

વિજ્ઞાનમાં જુઓ તો, મહાન જગદીશ બોઝે, પોતાનો પ્રજાકીય ગુણ દાખવી કામ કરીને, જીવનના ઐક્યતત્ત્વને પ્રયોગ-

સિદ્ધિ બતાવ્યું. અન્યત્ર, વિજ્ઞાન પ્રાણહારી શોધો કરે; પણ હિંદમાં તો તે જીવ અજીવ સૃષ્ટિનું ઐક્ય જ બતાવી શકે.

મારા મુદ્દાના સ્પષ્ટીકરણમાં આટલા દાખલા બસ છે. હિંદના આત્મામાંથી જે ઊગ્યું છે ને પોષાયું છે તે તરત જ ફળ્યું છે ને તેણે નવસર્જનશક્તિ દાખવી છે. અને ઊલટપક્ષે, રાષ્ટ્રજીવનનાં જે જે અંગો પરથી પરદેશી ચૂડ નથી હઠી, ત્યાં ત્યાં કુંઠિત વિકાસ જ જોવામાં આવે છે એટલું જ નહિ, નવસર્જનનો અભાવ પણ છે. દક્ષિણનાં મંદિરો ને તાજને માટે વિખ્યાત દેશની અર્વાચીન શિલ્પસમૃદ્ધિ જુઓ. સરકાર, દેશીરાજાઓ ને જમીનદારોની પ્રવૃત્તિઓ છતાં, અંગ્રેજોના આવ્યા પછી, એક પણ જોવા લાયક મકાન બન્યું છે? પાસેનું એક ગયુંગાંઠ્યું વિક્ટોરિયા સ્મારક છે. નવી દિલ્હી તો ફજેતીનું જ સ્મારક ગણાય. ત્યાં આપણા પૂતળાં જેવા રાજાઓએ ભૂખે મરતા ખેડૂતોની ચૂસને પૈસે ઊભાં કરેલાં મકાનોને ભલે તેઓ મહેલો કહેતા હોય. તેમાં આજની ઊતરતી રસવૃત્તિ જ નજરે આવે છે. અઢળક ધન રેડી રેડીને ત્યાં કદ્રૂપતાનો જ ખડકલો કર્યો છે.

રાજકારણ ક્રાંતિનો યુગ

એટલે, મહત્ત્વનું કાંઈ પણ કરી શકવા માટે, આપણે પ્રથમ પેલી પહેલી ક્રાંતિની પતાવટ કરવી જોઈશે, અને પછી બીજીમાં મંડવાનું છે. હમણાં રાજકારણ આગળપડતું થઈ આપણું ધ્યાન ખેંચે છે. મજાથી આપણે એમ માનતા હતાં કે, સરકાર બહુ બહુ તો માનવસુખનો અલ્પાંશ જ ઉજાળી કે કચાળી શકે. પણ આપણે સમજ્યા કે, ના; રાજપદ્ધતિ પર તો આપણા સમાજનો પાયો છે; આપણી સંસ્કૃતિ બચે ને ફળે તે સારુ 'સ્વતંત્ર સ્વદેશી' રાજકીય સંસ્થાઓ મદદમાં આવવી જોઈએ. એટલે, સ્વાભાવિક રીતે રાજકીય પ્રશ્ન વધારે આગળ આવ્યો.

આપણી રાજકીય જાગૃતિને જન્મ્યે લગભગ અધસૈકું થયું. પરદેશી પ્રેરણા અને પરદેશી ધોરણે તેનો પ્રારંભ થયો. નહોતા આપણે તે સમજતા કે નહોતા તેને અપનાવી શકતા. પરિણામે નાતાલમાં કોર્ટો બંધ હોય ત્યારે ત્રણ દિવસ મહત્ત્વાકાંક્ષી ને વિદ્વાન વકીલો દર વરસે મળતા, અને બર્ક, શેરિડન ને ગ્લેડસ્ટનને અનુસરી વક્તૃત્વની છોળો ઉરાડતા. તેમાં કોઈ વાર એમના ગુરુ—પરદેશી રાજકર્તાઓને વધાઈ દેતા તો કોઈ વાર એમને વખોડતા. થોડાક ઠરાવો પસાર કરતા ને ફરી બીજી નાતાલમાં મળવાનું કરી છૂટા પડતા. તેમાંના કેટલાક વધારે ધગશ ને ફુરસદવાળા હતા તેઓ રમકડાં જેવી ધારાસભાઓમાં ભાષણો કરતા, અને અંગ્રેજ લોકમત આગળ પોતાના રાજકર્તાઓના દોષો રજૂ કરવા આંકડા ને હકીકતો ભેગી કરતા. અને એ બધું કરી, મજાથી તેઓ માનતા કે, કોંગ્રેસના તંબૂમાંથી એમનાં છટાદાર ભાષણો દરિયાપાર પહોંચે એટલે બધું ઠીક થઈ જશે. આપણી માગણીઓ જોરથી ને લાંબો વખત પોકાર્યા કરીએ તો તે મળશે એમ તેમને લાગતું. આમ ભરમાવાનું કારણ અંગ્રેજ વિનીત પક્ષના રાજપુરુષોના બોલ હતા. આ લોકો એમના પક્ષબળને જમાવવાને લોભે ગમે તે બોલો (slogan) કાઢતા. પરંતુ, એનો સીધો અર્થ કરીએ તો ક્યાં જઈને બેસે એ એમનેય સમજાયું નહોતું, કેમ કે ઉપલો વેશ હઠે તો તેઓ પ્રચ્છન્ન સામ્રાજ્યવાદીઓ જ હતા. એટલે, બ્રિટિશ પ્રજા ને તેની વિનીતનીતિમાં જૂના મહાસભાવાદીઓની શ્રદ્ધા હતી તે સાવ બાલિશ હતી; એટલી બધી, કે કોઈ વાર તો તેથી દયા આવે. આથી કરીને, સ્વાભાવિક રીતે એનો પ્રતિપક્ષ જાગ્યો ને કોંગ્રેસમાં રાષ્ટ્રીય પક્ષ જન્મ્યો. આ પક્ષની ખાસ વિશેષતા એ હતી કે, તે ભીખણુ નીતિ સામે વિરોધ કરતો અને સ્પષ્ટ શબ્દોમાં સરકારની ઝાટકણી કાઢતો. આમ જનતામાં પ્રવેશવાની એ વાતો

રાજકીય ઇતિહાસની સમીક્ષા

કરતો ખરો, અને કાર્યક્રમ પણ યોજતો, જે કદી પળાતો નહિ. એટલે કાર્યદૃષ્ટિએ બેઉ પક્ષોનું સરખું ફીકું હતું. નહોતા તેઓ નવજુવાનોની ઊગતી મુરાદોને સંતોષી શકતા, કે નહોતા તેઓ વધતાં વધતાં નિરાશા સુધી પહોંચવા આવેલા અસંતોષને ખાળી શકતા. અને સરકાર યોગ્ય રાજકીય પ્રવૃત્તિમાત્રને સખતાઈથી દાબતી હતી, એટલે તેમાંથી વેરવૃત્તિ ને ત્રાસનીતિમાં શ્રદ્ધા જાગી, જે યુવાનોની પેલી નિરાશામાં ઉમેરાઈ. તેમાંથી ત્રાસનીતિવાળા રાષ્ટ્રીય પક્ષકારોનું છૂપું મંડળ જાગ્યું, જેને ભૂલથી ‘અરાજકવાદી’ કહેવામાં આવ્યું. કેમ કે, અરાજકવાદ એક જીવનની ફિલસૂફી છે; ક્રોપોટકીન, ટૉલ્સ્ટૉય ને થોરો જેવાં માનવંતાં નામો એની જોડે અનુસંધાયેલાં છે; એને બૉમ્બ ને પિસ્તોલ જોડે ઓછી જ લેવાદેવા છે. પણ, સામાન્ય સરકારી અમલદાર કે તેની સામે ખૂની કે ખૂન કરવા જનાર તરીકે પિંજરામાં ઊભનાર પેલો કહેવાતો ‘અરાજકવાદી’—બેઉ આ વાત સમજવામાં સરખા જ ઊતરે છે.

**અનુકરણયુગના અવશેષ**

આ ત્રણે રાજકીય પક્ષો રાજદ્વારી ચળવળ કરવાની પાશ્ચાત્ય પદ્ધતિ સ્વીકારનારા છે. પ્રથમ પક્ષ તે ખુલ્લી રીતે સ્વીકારે છે, અને પછીના બે પક્ષ, જોર જોરથી એની ના કહેતાં છતાં. પહેલા પક્ષે એમના ગુરુને ઘૂંટણિયે પડી પ્રણિપાતથી અને પછીના બેએ પાકી વિરોધભક્તિ દ્વારા પોતાનો પશ્ચિમ-પ્રેમ બતાવ્યો. માનવચિત્તનું આ સત્ય હિંદુધર્મ સમજે છે, તેથી તેમાં ભક્તિના પ્રકાર તરીકે વિરોધ અને વેરભાવનેય સ્થાન છે, કેમકે એ દ્વારા પણ સામાવાળિયાની શ્રેષ્ઠતા તો સ્વીકારાઈ જ.

આ બધા વિદેશી ફણગા લાંબું જીવી ન શક્યા. એકની નિષ્ફળતાથી બીજા બે ઉશ્કેરાતા. પણ એમનો ઉશ્કેરાટ એના જ ખંડનાત્મક કાર્યને લઈને આજ ઝપાટાભેર એ પક્ષોને જ ઓગિ઼યાં

કરી રહેલ છે. થોડુંઘણું કામ તે પક્ષો કરી ચૂક્યા ને હવે તે વિલીન થાય છે. આ હકીકતથી, હમણાં હમણાંનાં એનાં કાર્યો પરથી દેખાય છે કે, બોખવાળો વળી છંછેડાય છે. પણ સદ્‌ભાગ્યે આપણા રાજકારણમાં સાચી રાષ્ટ્રીય પ્રવૃત્તિ આવી ચૂકી છે. આ પ્રવૃત્તિનો એવો દાવો આપણે કાંઈક વિગતવાર તપાસવો ઘટે. એટલે કશાય પૂર્વગ્રહ વિના, એક અભ્યાસી તરીકે આપણે એ અત્યારે જોઈશું.

હિંદના રાજકીય ક્ષેત્રમાં ગાંધીજી આવ્યા ત્યારથી તેના હેતુઓ, લક્ષ્યો અને પદ્ધતિ સાવ બદલાઈ જ ગયાં છે એમ કહેવાય.

**નવીન યુગનું સ્વરૂપ**

તેઓશ્રી તેની તે જ જૂની સંસ્થાઓ મારફતે કામ તો કરે છે; છતાં બધું જ ફરી ગયું છે. પહેલાં રાજકારણ એ જીવનમાં બીજાં અંગોથી અલગ મનાતું. એટલે ધર્મ, નીતિ, ને સમાજ-જીવનથી તેને વેગળું રખાતું. અર્થશાસ્ત્ર જોડે કાંઈક સંબંધ હોતો ખરો. બાકી, જીવનના અન્ય અંશોથી ભિન્ન રાખીને સમજાય ને આચરી શકાય એવું એ ખાતું ગણાતું હતું. ગાંધીજીની દૃષ્ટિએ, આખું જીવન એક છે; એટલે રાજદ્વારી પ્રવૃત્તિ અને નીતિ, સમાજસુધારો, અર્થશાસ્ત્ર અને આમ સુખાકારીની સામાન્ય બધી વાતો વચ્ચે ગાઢ સંબંધ રહેલો છે, કેમ કે આ બધાં પરસ્પર અસર કરનારી ને પામનારી વસ્તુઓ છે. કોઈ વાર રાજદ્વારી કાર્ય ધપાવવા માટે નૈતિક, સામાજિક અને આર્થિક સુધારણા સર્વોપ્રથ મહત્ત્વનાં હોય એમ બને. બંગાળ, મદ્રાસ કે મહારાષ્ટ્રનો રાષ્ટ્રવાદી રાજકારણમાં જહાલ અને સમાજકારણમાં સાવ જૂનવાણી હોય એમ પૂર્વે બની શકતું. આજ એવી કઢંગાઈઓ નથી રહી. નખશીખ પરદેશી કપડાનો ને ઢંગનો અપ-ટૂ-ડેટ લેબાશ પહેરીને, પૂર્વે, કૉંગ્રેસના માંચડા પરથી વિનીત નેતા

સ્વદેશી ઉપદેશી શકતો. એનો ધંધો કે એની રહેણીકરણી રાષ્ટ્રનાં સર્વોત્તમ સ્થાનો સ્વીકારવામાં પણ આડે ન આવતાં. આ બધું આજ ફરી ગયું છે. ગાંધીજીની શીખથી આપણા ખ્યાલમાં આવ્યું છે કે, આપણી વૈયક્તિક અને રાષ્ટ્રીય ખામીઓને આધારે જ આ રાજ ટકે છે; તે સિવાય તેનું પોતાનું આંતરિક બળ નથી. આપણી નબળાઈઓ અને દુર્ગુણોને લઈને તે ફાવે છે. એટલે, એની સામે થવાનો સારામાં સારો ઉપાય એ જ હોય કે, આપણે આત્મશુદ્ધિ કરવીઃ આપણી સંસ્થાઓની સુધારણા ને આઝાદીની લડત આ આત્મશુદ્ધિની સાથસાથ ચાલવી જોઈએ. સ્વદેશી ધર્મને અંગે કરવાના કામ માટે, સ્વરાજ આવે ને જકાતી રક્ષણનીતિ સ્થપાય ત્યાં સુધી, રાહ જોવા જરૂર નથી. આજ પણ આપણે સ્વેચ્છાપૂર્વક ત્યાગનો ઠરાવ કરી આપણા ઉદ્યોગધંધા ને વેપારરોજગારને મદદ કરી શકીએ. દેશમાં સંપૂર્ણ દારૂનિષેધ કરાવવા આપણે રાજસત્તા આવતા સુધી વાટ જોવી નહિ, પણ જાતે પાલનથી તથા શાંતિપૂર્વક પિકેટિંગ કરીને તે સાધીએ. તેમ જ અસ્પૃશ્યતા–નિવારણનું, કોમી ઐક્યનું, ખલકામ તથા સરકારી અદાલતો અને શાળાઓ છોડવાનું પણ છે. જે આત્મશુદ્ધિ કરવાની છે તેને સારુ સ્વરાજ આવવાથી રાહ આપણે ન જોઈએ, પણ વગર ઢીલે તે શરૂ કરી દઈએ, અને આવા પ્રકારનું કામ રાષ્ટ્રજીવનના આખા ક્ષેત્રમાં વ્યાપવું જોઈએ.

જરૂર, કેટલાક કહેશે કે, આવા વિચારો તો ગાંધીજી આવ્યા પૂર્વે પણ હતા. કેટલીક એમાંની વિગતો બંગાળ પૂનાના જૂના રાષ્ટ્રવાદીઓના કાર્યક્રમમાં હતી. પણ અહીં આગળ મારો મુદ્દો પહેલા શોધનાર ગાંધીજી હતા એ સિદ્ધ કરવાનો નથી. જો હું એટલું બતાવી શકું કે, જનતા આગળ એમણે આ વસ્તુ વધારે જોરથી રજૂ કરી ને તેને અંગે કાંઈક વ્યવસ્થિત રચનાત્મક કાર્ય થાય એમ કર્યું, તો મારો મુદ્દો સરે છે. એમની કાર્યપદ્ધતિમાં

વધારે વિશ્વાસ રાખીને જો દેશે એમને વધારે ને વફાદારીભર્યો સાથ આપ્યો હોત, તો ગયાં દશ વર્ષમાં જે કામ થઈ શક્યું છે તેથી વધારે થાત. પણ થયું તેટલાથી પણ અતિ ભારે ફેરફાર થયો છે. અસહકારયુગ પૂર્વે જેઓને, સદ્‌ભાગ્યે કે દુર્ભાગ્યે, કાંઈ કે સંગીન રાજકીય કાર્ય કરવાનું આવેલું છે, તેઓને આ ફેરફાર જેટલો સ્પષ્ટ સમજાય છે તેટલો કદાચ નવી પેઢીનાઓને ન સમજાય.

બીજો ફેરફાર થયો છે તે રાજદ્વારી કાર્યના ધ્યેય બાબતમાં છે. આજ એનો ઉદ્દેશ એ નથી કે, સરકારી અમલદારો બદલવા કે પરદેશીને કાઢી મૂકવો કે રાજસત્તા દેશી હાથમાં આણવી; આજ ધ્યેય એ છે કે, પ્રજાહિતૈષી, પ્રજાસત્તાક ને પ્રજાકીય રાજ સ્થાપવું. અને પ્રજા એટલે, ગાંધીજી સમજે છે, દરિદ્રનારાયણ; એટલે કે ભૂખ્યાં, નાગાં, દલિત, દરિદ્ર, ને જ્યાંત્યાં દેખાતાં આપણી શરમરૂપ અસ્પૃશ્યો. એમના આચરણથી અને ઉપદેશથી, એમના સાથી ને કાર્યકર્તાઓએ આ ગરીબ સાથે ઐક્ય સાધવાનું હોય છે,—અલબત, પોતપોતાની શ્રદ્ધા ને શક્તિ અનુસાર; પણ છેક સામાન્ય સ્વયંસેવકથી લઈને મોતીલાલ જેવા રાજવી કે જમનાલાલ જેવા લક્ષપતિ સુધીના સૌ એમ કરે છે. એમણે આપણને શીખવ્યું છે કે, નેતા થનારે દરિદ્રનારાયણનો સેવક બનવું જોઈશે. નિરપવાદ સૌએ ગરીબની ખાદી પહેરવી જોઈએ ને યજ્ઞરૂપે યથાશક્તિ કાંતવું જોઈએ. અને ગાંધીજી આમાં આગેવાની કરે છે.

નવીન ધ્યેય

એમણે ઉપદેશ પૂર્વે આચરણ બતાવ્યું ને પોતાના કડક સત્યમય જીવનથી બધાના ઉપર આત્મશુદ્ધિનો પાઠ ઠસાવ્યો. જેને એક ધર્મમંત્ર જેવું કહી શકાય એવી વસ્તુ મહાસભા પાસે નહોતી. એમણે એ વસ્તુ ને એ અનુસાર કાર્યક્રમ યોજી આપ્યાં, અને એ બેઉના વફાદાર સૈનિકો થવા પોતાના દેશબાંધવોને આગ્રહભેર નોતર્યા.

આત્મશુદ્ધિની ભાષા વાપરીને એમણે ખાનગી ને જાહેર નીતિરીતિ વચ્ચેનો ભેદ દૂર કર્યો. તેમણે કહ્યું, 'રાજદ્વારી કાર્યકર્તાઓએ મનમાં આંટી રાખીને બોલવાની જરૂર નથી; અને એવો ઉપદેશ પણ કહેવાની જરૂર નથી કે જે પોતે હૃદયમાં તો સંઘરતા નથી.'

પ્રેમનો કાયદો

આમ, આજ સામ્રાજ્ય સામે પ્રેમના કાયદાનું આવું વ્યવહારુ પાલન ઊભું છે. આ કાયદો તો પુરાણો છે; પણ આ એનો નવો પુરસ્કર્તા એવો છે કે તેની જીવનમાં પૂરેપૂરી વ્યાપ્તિ કરતાં પાછો નથી પડતો, અને એનું એવું સક્રિય સ્વરૂપ યોજ્યું છે કે તે જોઈ આજ જગત ચકિત થાય છે.

પાપનો પાપ દ્વારા કે હિંસાથી સામનો ન કરતા, એમ એ કહે છે. પણ તેનો સામનો સારમાણસાઈથી, પ્રેમના અમોઘ શસ્ત્રથી કરો. આ શસ્ત્ર અનેકરૂપધારી છે. કોઈ વાર તેનું રૂપ સીધો સવિનય ભંગ હોય તો કોઈ વાર પાપ સાથે અસહકાર, એટલે કે જાતની અને પ્રથા તથા સંસ્થાઓની શુદ્ધિરૂપે હોય;— એવી શુદ્ધિ કે જેની તાકાતથી દુષ્ટ કે જુલમીના સીધા કે આડકતરા મળી શકતા કોઈ લાભના પ્રલોભન સામે થવાય.

નવયુગ વિધાયક

એટલે, આ એક એવો સિદ્ધાંત આપણને બતાવાયો છે, કે જેનો પાયો માનવજીવનનાં સર્વ અંગોનું નિયમન કરતાં તત્ત્વો પર રચાયો છે. અને એ તત્ત્વો પર્વત જેટલાં પુરાણાં ને છતાં સત્ય સમાન નાવિન્યપૂર્ણ ને નવશક્તિવાળાં છે. અને એ તત્ત્વનો વ્યવહારમાં અમલ પણ સાથે સાથે આપણી આગળ જોઈ એ છીએ. એટલે એક વિચાર જ આપણી આગળ ઊભો છે એમ નહિ, એક વ્યક્તિમાં એ અવતરેલો પણ આપણી પ્રત્યક્ષ છે. જેમ તત્ત્વનિષ્ઠા

વગરના આદમીનાં કાર્યો અફળ છે, તેમ આદમીની ચલશક્તિ વગરનો વિચાર ખાલી ખોખું છે. કેમ કે, વિચારો જ્યારે તેને અનુરૂપ શરીરોમાં અવતરે છે ત્યારે તે માનવી વ્યવહારમાં કામ દઈ શકે છે. એમ ન અવતરે ત્યાં સુધી તે માત્ર વાદરૂપે રહે છેઃ તાર્કિકોને તે સમજાય છે, પણ તે શ્રદ્ધા ને ઈચ્છાશક્તિને પ્રેરણા આપી જગાડી શકતા નથી. ચલશક્તિધારી ને વ્યવહારદક્ષ લેનિન જેવામાં જો સામ્યવાદ ન અવતર્યો હોત, તો તે માર્ક્સનો એક વાદ માત્ર જ રહેત; જગત પર ઝઝૂમતી આફતરૂપે અને રશિયા જેવા એક ખંડ જેવડા મુલકને નવજીવનદાતા તરીકે તે ન હોત. ગાંધીજી જેવી મહાન નૈતિક ને આધ્યાત્મિક વિભૂતિની વ્યવહારદક્ષતા અને ભારે હિંમત ન હોત તો, સત્ય અને અહિંસા ખાલી સિદ્ધાંતો માત્ર હોત; અથવા, બહુ તો, વનના આશ્રમોમાં આચરાતા હોત, કે ભારેખમ ને રૂપાળા શબ્દોમાં નબળાઓની નબળાઈ ઢાંકવાનાં સાધન બની રહ્યાં હોત.

## ૩. ગાંધીજીની પદ્ધતિ*

૧

‘ ગાંધીવાદ જેવી વસ્તુ નથી ’

આજની સભાના નિમંત્રકોએ મારા વ્યાખ્યાનનો વિષય ‘ ગાંધીવાદ ’ એવો જાહેર કર્યો છે. આ જાહેરાત કરવામાં મને પૂછવામાં નહોતું આવ્યું. મને પૂછત તો હું એનો વિષય, ‘ સામાજિક ને રાજકીય પ્રશ્નો પરત્વે ગાંધીજીની દૃષ્ટિ, ’ અથવા ટૂંકમાં ‘ ગાંધીજીની પદ્ધતિ ’ એવો પસંદ કરત. કેમ કે હું માનું છું કે, હજી સુધી ‘ ગાંધીવાદ ’ જેવું કશું નથી નીપજ્યું. નિરનિરાળા બધા વાદો જે ઊપજે છે તે, જેમના નામ પરથી તેઓ ઘડાય છે ને ઉપદેશાય છે, એમની પ્રેરણાથી નથી થતા; પરંતુ તેવા પુરુષોના અનુયાયીઓ એમના મૂળ વિચારો પર જે મર્યાદાઓ મૂકે છે તેનાથી પરિણમે છે. અનુયાયીઓમાં મૂળ પુરુષની સર્જક પ્રતિભા હોતી નથી; એટલે તેઓ ગુરુનું શિક્ષણ મંત્રબદ્ધ ને તંત્રબદ્ધ કરવા લાગે છે. એમ

* ઈ. સ. ૧૯૩૬ના અંત ભાગમાં, આલ્બર્ટ હોલમાં, કલકત્તાના એક સમાજવાદી મંડળ આગળ આપેલા વ્યાખ્યાનનો આ વિસ્તૃત હેવાલ અંગ્રેજી પરથી છે.
—સંપાદક

કરવા જતાં તેઓ મૂળ સિદ્ધાંતને એકપક્ષી, એકાગ્રહી ( fanatical ) અને ચોકઠા જેવું સકસ કરી દે છે. એથી કરીને, મૂળમાં જે ઊગતી જુવાનીના જેવાં વિકાસક્ષમ તત્ત્વો હોય છે તે નાશ પામે છે.

વળી, ગાંધીજી ફિલસૂફ નથી. તેમણે કોઈ શાસ્ત્ર નથી નિપજાવ્યું. શરૂઆતથી તે વ્યવહારવિદ સુધારક છે. એટલે, જે રૂપે પ્રશ્ન પ્રગટે તે મુજબ તે તેને હાથ પર લે છે ને તેને અંગે લખે છે. મુખ્યતઃ તે કર્મવીર છે; એમને કર્મયોગી કહેવાય છે તે બરોબર છે. તેથી, એમનાં લખાણ, ભાષણ ને કાર્યોમાં કશું તર્કબદ્ધ કે તાત્ત્વિક શાસ્ત્ર ખોળો તો જડવા સંભવ નથી.

**ગાંધીજીનો પ્રતિભાનો પ્રકાર**

આ બાબતમાં એ પ્રાચીન પેગંબરો ને સુધારકો જેવા છે. તેઓની સામે પણ રોજિંદા વ્યવહારના પ્રત્યક્ષ પ્રશ્નો ઊભા હતા. એ ઉકલવાની એમની પાસે હથોટી હતી. તેને અંગે કોઈ શાસ્ત્ર રચવા તે નહિ મથતા. કદાચ, માનસશાસ્ત્રના મુખ્ય સિદ્ધાંતો નક્કી બતાવાતા, પરંતુ તેમાં વિગતો ભરવાનું કામ દરેક જણે, પોતપોતાનાં ખાસ સંજોગો ને જરૂરો જોઈ વિચારીને, કરવાનું રહેતું. સુધારકો પંડિતો કે શાસ્ત્રીઓ નહોતા. ઘણાઓ તો બુદ્ધ, ખ્રિસ્ત ને રામકૃષ્ણાદિ જેમ વાર્તાઓ ને બોધક ટુચકાઓ દ્વારા પોતાનું શિક્ષણ આપતા. જેને તત્ત્વજ્ઞાન કહેવાય એમાં તો તેઓ સાવ અનભિજ્ઞ જેવા જ હતા.

વ્યવસ્થિત ચોકસ શાસ્ત્ર કે દર્શન રચવું એ એમનાથી ઊતરતા દરજ્જાના લોકનું કામ હોતું,—એવા લોકો કે જેમની જીવનદૃષ્ટિની વ્યાપકતા ને વિશાળતા સંકુચિત હોતી.

પોતાનાં મંતવ્યો આખરી છે એવો દાવો ગાંધીજી કદી નથી કરતા. પોતાની પ્રવૃત્તિને એમણે 'સત્યના પ્રયોગો' નામ આપ્યું છે. આ પ્રયોગો હજી ચાલુ છે. એટલે, કોઈ કહે કે તે આખરી સત્ય છે, તો તે વધારેપડતી વાત થાય. એ ખરું કે, સમજદારી કરતાં

અન્યાયો દૂર કરવાની એક નવી રીત યોજી—સત્યાગ્રહના વ્યાપક સિદ્ધાંતોની શોધ કરી. સામાન્ય બને છે તેમ, સિદ્ધાંતનો અમલ પહેલો થયો અને તેનું નામ તથા સ્વરૂપ પછી પ્રગટયાં. એ બાબતમાં ગાંધીજીએ એ શોધ્યું કે, સત્ય અને અહિંસા વ્યકિત તથા કુટુંબના વ્યવહારોમાં જ નહિ, પરંતુ સામુદાયિક સંબંધવ્યવહારોની વ્યવસ્થામાં પણ સારાં ને કાર્યસાધક સાધનો છે.

માનવ ઇતિહાસમાં આ સિદ્ધાંતો અજાણ્યા નહોતા. પ્રાચીન પેગંબરોએ અને આચાર્યોએ એને ઉપદેશ્યા હતા. પરંતુ રાજદ્વારી સંબંધોનું ને કજિયાકંકાસમાં એમનો વિનિયોગ કરવાનો કોઈ વ્યાપક પ્રયોગ થયો નહોતો, એનું શ્રેય ગાંધીજીને છે. મોટા પાયા પર પ્રયોગ કરીને એમણે બતાવ્યું છે કે, વ્યકિત વ્યક્તિના સંબંધમાં જે ખાનદાનીભર્યા ને નૈતિક વર્તનનાં ધોરણો છે તે સમૂહ સમૂહ વચ્ચેના સંબંધ સારુ પણ એટલાં જ સારાં ને કાર્યસાધક છે. અને એ પણ બતાવ્યું કે, વિરોધબળનું કામ અશક્ય કરી મૂકે એવી અસરકારક રીતે, સૂક્ષ્મ એવાં સત્ય અને અહિંસાનું બાહ્ય શરીર ઘડી શકાય છે. એમણે એ શોધ્યું કે, સાચ ને શુભનો સિપાહી, જો ઇચ્છે તો, વિના હિંસા કર્યે, પોતાની પ્રત્યેના અન્યાયાદિને દૂર કરાવી શકે છે.—એમ જ નહિ, અન્યાય અને અહિતની સામે સત્ય અને અહિંસાનું શસ્ત્ર જગજૂના હિંસાશસ્ત્ર કરતાં વધારે સારું ને વધારે કામ દેનારું છે.

૩

**સત્ય ને અહિંસા શા માટે ?**

સત્ય ને અહિંસા આ જગતમાં જીવનમાત્રના મૂળમાં રહેલાં છે એ સિદ્ધ કરવા ગાંધીજીએ અનેક અજમાયશો બતાવી તેમાં એક સીધી સાદી આ હતી: કે, પોતાના વિજયને સારુ સત્યને જૂઠ તથા ફૂડકપટનાં આધાર કે મદદની જરૂર નથી પડતી; પણ અસત્યાદિએ ફાવવું હોય તો તેમને હમેશ સત્યની જરૂર

તો પડે જ છે. ગમે તેવી સ્વાર્થમય કે સમાજદ્રોહક પ્રવૃત્તિનો દાખલો તમે લો. તેમાં એટલું તો મળશે જ કે, તેનો પાયો એમાં ભાગ લેનારાઓમાં પરસ્પર વિશ્વાસ પર હોવાનો. દા૦ત૦, વેપાર. આ એક એવું પ્રવૃત્તિક્ષેત્ર છે કે જ્યાં, કદાચ, સ્વાર્થ ને લોભવૃત્તિને વધારેમાં વધારે સ્થાન હોય છે. છતાં, જો વેપારીઓ માંહોમાંહે વિશ્વાસ ન કરે અને તેમનો બોલ કરાર જેટલો ન પરમાણાય, તો તેમનો એક સોદો તો શું, એમની એક દાવપેચી પણ, લાંબી નભે નહિ. ચોરડાકુઓએ અન્યોન્ય વિશ્વાસ રાખવો જોઈએ છે. કોઈ વાર તો, આ વિશ્વાસપાલન સારુ, પોતાનો વ્યક્તિગત લાભ પણ તેઓને જતો કરવો પડે છે. ટૂંકમાં, એક પ્રવૃત્તિ એવી નથી કે જેને પોતાના મૂળ સિદ્ધાંતરૂપે સત્ય ન લેવું પડે.

એવું જ અહિંસાને માટે પણ છે. સંગઠિત ને વ્યવસ્થિત હિંસાબળમાં પડેલા લોકો જો પોતાના દળ પૂરતો અહિંસાધર્મ ન પાળે, તો એમનું પેલું હિંસાબળ નભી કે સંભવી ન શકે. આ મૂલસિદ્ધાંત સાચવ્યા વગર શત્રુ સામે તેઓ લડી જ ન શકે. કોઈ લશ્કર જો માત્ર હિંસામાં માનતું હોય તો, તે શત્રુને સમો કરે તે પહેલાં પોતે જ માંહોમાંહે ખલાસ થઈ જાય.

એટલે, આ બેને જીવનમાત્રના મૂળસિદ્ધાંતો સમજીને ગાંધીજી એમને રાજકીય ક્ષેત્રમાં લાગુ કરે છે. માનવ પ્રવૃત્તિનું આ એવું ક્ષેત્ર [illegible] કે જેમાં, પરિણામ જોઈને હંમેશ એમ વિચારાયું છે કે, કૂડકપટ ને હિંસા તેમાં વધારે કાર્યસાધક છે. પણ ગાંધીજી કેવળ આ તાત્ત્વિક મૂલસિદ્ધાંતોની શક્તિ પર આધાર નથી બાંધતા, કાર્ય સારવાનું કામ તે સૂક્ષ્મ શક્તિઓ પર જ નથી છોડતા. સામાવાળિયાનો કેવળ હૃદયપલટો જ માત્ર તે નથી માનતા. આ બધા ઉપરાંત તે અન્યાય અને અહિતના ભોગ બનેલાને સંગઠિત કરી સશક્ત બનાવવાય મથે છે. અને તેઓ બરોબર

અન્યાયો દૂર કરવાની એક નવી રીત યોજી—સત્યાગ્રહના વ્યાપક સિદ્ધાંતોની શોધ કરી. સામાન્ય બને છે તેમ, સિદ્ધાંતનો અમલ પહેલો થયો અને તેનું નામ તથા સ્વરૂપ પછી પ્રગટ્યાં. એ લડતમાં ગાંધીજીએ એ શોધ્યું કે, સત્ય અને અહિંસા વ્યક્તિ તથા કુટુંબના વ્યવહારોમાં જ નહિ, પરંતુ સામુદાયિક સંબંધવ્યવહારોની વ્યવસ્થામાં પણ સારાં ને કાર્યસાધક સાધનો છે.

માનવ ઇતિહાસમાં આ સિદ્ધાંતો અજાણ્યા નહોતા. પ્રાચીન પેગંબરોએ અને આચાર્યોએ એને ઉપદેશ્યા હતા. પરંતુ રાજદ્વારી સંબંધોનું ને કજિયાકંકાસમાં એમનો વિનિયોગ કરવાનો કોઈ વ્યાપક પ્રયોગ થયો નહોતો, એનું શ્રેય ગાંધીજીને છે. મોટા પાયા પર પ્રયોગ કરીને એમણે બતાવ્યું છે કે, વ્યક્તિ વ્યક્તિના સંબંધમાં જે ખાનદાનીભર્યાં ને નૈતિક વર્તનનાં ધોરણો છે તે સમૂહ સમૂહ વચ્ચેના સંબંધ સારુ પણ એટલાં જ સારાં ને કાર્યસાધક છે. અને એ પણ બતાવ્યું કે, વિરોધબળનું કામ અશક્ય કરી મૂકે એવી અસરકારક રીતે, સૂક્ષ્મ એવાં સત્ય અને અહિંસાનું બાહ્ય શરીર ઘડી શકાય છે. એમણે એ શોધ્યું કે, સાચ ને શુભનો સિપાહી, જો ઇચ્છે તો, વિના હિંસા કર્યે, પોતાની પ્રત્યેના અન્યાયાદિને દૂર કરાવી શકે છે.–એમ જ નહિ, અન્યાય અને અહિતની સામે સત્ય અને અહિંસાનું શસ્ત્ર જગજૂના હિંસાશસ્ત્ર કરતાં વધારે સારું ને વધારે કામ દેનારું છે.

૩

સત્ય ને અહિંસા આ જગતમાં જીવનમાત્રના મૂળમાં રહેલાં છે એ સિદ્ધ કરવા ગાંધીજીએ અનેક અજમાયશો બતાવી તેમાં એક સીધી સાદી આ હતીઃ કે, પોતાના વિજયને સારુ સત્યને જૂઠ તથા કૂડકપટનાં આધાર કે મદદની જરૂર નથી પડતી; પણ અસત્યાદિએ ફાવવું હોય તો તેમને હમેશ સત્યની જરૂર

**સત્ય ને અહિંસા શા માટે ?**

તો પડે જ છે. ગમે તેવી સ્વાર્થમય કે સમાજદ્રોહક પ્રવૃત્તિનો દાખલો તમે લો. તેમાં એટલું તો મળશે જ કે, તેનો પાયો એમાં ભાગ લેનારાઓમાં પરસ્પર વિશ્વાસ પર હોવાનો. દા૦ત૦, વેપાર. આ એક એવું પ્રવૃત્તિક્ષેત્ર છે કે જ્યાં, કદાચ, સ્વાર્થ ને લોભવૃત્તિને વધારેમાં વધારે સ્થાન હોય છે. છતાં, જો વેપારીઓ માંહોમાંહે વિશ્વાસ ન કરે અને તેમનો બોલ કરાર જેટલો ન પ્રમાણાય, તો તેમનો એક સોદો તો શું, એમની એક હાવપેચી પણ, સાંભી નભે નહિ. ચોરડાકુઓએ અન્યોન્ય વિશ્વાસ રાખવો જોઈએ છે. કોઈ વાર તો, આ વિશ્વાસપાલન સારુ, પોતાનો વ્યક્તિગત લાભ પણ તેઓને જતો કરવો પડે છે. ટૂંકમાં, એક પ્રવૃત્તિ એવી નથી કે જેને પોતાના મૂળ સિદ્ધાંતરૂપે સત્ય ન લેવું પડે.

એવું જ અહિંસાને માટે પણ છે. સંગઠિત ને વ્યવસ્થિત હિંસાબળમાં પડેલા લોકો જો પોતાના દળ પૂરતો અહિંસાધર્મ ન પાળે, તો એમનું પેલું હિંસાબળ નભી કે સંભવી ન શકે. આ મૂળસિદ્ધાંત સાચવ્યા વગર શત્રુ સામે તેઓ લડી જ ન શકે. કોઈ લશ્કર જો માત્ર હિંસામાં માનતું હોય તો, તે શત્રુને સમો કરે તે પહેલાં પોતે જ માંહોમાંહે ખલાસ થઈ જાય.

એટલે, આ બેને જીવનમાત્રના મૂળસિદ્ધાંતો સમજીને ગાંધીજી એમને રાજકીય ક્ષેત્રમાં લાગુ કરે છે. માનવ પ્રવૃત્તિનું આ એવું ક્ષેત્ર છે કે જેમાં, પરિણામ જોઈને હંમેશ એમ વિચારાયું છે કે, કૂડકપટ ને હિંસા તેમાં વધારે કાર્યસાધક છે. પણ ગાંધીજી કેવળ આ તાત્ત્વિક મૂળસિદ્ધાંતોની શક્તિ પર આધાર નથી બાંધતા, કાર્ય સારવાનું કામ તે સૂક્ષ્મ શક્તિઓ પર જ નથી છોડતા. સામાવાળિયાનો કેવળ હૃદયપલટો જ માત્ર તે નથી માનતા. આ બધા ઉપરાંત તે અન્યાય અને અહિતના ભોગ બનેલાને સંગઠિત કરી સશક્ત બનાવવાય મથે છે. અને તેઓ બરોબર

સંગઠિત થાય તે સારુ એ એમને પોતાનો કુસંપ, પોતાની સંકુચિત સ્વાર્થદષ્ટિ, અને પરસ્પર અન્યાય દૂર કરવા કહે છે. અને એમ કરીને સંગઠિત ને સશક્ત થયા પછી, તે તેમને, અન્યાય અને જુલમને જે સહકાર પોતે આપી રહ્યા છે, તે લઈ લેવા જણાવે છે. ટૂંકમાં, અનિષ્ટ સાથે અસહકાર કરવા એમને એ કહે છે.

અસહકાર અને હડતાલ

ભૂતકાળમાં કેવું હશે તે કોણ જાણે, આજની દુનિયામાં તો એમ છે કે, મજબૂરના, મનથી કે કમનથી, સ્વેચ્છાપૂર્વક કે પરવશ થઈને અપાયેલા સહકાર પર જુલમનું તંત્ર નભે છે. તેઓ જો કશી મદદ, કાંઈ પણ સહકાર આપવાનું ના પાડે, તો અનિષ્ટ અને અન્યાયને લાંબું ટકવાનું ભારે પડી જાય. ઔદ્યોગિક હડતાલો પરથી આ સમજાય એવું છે. જ્યારે જ્યારે મજૂરોએ સહકાર ખેંચી લેવાનું ઠરાવ્યું છે, ત્યારે ત્યારે મૂડીદારને અચૂક માન્યા કહેવું પડ્યું છે. છૂટાછવાયા આવા એકાકી ઝઘડાઓનું ફળ જોઈને, આજ મજૂરદળ પોતાની સર્વસામાન્ય ફરિયાદો દૂર કરાવવા માટે તથા રાજકીય ને ક્રાંતિના લાભમાં, સર્વ મજૂરોની સમગ્ર હડતાલ પાડવાની વાતો કરતું થયું છે. બાહ્યતઃ જોતાં, હડતાલ એ અસહકાર કે સત્યાગ્રહ નથી તો બીજું શું છે? ગાંધીજીનો સત્યાગ્રહ અને મજૂર હડતાલ એ બેનાં આંતર પ્રેરકતત્ત્વો ભિન્ન છે, જોકે તેમ હોવું જોઈએ એવું કાંઈ કારણ નથી. પરંતુ સહકાર ખેંચી લેવાની જે પદ્ધતિ છે તે બેઉમાં સમાન છે. આ પદ્ધતિ જો પ્રત્યક્ષ પરિણામ લાવી દે, તો પછી સત્યાગ્રહ વિષે શું કામ સાથંક થવું જોઈએ?

સત્યાગ્રહ એક હડતાલરૂપ છે; ને વિશેષમાં કાંઈક છે. અને તે કાંઈક એવું છે કે તેનાથી લડનારાઓની, નીતિમત્તાથી માત્રા

વધે છે, ને સામાવાળાના નીતિદાવામાં મોટી બાધ આવે છે. એનાથી ત્રાહિત પક્ષની વધારે સહાનુભૂતિય મળે છે. એટલે, સત્યા-

સત્યાગ્રહની વિશેષતા

ગ્રહથી, સહકારના ઇનકારનાં બાહ્ય શસ્ત્રોને પોતા કરતાં વધારે સૂક્ષ્મ ને માનસિક શક્તિઓની મદદ મળે છે ને તેમનું બળ વધે છે. હડતાલિયા' તરીકે અસહકાર–સત્યાગ્રહી વધારે સારો સફળ છે. એની નિર્ણયશક્તિ ઈર્ષ્યા, આવેશ અને ક્રોધથી કલુષાતી નથી. તે પોતાના સામાવાળિયાનાં શસ્ત્ર નકામાં કરી મૂકે છે; ત્રાહિતોની ભારે મોટી સહાનુભૂતિ મેળવે છે. સ્વેચ્છાપૂર્વક સહન કરતાં હમેશ આત્મોન્નતિને વેગ મળે છે એની એની શ્રદ્ધાની પણ એને એક ઢાલ છે.

પરંતુ આ બધાં સૂક્ષ્મ અંગો ને બળો બાજૂએ રાખી, આપણે સહકાર ન આપવાની બાહ્ય બીના જ માત્ર જોઈ એ, તો એમાં શું ગૂઢત્વ છે વારુ ? છેલ્લાં ૧૫૦ વર્ષથી ઔદ્યોગિક ઝઘડાઓમાં એ જ સફળ રીતે વપરાતું આવેલું શસ્ત્ર છે, અને એના વિના આજની સર્વસામાન્ય હડતાલો, આર્થિક અસહકારની ધાક, સમાજવાદ ને સામ્યવાદ વગેરે વાતો પણ ક્યાંથી જ હોત ? સત્યાગ્રહ કશુંક આધ્યાત્મિક ગૂઢ વસ્તુ છે એ તો ક્યારે સાચું કહેવાય કે જો તે કંઈક અદ્દભુત, અલૌકિક કે અવ્યવહારુ ચીજ હોય. સર્વસામાન્ય હડતાલ સમજાય એવી વ્યવહારુ વસ્તુ છે; તો સત્યાગ્રહ શું કામ ન સમજાય એવી વસ્તુ હોવી જોઈએ ? પણ, શબ્દજાળ ને તેના વિકલ્પોમાં માનવબુદ્ધિને ગૂંચવી લઈ, જ્યાં ભેદો નથી ત્યાં ભેદો ખડા કરવાનું કામ કેવું સહેલું છે ! ગાંધીજીની ભાષામાં, સત્યાગ્રહની પરિભાષામાં બોલો, કે એક સ્પષ્ટ પડેલું લડતનું વસ્તુ ગૂઢ, આધ્યાત્મિક ને તરંગી થઈ ગયું, અને તેથી અવાસ્તવ ! સર્વસામાન્ય હડતાલની પરિભાષા વાપરો, કે એની એ જ વસ્તુ શાસ્ત્રીય થઈ; અરે ના, ઐતિહાસિક નિયતિ થઈ ગઈ !

## ૪

આમ, આજના ભણેલાના લક્ષમાં ગાંધીજીના સત્યાગ્રહનું આ રહસ્ય જ નથી આવતું એમ નહિ, રાજકારણમાં તેમના સત્યસિદ્ધાંતનો વિનિયોગ પણ લક્ષમાં નથી આવતો. સામુદાયિક અને આંતરરાષ્ટ્રીય વ્યવહાર સંબંધોમાં સત્યાચાર, એ આજની જગતની સ્થિતિમાં, અતિ ભારે જરૂરનું લેખાય છે. રાજદ્વારી મુત્સદ્દીગીરી જો અણુસુધરી રહેશે તો આધુનિક સંસ્કૃતિનું આખું તંત્ર તૂટી પડવાની ભારે ધાસ્તી આજ છે. ગયા મહાયુદ્ધ દરમિયાન ડૉ. વૂડ્રો વિલ્સન અને બીજા અતિ વ્યવહારકુશળ મુત્સદ્દીઓને આ સ્પષ્ટ સમજાયું હતું. હવે જો જોઈએ કે, રાજકાજમાં સત્ય એટલે શું, તો જેને જાહેર—ખુલ્લી મુત્સદ્દીગીરીનું મોટું ગૌરવશાળી નામ અપાય છે એ જ તે નથી? દુનિયાનાં રાષ્ટ્રો આગળ જ્યારે આ સિદ્ધાંત ડૉ. વિલ્સને મૂક્યો ને રાષ્ટ્રસંઘ સ્થાપવા સલાહ આપી, ત્યારે તેને કોઈએ ગૂઢવાદી, આધ્યાત્મિક ને અવ્યવહારુ રાજનીતિજ્ઞ નહોતો કહ્યો. જ્યારે રશિયા કે સમાજવાદ કે સામ્યવાદ જાહેર મુત્સદ્દીગીરીની વાત કરે છે, ત્યારે આજનો ભણેલો નથી ચમકતો. (તે એટલા માટે કે એમનું કહેવું ગંભીરતાપૂર્વક નથી હોતું?) પરંતુ જ્યારે રાજકાજમાં સત્યાચારની વાત ગાંધીજી કરે છે, ત્યારે ભણેલા નવાઈ પામી હાથ ઊંચા કરે છે, ને ગુમરાણ કરી મૂકે છે, "આ તે કેમ બની શકે? માનવ સ્વભાવ છે તે છે, તે

ભણેલાઓનો ભાષાભ્રમ

કહે છે કે તે મહાપુરુષમાં અવતર્યો, તો તે પૂર્વનું વહેમખાતું લેખાય; વળી, હિંદુ મૂર્તિપૂજા કરે તો તે બધું વહેમખાતું થયું. પરંતુ, એક પુસ્તક કે ધર્મગ્રંથ વસ્ત્રથી સારી પેઠે લપેટાય અને જ્યારે જ્યારે એને અડકવામાં કે ઉઘાડવામાં આવે ત્યારે ત્યારે તેને ચુમાય, તો તે તર્કશુદ્ધ કહેવાય. 'રાજકાજમાં ખુલ્લી મુત્સદ્દીગીરી' એમ કહો તો તમે વ્યવહારચતુર રાજપુરુષ ગણાઓ; પણ જો 'રાજકાજમાં સત્યાચાર'ની વાત કહો તો લાગલા જ તમે ગૂઢવાદી, મહાત્મા, અને એથી કરીને અવ્યવહારી રાજપુરુષમાં ખપો! સર્વ-સામાન્ય હડતાલની પરિભાષામાં બોલો તો તમે શાસ્ત્રશુદ્ધ કહેવાશો; પણ સત્યાગ્રહની વાત કરો કે તમે અશાસ્ત્રીય પરાગતિક થઈ ગયા! ખરેખર, આવી અતિ સ્પષ્ટ ને સરળ વિચારણા જોઈને જ ઍરિસ્ટોટલને કહેવું પડયું હશે—ને પાકા શાસ્ત્રીય પુરાવા પરથી—કે, માણસ એટલે વિચાર કરનારું પશુ!

૫

પણ આપણો વિષય આગળ ચલાવીએ. પોતાની લડતપદ્ધતિ ને તેનું આયોજન ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં શોધ્યાં ને ખીલવ્યાં.

હિંદમાં સત્યાગ્રહનો પ્રયોગ

એ જ શસ્ત્ર એમણે અહીં પણ અનેક વાર વાપર્યું છેઃ—ચંપારણમાં અને અસહકારની ત્રણ લડતોમાં. આ બધા પ્રસંગોમાં, એમણે પોતાનું કે પ્રજાકીય સાધ્ય પ્રાપ્ત નથી કર્યું, છતાં તેમાં સંગીન સફળતા મળી છે. સશસ્ત્ર હુમલો પણ પહેલે જ મોરચે હમેશ ફાવે જ [illegible] એમ નથી. કોઈ મુદ્દાને લઈને લડાતા લાંબા યુદ્ધમાં અનેક હુમલા, ઝપાઝપી, અને ઘેરાઓ થાય છે, ને તેઓમાંથી કોઈમાં ફાવ્યા તો કોઈમાં પાછાય પડાય છે. જો ગૌણ મોરચામાં લશ્કર જીતે તો તે ફાવ્યું એમ ગણવું જોઈએ, અને વખત જતાં સંપૂર્ણ વિજય મેળવી પોતાના ધ્યેયને સાધશે એમ તે આશા રાખે એ બરોબર છે. અરે, ગૌણ મોરચામાં વિફળતા

મળે હોય, જો લશ્કર બિનરોક આગળ વધતું હોય અને એનાં શિસ્તસંગઠન અક્ષત હોય, તથા સામનો કરવાની તેની શક્તિ વધી હોય, ને ઉત્તરોત્તર વધારે સારું કામ આપી શકે એમ હોય, તો, સાધ્ય ન સધાતાં છતાં, તેની સાધનપદ્ધતિ સારી સફળ છે એમ લેખાવું જોઇએ.

તે દ્વારા રાષ્ટ્રની પ્રગતિ થઈ છે

હવે આ ખ્યાલમાં રાખી, રાષ્ટ્રે ગાંધીજીના હાથ નીચે જે યુદ્ધ ચલાવ્યું તે તપાસીએ, તો તેથી રાષ્ટ્રે પ્રગતિ કરી છે, સામનો કરવાની તેની શક્તિ વધી છે, એ વાતની ના પાડનાર ઓછા જ હશે. શક્તિ, નીડરતા, શિસ્ત અને સંગઠનની દૃષ્ટિએ, આ સત્યાગ્રહી લડતોનું ચોખ્ખું પરિણામ રાષ્ટ્રની પ્રગતિ જ છે; એનો ઇનકાર કોઈ માત્ર પૂર્વગ્રહથી જ દોરવાઈને કરે તો ભલે. બાકી, દરેક લડતમાં દમન વધ્યું છે ને તેથી પ્રજાની હાડમારી ને સહન પણ વધ્યાં છે; પરંતુ દરેક વેળા પ્રજાએ અગાઉ કરતાં વધારે સહાનુભૂતિથી ને શક્તિથી તેમાં ભાગ લીધો છે. ૧૯૨૦–૨૧ કરતાં ૧૯૩૦માં પ્રજાએ સારો ઉત્સાહ બતાવ્યો, અને ૧૯૩૨–૩૩માં તો તેથીય વધારે સારો. બાહ્ય પરિણામની દૃષ્ટિએ છેલ્લી લડતનું ફળ ૧૯૩૦ના જેટલું સાનુકૂળ ન નીવડ્યું, પરંતુ રાષ્ટ્ર વધારે લાંબી લડાઈ લડ્યું હતું અને સામેથી વધારે સખત ઝીક પોતે ઝીલી હતી. સરકારી દમન વધારે સખત અને સચોટ હતું, ને તેના જોરદાર ઘસારાની મારો ને પરિણામી સહનના થાકથી પ્રજાને લડત મોકૂફ રાખવી પડી; તે છતાં તેની આંતરશક્તિ ૧૯૩૦ કરતાં ક્યાંય વધારે હતી. એ જોવા મળ્યું, પછીની વડી ધારાસભાની ચૂંટણી વેળા. રાષ્ટ્રે તેમાં સંગીન વિજય મેળવ્યો. સત્યાગ્રહ ચાલતો રાખીને તે વખતે પોતાનું સહન લંબાવવાની રાષ્ટ્રની તૈયારી નહોતી; પરંતુ એનાં દિલ અને શિસ્ત પૂરાં સાબૂત હતાં. એટલે,

સત્યાગ્રહની ત્રણ લડતોનું તાત્કાલિક પરિણામ હાર, તહકૂબી, ને વળી હાર એમ આવ્યું તે છતાં, રાષ્ટ્ર પોતાના ધ્યેય પ્રતિ સ્થિર ડગે પ્રગતિ જ કરતું ગયું છે. છેવટે, ધ્યેયને તો એક જ વાર પહોંચી શકાવાનું—ત્યાં પહોંચ્યા એટલે પહોંચ્યા. અને વિજયોની એક આખી માળા પણ ત્યાં નય પહોંચાડે એમ બને. પણ, બાહ્યતઃ જય હો કે પરાજય હો, જેનાથી આપણું બળ વધતું જાય એ વસ્તુને સાચી સફળ ગણવી જોઈએ; કેમ કે એ આપણને અંતિમ ધ્યેયની નજીક લાવનારી વસ્તુ છે.

૬

**હિંદ માટે સર્વોત્તમ માર્ગ**

હવે સત્યાગ્રહપદ્ધતિની પૂર્વની પદ્ધતિઓએ રાષ્ટ્ર આટલો આગળ વધ્યો હોત કે કેમ તે જોઈએ. તો, જેઓ ગમે તેવા પણ સંજોગોમાં રાજ્યમાન્ય રસ્તાઓને જ વરેલા છે એમને બાદ કરો પછી, એકેએક નિષ્પક્ષપાત માણસ કબૂલ કરશે કે, ગાંધીજીની સત્યાગ્રહની પદ્ધતિ મહાસભાની તેની પુરોગામી પદ્ધતિઓ—રાજમાન્ય રસ્તે જાગૃતિ આણવી, અરજી, આજીજી અને વિરોધ કરવાં—એના કરતાં ચોક્કસ સારી નીવડી છે.

પણ ટીકાકાર એમ કદાચ કહે કે, જૂની પદ્ધતિથી તો એ આવકારપાત્ર સુધારો છે; તેનાથી રાષ્ટ્રપ્રગતિને જરૂર વેગ મળ્યો; પરંતુ એ દઈ શકે તે કામ હવે પૂરું થયું છે ને એ પદ્ધતિ કામ કરી ઊતરી છે; હવે એ આપણને વધારે આગળ મદદ કરી શકે એમ નથી. એમ હોય તોય, તેને બદલે વધારે સારી ને વધુ કાર્યસાધક પદ્ધતિ સૂચવવાનું કામ તેવી ટીકા કરનારાઓને માથે છે. એમાંના કોઈએ વ્યવસ્થિત સામનો કરવાની કશી નવી પદ્ધતિ આપણી આગળ રજૂ કરી છે? હું નથી માનતો, કોઈએ કરી હોય. હું ઊલટું માનું છું કે, ભિન્ન ભિન્ન તરહનાં ને ગરમ ગણાતાં મંડળોના વિચારવંત સભ્યો

માર્ગ એણે ખોળવો જોઈએ. અને એવો રસ્તો સ્વરાજ માટેની આપણી આ સત્યાગ્રહી લડતપદ્ધતિ છે.

એટલે, રાજસત્તા કબજે કરવા માટેની લડતનો કોઈ અન્ય ક્રાંતિકારી કાર્યક્રમ ખોળો તો, ગાંધીજીએ સત્યાગ્રહનો જે કાર્યક્રમ યોજ્યો છે અને અમલમાં મૂક્યો છે, તેનો બંધબેસતો અવેજ કે તેનું સૂચન સરખુંય કોઈ પણ પક્ષે બતાવેલું મળતું નથી.

૭

રચનાત્મક ક્રાંતિ

ક્રાંતિ માટેની લડતમાં, પ્રત્યક્ષ લડતનો કાળ અને જ્યારે પ્રજાકીય થાક અને રાજકીય દમનને કારણે લડતનાં દુઃખ ને જોખમો ન જીરવાવાથી તે ચાલુ ન રાખી શકાતી હોય તેવો સમય—એકનું સરખું જ મહત્ત્વ છે. આવે શાંતિને વખતે પ્રજાની પાસે કાંઈક ઉપયોગી રચનાત્મક કામ હોવું જોઈએ. એ જો ન હોય તો લડનારાઓનું દલ અસ્તવ્યસ્ત થઈ વેરાઈ જાય. સત્યાગ્રહના સિપાહીએ પણ વચ્ચે વચ્ચે પોતાની છાવણીમાં ભરતી થવું જોઈએ. તેને તૈયાર ને તાજો રાખે એવી તાલીમો છાવણીમાં તેને મળવી જોઈએ. આવા કાંઈક નિરાંતના સમયો મળે ત્યારે આપણું સંગઠન સબળ કરી લેવાનું પણ કામ થવું જોઈએ. આ બધું જો ન થાય, તો ફરી લડત ઊપડે ત્યારે સત્યાગ્રહી દળની સ્થિતિ અસંગઠિત અને અતત્પરતાની જ હોય.

આવા પ્રકારની રાજકીય મંદી કે નિરાંતના સમય માટે ગાંધીજીએ, જેને તે રચનાત્મક કાર્યક્રમ કહે છે, તેની યોજના કરી છે. ખાદી, ગ્રામોદ્યોગ, ગ્રામસેવા, રાષ્ટ્રીય કેળવણી, મજૂર-સંગઠન, હરિજનસેવા, હિંદીપ્રચાર વગેરે એ રીતનાં ચોકકું કાર્યો છે. તેને એમણે સંસ્થાબદ્ધ કરી સંગઠ્યાં છે. આ કાર્યો પોતે પણ સ્વતંત્રપણે સારાં છે, અને તે મારફત કાર્યકર્તાઓના દળને કરતબગીરી

માને છે કે, આજ જગત જે સ્થિતિમાં છે, ને હિંદ ખાસ કરીને, તે જોતાં, લડતની પદ્ધતિ અહિંસક જ હોવી જોઈએ. આજની સરકારો જે જાતનાં શસ્ત્રાસ્ત્રોનો ઇજારો કરી બેઠેલી છે તેમની આગળ બંદૂક પણ બીચારી જૂના જમાનાની લાઠી ને તીરકામઠાં જેવી જ છે. હવાઈ જહાજો અને રાસાયનિક શસ્ત્રોનો લડાઈનો સરંજામ રાજસત્તાઓના હાથમાં છે; એટલે, શસ્ત્રસજ્જ પ્રજા હોય તેને પણ હિંસાબળે સામનો કરવો એ તો સાવ શેખચલ્લી-વત જ છે; ત્યાં આગળ હિંદની શસ્ત્રહીન પ્રજાની તો ગુજર જ શી ? વળી, લશ્કરી ઢબે ખુલ્લું—જાહેર સંગઠન કરવું અશક્ય છે. અહિંસક ઢબે જ આપણું સંગઠન કરી શકીએ. અને, છેવટે જો જોઈએ તો, શસ્ત્રયુદ્ધમાં પણ શ્રેષ્ઠ મહત્ત્વનું શું છે ? નીતિમત્તા, શિસ્ત, સંગઠન, એકસંપ, હિંમત અને બલિદાનશક્તિ. સત્યાગ્રહ આ જ ગુણોને મુખ્યત્વે ખીલવે છે. એટલે, છેવટનો ફેંસલો હિંસાથી હો કે અહિંસાથી, અત્યારે ગાંધીજીના હાથ તળે પ્રજા જે ગુણોની તાલીમ મેળવતી જાય છે એ સંઘરવા જેવા ને ખીલવવા જેવા છે. એની વ્યાપક ખિલવણી શાંતિમય સાધનોથી થઈ શકે. આ બધા ગુણો ધરાવતું એક નાનકડું ક્રાંતિવાદી મંડળ હોઈ શકે. પરંતુ, આખો રાષ્ટ્ર કે તેનો ઠીક ઠીક મોટો ભાગ છૂપી રીતોથી આ ગુણો ન ખીલવી શકે. એટલે, અંતે હિંસક ફેંસલો હશે તો તેને સારુય, આજ હિંદીને જે ગુણોની તાલીમ મળે છે તે લાભમાં છે, કેમ કે એ ગુણો, હિંસક કે અહિંસક ગમે તે પ્રકારના યુદ્ધના મૂળભૂત છે. એટલે, હંમેશને માટે નહિ તોય ઘણાં વર્ષો સુધી તો આ સત્યાગ્રહની કે હડતાલની પદ્ધતિ જ વાપરી શકાય એવી રહે છે. અને વ્યવહારદક્ષ સુધારકે ભવિષ્યમાં દૂર સુધી જોવા જરૂર નથી; તેમ જોઈ શકાતુંય નથી. આજ પૂરતો જ જો એ વિચાર કરે તો ઠોકર ખાય; તેમ જ જો એ અતિ દૂરના ભવિષ્ય સામું તાકીને ચાલે, તોપણ ઠોકર ખાય. એટલે, આ બે માર્ગો વચ્ચેનો મધ્યમ

માર્ગ એણે ખોળવો જોઈએ. અને એવો રસ્તો સ્વરાજ માટેની આપણી આ સત્યાગ્રહી લડતપદ્ધતિ છે.

એટલે, રાજસત્તા કબજે કરવા માટેની લડતનો કોઈ અન્ય ક્રાંતિકારી કાર્યક્રમ ખોળો તો, ગાંધીજીએ સત્યાગ્રહનો જે કાર્યક્રમ યોજ્યો છે અને અમલમાં મૂક્યો છે, તેનો બંધબેસતો અવેજ કે તેનું સૂચન સરખુંય કોઈ પણ પક્ષે બતાવેલું મળતું નથી.

૭

**રચનાત્મક ક્રાંતિ**

ક્રાંતિ માટેની લડતમાં, પ્રત્યક્ષ લડતનો કાળ અને જ્યારે પ્રજાકીય થાક અને રાજકીય દમનને કારણે લડતનાં દુઃખ ને જોખમો ન જીરવાવાથી તે ચાલુ ન રાખી શકાતી હોય તેવો સમય—બેઉનું સરખું જ મહત્ત્વ છે. આવે શાંતિને વખતે પ્રજાની પાસે કાંઈક ઉપયોગી રચનાત્મક કામ હોવું જોઈએ. એ જો ન હોય તો લડનારાઓનું દલ અસ્તવ્યસ્ત થઈ વેરાઈ જાય. સત્યાગ્રહના સિપાહીએ પણ વચ્ચે વચ્ચે પોતાની છાવણીમાં ભરતી થવું જોઈએ. તેને તૈયાર ને તાજો રાખે એવી તાલીમો છાવણીમાં તેને મળવી જોઈએ. આવા કાંઈક નિરાંતના સમયો મળે ત્યારે આપણું સંગઠન સબળ કરી લેવાનું પણ કામ થવું જોઈએ. આ બધું જો ન થાય, તો ફરી લડત ઊપડે ત્યારે સત્યાગ્રહી દળની સ્થિતિ અસંગઠિત અને અતત્પરતાની જ હોય.

આવા પ્રકારની રાજકીય મંદી કે નિરાંતના સમય માટે ગાંધીજીએ, જેને તે રચનાત્મક કાર્યક્રમ કહે છે, તેની યોજના કરી છે. ખાદી, ગ્રામોદ્યોગ, ગ્રામસેવા, રાષ્ટ્રીય કેળવણી, મજૂર-સંગઠન, હરિજનસેવા, હિંદીપ્રચાર વગેરે એ રીતનાં થોડાંક કાર્યો છે. તેને એમણે સંસ્થાબદ્ધ કરી સંગઠ્યાં છે. આ કાર્યો પોતે પણ સ્વતંત્રતયા સારાં છે, અને તે મારફત કાર્યકર્તાઓના દળને કરતબગીરી

મળી રહે છે, અને એમાં ભાગ લેવા મારફતે પ્રજા પણ જાહેર સેવા ને જવાબદારીના પાઠો શીખે છે. અને એ એટલે જ પૂરું નથી થતું; જ્યારે વ્યાપક સવિનય કાનૂનભંગ મુલતવી રખાય છે, ત્યારે સરકાર સાથેના ઝઘડાના વિશેષ મુદ્દાઓ પર પણ સ્થાનિક લડતો ચાલુ રહે છે. જેમ કે, બારડોલીની લડત એ જાતની હતી.

રચનાત્મક કાર્યક્રમની આ ગૌણ પ્રવૃત્તિઓ એક એ પણ સાધે છે કે, તે એવા માણસોને પોતા તરફ આકર્ષી આણે છે, કે જેઓ યા તો રાજદ્વારી અમલી ઉપાયોમાં માનતા નથી કે જેમનો રાજકીય કરતાં સામાજિક કામોમાં વિશેષ રસ છે.

ગાંધીજી અને એમના સાથીઓ આ કાર્યોને સામાજિક તેમ જ રાજકીય બેઉ દૃષ્ટિકોણથી અવલોકનારા છે. એટલે, આ કાર્યોમાં રત હોય છે ત્યારેય તેઓ કદી એ વસ્તુ નથી વીસરતા કે, મુખ્યત્વે તો પોતે આઝાદી જંગના યોદ્ધાઓ છે. તેથી, આ પ્રવૃત્તિઓને માત્ર સંકુચિતાર્થમાં સામાજિક કે પરાગતિક અથવા ઘરડી ડોસીને છાજતી સમજવી અને કહેવી, એ એમને ખોટી રીતે નિંદવા સમાન છે; એમ કરીને ઊલટો વિચારસંકર જ કરવામાં આવે છે. જે કોઈ પ્રવૃત્તિ સીધી લડતના લક્ષણવાળી નથી, તેને જો ઉપરછલી રીતે અને અસહાનુભૂતિપૂર્વક નિહાળવામાં આવે, તો તે ક્રાંતિક નહિ પણ સંક્રાંતિક (reformatory) લાગવાની. પરંતુ, તે કરતાં જો એમનો મૂળ ઉદ્દેશ અને સાધ્ય ન વીસરાય તો તેની તે જ પ્રવૃત્તિઓ સંક્રાંતિ જ નહિ ક્રાંતિક પણ બને છે;— તાત્કાલિક પરિણામોની દૃષ્ટિએ સંક્રાંતિક, ને જ્યારે પણ લડત જાગે તે વખતે, તેની પરની તેમની અંતિમ અસરની દૃષ્ટિએ, ક્રાંતિક. શસ્ત્રસેના જ્યારે પ્રત્યક્ષ લડતી નથી હોતી ને બરાકોમાં ધામો કરી પડી હોય છે, ત્યારે તે અનેક એવાં એવાં કાર્યો કરતી હોય છે, કે જે જોઈને અણઘડ નજરને તો એમ જ લાગે કે,

ક્રાંતિ ને સંક્રાંતિ

'આને તે વળી સીધા યુદ્ધ સાથે શી લેવાદેવા હશે?' તેવી સેના ખાઈઓ ખોદે છે, જે પાછી પૂરવી જ પડે છે; લાંબી લાંબી કૂચો કરે છે, જે છેવટે ઘાંચીના બળદ સમાન જ નીવડે છે; નિશાનો બરોબર તાકે છે, પણ તેથી મરતું કોઈ નથી. પ્રત્યક્ષ યુદ્ધનું નાટક પણ ખેલે છે. આ બધાં કામોને પ્રત્યક્ષ લડત સાથે શી લેવાદેવા છે, એમ વિચારી જો એ ત્યાજ્ય ઠરાવાય, તો જ્યારે સાચો સંગ્રામ આવે તે વખતે આ સેના શિસ્તસંગઠનરહિત બની જઈ નકામી નીવડે.

ક્રાંતિકારી મંડળોનો પણ રોજ રોજ કરતા રહેવાનો સુધારલક્ષણી કાર્યક્રમ હોય છે. એમના કાર્યની કિંમત માત્ર તે પરથી આંકવાની નથી હોતી. એમ કોઈ કરે તો તેની આંકણી અદલ નહિ કહેવાય. શહેરી શ્રમજીવી વર્ગને સંગઠવાની જરૂર હોય છે. તે કેવી રીતે થઈ શકે? મજૂરસંઘો દ્વારા જ. એ બની શકે. અને, મજૂરસંઘ ગમે તેવા ક્રાંતિક ધ્યેયવાળું હોય, છતાં કેવળ ક્રાંતિના પાયા પર તેની રચના નથી થઈ શકતી. મજૂરોની રોજિંદી જરૂરિયાતો અને પ્રશ્નો પર જ તેની રચના હોવી જોઈએ. અને આ વસ્તુઓને ક્રાંતિકારી ધ્યેય સાથે સંબંધ નથી હોતો. ચાલુ સમય પૂરતું જુઓ તો, મજૂરસંઘની પ્રવૃત્તિઓ, કાંઈક અહીં સુધારો કરવામાં તો કાંઈક તહીં સુધારો કરવામાં, એમ બધી ગોઠવાયેલી હશે. પગારમાં વધારો કરો; સમયના કલાકમાં કાંઈક કમી થાય; મજૂરોની સામાજિક સુખસગવડો વધારો;—આવી આવી વાતોની પંચાતમાં સંઘો હશે. એટલે કે, કેવળ અને શુદ્ધ ક્રાંતિકારી પાયા ઉપર કોઈ મજૂરસંઘ કદીય સંગઠી ન શકાય. આ જ પ્રમાણે ખેડૂતસંઘપ્રવૃત્તિઓનું પણ હોવાનું. રોજ-બ-રોજનાં કામોમાં તે સુધારલક્ષણી હશે; પણ તેમનું લક્ષ્ય ક્રાંતિનું હશે. એટલે, સુધારકાર્યમાત્રને ક્રાંતિવિરોધક અને પરાગતિક કહી નિંદવું એ, ક્રાંતિકારી હિલચાલનાં વિધવિધ પાસાંની અણસમજ સમાન લેખાય: કેમ કે,

તે હિલચાલ બધી જ બાજુએથી ચાલવી જોઈએ અને શત્રુપક્ષને જરાય હારા કહેવા વારો ન રહેવો જોઈએ.

૮

**સત્યાગ્રહપદ્ધતિનો અવેજ ક્યાં છે?**

ગાંધીજીએ યોજેલા ને મહાસભાએ સ્વીકારેલા કાર્યક્રમનો એકે અવેજ કોઈ પણ મંડળ કે પક્ષે રજૂ કરેલો મેં જોયો નથી. કેટલાય મૂલગત પરિવર્તન કરનારા ક્રાંતિકારી કાર્યક્રમોની વાતો થતી મેં ઘણી સાંભળી છે; પણ તે નથી મને જોવા મળ્યા, કે નથી તે અમલમાં મુકાતા દેખાયા.

**ખાદીકાર્યનો દૃષ્ટાંત**

ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમની એક વિગત—ખાદીની ઉત્પત્તિ ને વેચાણ લો. ક્રાંતિની ગાંધીજીની પદ્ધતિમાં ન માનનારાઓ સામાન્ય ઘરાકને શી સલાહ આપે એ મેં હજી સુધી જાણ્યું નથી. ખાદીની સિફારસ તો તે ન જ કરે; કેમ કે એ તો એને મન પરાગતિક ગણાય. તો તે મિલકાપડ કહેશે? તે તો એ કરી ન શકે, કેમ કે એમ કરે તો તો, હરઘડી હરરોજ ચૂસી રહેલા માલિકોને સીધી મદદ કરવાનું જ એ ઘરાકને કહે છે, એમ થયું. કેમ કે, એમનાં લોભ ને લૂંટને રોકવાની તો એની પાસે રાજસત્તા જ નહિ. ત્યારે શું એ પરદેશીની સલાહ આપશે? એમાં પણ, બીજી બાબતો બાજુએ મૂકીએ તોય, તાત્કાલિક રાજકીય લડતના વાતાવરણ ને માનસને એ નુકસાનકારક નીવડે, એ દોષ રહેલો છે. ઘણી વાર એમ બોલાતું મેં સાંભળ્યું છે કે, ગમે તેમ હશે તોય તે હિંદી મિલકાપડ ખપવે. અને તે એવી આશા માંડીને કે, જેમ જેમ યંત્રાદ્યોગપ્રવૃત્તિ વધે તેમ તેમ શહેરી શ્રમજીવી વર્ગ વધે, અને એ વર્ગ ક્રાંતિને માટે સદાય સગવડવાળી સામગ્રી હોય છે. આ વસ્તુની પણ જો તે ખાતરી

આપી શકે, તો આ દલીલ પણ ચલાવી લઈએ. પરંતુ, એ ગમે તે કહે કે કરે તોપણ, હિંદી યન્ત્રોદ્યોગપ્રવૃત્તિને એ વધારી કે વેગ આપી શકવાનો નથી. પરદેશી સરકારની નીતિ જ એવી છે કે, હિંદી ઉદ્યોગ કદી અમુક સાંકડી મર્યાદા ઉપરાંત વધે જ નહિ. વસ્તીપત્રક બતાવે છે કે, વધતી જતી વસ્તીની સાથેસાથ ઉદ્યોગ વધ્યા નથી ને લોકોને ઉત્તરોત્તર વધુ ને વધુ પ્રમાણમાં ખેતી પર જ નભવું પડે છે. આખી વસ્તીમાંના ઉદ્યોગજીવીઓનું પ્રમાણ દિવસે દિવસે ઘટતું જાય છે.

બીજી દલીલ એમ કરવામાં આવે છે કે, હિંદી ઉદ્યોગોને મદદ કરો તો ભવિષ્યમાં તે પાયા પર આપણી ઉદ્યોગપ્રવૃત્તિનું ચણતર થઈ શકશે. આ દલીલ પણ ઉપરના જેવી જ લૂલી છે. રશિયાએ પ્રત્યક્ષ બતાવ્યું છે કે, સત્તા હાથમાં આવ્યા પછી પાંચ કે દશ વર્ષીય કાર્યક્રમ યોજીને આખા દેશને પૂરેપૂરો ઉદ્યોગમય બનાવી શકાય છે. અને જ્યારે આપણા હાથમાં સત્તા આવશે ત્યારે આ જરીપુરાણો ને નમાલો ઉદ્યોગ આપણી ઔદ્યોગિક પુનર્ઘટનામાં બહુ ભારે કાંઈ મદદ કરી દેશે એમ નથી. એટલે, દરિદ્રનારાયણને ખાતર આજના એ ધ્રુવ લાભને ભવિષ્યના એક અધ્રુવ લાભની આશાએ જતો કરવો એ ડહાપણનીતિ નથી.

અને અહીં તો જૂના અનુભવે પણ આપણે એક બોધ લેવાનો છે. બંગભંગવેળાની સ્વદેશીની હિલચાલ ન ફાવી; કેમ કે, મિલમાલિકો પર પ્રજાએ વધારેપડતો વિશ્વાસ રાખ્યો હતો. તેઓએ કાપડની કિંમત ચડાવીને સ્વદેશીના પુરસ્કર્તાઓનું કર્યું કારવ્યું ધૂળમાં મેળવી દીધું. આ રાજદ્વારી લોકો પૂરેપૂરા પેલા ઉદ્યોગપતિઓની ભલમનસાઈ પર બેઠા રહ્યા; આના પરિણામમાં ફજેતી આવી. એટલે, જો સ્વદેશી દ્વારા આપણે ફાયદો લણવો હોય અને દેશદ્રોહી અલ્પદૃષ્ટિ મૂડીવાળાઓના હાથમાં, અવશ થઈને ન જઈ પડવું હોય, તો આપણી પાસે બીજો કશોક આશરો

હોવો જોઈએ. અને ગાંધીજીએ એવો આશરો આપણે માટે કરી આપ્યો છે, તે એમની ખાદી અને ગ્રામોદ્યોગની પ્રવૃત્તિઓ. આ બધીથી ખેડૂતના નવરાશના માસો માટે પણ કામ મળી રહે છે. તો પછી, એ બધી પ્રવૃત્તિઓ કઈ રીતે પરાગતિક થઈ?

કેટલાક ઉદ્દામ વિચારકો કહે છે, 'આ પ્રવૃત્તિઓથી ગરીબોની સ્થિતિમાં કાંઈક બરકત આવે અને તેણે કરીને ક્રાંતિ માટેનું એમનું જોશ કમી થાય." આ દલીલ જો ખાદીને લાગુ પડે, તો તે દરેક મજૂરસંઘપ્રવૃત્તિ અને હડતાલ સુધ્ધાંનેય લાગુ પડે. હડતાલ પણ સામાન્ય ક્રાંતિના ઉદ્દેશો સાધવા સારુ કદી નથી પડાતી; એનો ઉદ્દેશ કશોક પણ વિશેષ પ્રત્યક્ષ સુધારો હોય છે. ક્રાંતિને માટે એક કવાયતરૂપ ગુણ એમાં છે, એ તો તેનું એક ઉપપરિણામ માત્ર છે.

અને, ખાદી તથા ગ્રામોદ્યોગોની બાબત જો જુઓ તો, ગાંધીજી તે વિષે બરાબર જાગ્રત છે એનો એમણે પૂરતો પુરાવો આપેલો છે. કમમાં કમ અને જીવનનિર્વાહ માટે પૂરતો, એવો મજૂરીનો દર ઠરાવવો, અને તે રાજસત્તા પાસે ન હોવા છતાં; એના કરતાં વધારે ક્રાંતિક કશું હોઈ શકે? છતાં, પોતાની સલાહ ને દોરવણીથી ચાલતાં બધાં ખાતાંમાં આ ક્રાંતિમય ફેરફાર ગાંધીજીએ દાખલ કર્યો,—અને તે એ ખાતાંના વ્યવસ્થાપકો અને કાર્યકર્તાઓએ પોતા પાસેની હકીકતો ને આંકડાની બધી સામગ્રીને જોરે આપેલી તજ્જ્ઞ તરીકેની સલાહની ઉપરવટ થઈને! આમ, હકીકતો ને આંકડો ઇત્યાદિ બાજુ પર મૂકીને, એમણે પોતાની ક્રાંતિદર્શિતા અને ક્રાંતિ માટેની ઉત્કટતા સિદ્ધ કરી દેખાડી છે. એમને આ સામે ચેતવવામાં આવેલા કે; ખાદીનું જે કાંઈ રહ્યુંસહ્યું છે તેય ભીંડુ વળશે. પરન્તુ, ચોખ્ખા ન્યાયી ને ક્રાંતિકારી સિદ્ધાંત આગળ પોતાની લાડકી ખાદીયોજનાનો ધ્વંસ વહોરવાનું

એમણે પસંદ કર્યું. આ પગલોમાં એમની અગમબુદ્ધિ અને શ્રદ્ધા હવે સિદ્ધ થઈ ચૂક્યાં છે: એને અંગેના નવા પ્રયોગોથી ખાદીને ધક્કો પહોંચ્યો નથી.

કારખાનાંના મજૂરોનો દાખલો લો. એમના વિચાર પ્રમાણે ચાલતું ને પ્રેરણા પામતું એક મજૂર મહાજન છે. અમદાવાદના એ મજૂર મહાજન કરતાં વધારે સુસંગઠિત અને સધ્ધર મહાજન આજ આખા દેશમાં બીજું નથી. લવાજમ ભરીને સભ્ય બનનારાઓની એટલી સારી સંખ્યાય બીજે નથી. વળી, ઘોડિયાખાતું, મોટાં ને નાનાં માટે દિવસ ને રાતની શાળાઓ, છાત્રાલયો, હરિજનસેવાની સંસ્થાઓ, સહકારી ભંડારો વગેરે જાતની સેવા-સંસ્થાઓ પણ બીજા કોઈ મહાજન તરફથી એના જેટલી નથી ચાલતી.

મજૂરકાર્યનો દષ્ટાંત

૯

સ્વરાજ માટે ગાંધીજી અધીરા છે, પણ એમની યોજનાઓ તો વિસ્તૃત ને પાકે પાયે કરેલી હોય છે. જ્યારે એક વર્ષમાં સ્વરાજની એ વાત કરતા ત્યારે પણ તે જે સંસ્થાઓ વિચારતા ને ઘડતા એ સ્થિર સતત કામ ચાલવાનું છે એવે પાકે ધોરણે. રાષ્ટ્રીય કેળવણી, ખાદી, હિંદીપ્રચાર, હરિજનસેવા વગેરે કાંઈ એક વર્ષમાં ઓછાં પૂરાં થાય એમ હતાં? એટલું જ નહિ, તે વર્ષની સ્વરાજ્યકાર્યની ક્રાંતિક ઝડીમાં એ બધાં કાર્યો બરોબર ગોઠવી પણ ન શકાય. છતાં, યોજનાઓ ને સંસ્થાઓ અનેક વર્ષોનો ખ્યાલ બાંધીને કરવામાં આવી હતી. તાત્કાલિક રાજકીય ધ્યેય ત્યારે સિદ્ધ ન થયું; પરન્તુ ત્યારની સંસ્થાઓ ચાલુ રહી ને પોતાનું

ક્રાંતિ—એક દર્શન

સંગઠન સુધારતી ને સંપૂર્ણ કરતી રહી, અને એમ એ ક્રાંતિની આગને ઓલવાવા ન દીધી. આ બધી નવો ચીલો પાડનારી સંસ્થાઓ છે. તેમાં તે કદાચ ન ફાવે, કદાચ તે આટોપી લેવી પડે, ને ભવિષ્યમાં નવી, વધારે સારી ને વધારે મોટી યોજનાઓ ઘડવી પડે. પરન્તુ, આ સંસ્થાઓ મારફત પ્રજા જે પામી છે અને રાષ્ટ્રે જે પ્રગતિ કરી છે તે તો, રાષ્ટ્રીય ચળવળનો કોઈ સાવ ઉપરછલો નિહાળનાર જ ઉવેખી શકે એમ છે.

ટીકા ને અનાદર કરવાં એ તો સાવ સહેલું છે. પરન્તુ તેમ કરનારા જાતે જ્યારે કામ કરવા લાગે ત્યારે જોશે કે, સાર્વભૌમ ક્રાંતિની એમની જગદ્વ્યાપી દૃષ્ટિની તુલાથી તેમનાં કાર્યો, તે ધ્યેયની સાથે જેને કાંઈ પણ લાગતું વળગતું નથી એવાં, રોજિંદા સુધારાનાં કામો જેવાં જ હશે. ક્રાંતિના એક બિરાદર સ્વયંસેવકનો દાખલો લઈએ, કે જેને કાર્યાલયનાં પરબીડિયાં પર ટિકિટો ચોડવાનું કામ સોંપાયું છે. એક બાજુ આ એનું ક્ષુદ્ર, એકધારું, કંટાળિયું કામ ને સામે પોતાના પક્ષે કલ્પેલી આગામી ક્રાંતિ—એ બે વચ્ચે એ કઈ રીતનો મેળ બેસાડશે? તેને સારુ એણે કાંઈક વ્યાપક દૃષ્ટિ ને જીવંત શ્રદ્ધાની મદદ લેવી જોઈશે. અને તો જ તે વિચારી શકશે કે, આ પોતાનું ક્ષુદ્ર કાર્ય પણ ક્રાંતિનિર્માણમાં આવશ્યક ફાળો છે. કાર્યમાત્રના મૂળમાં રહેલું આ તત્ત્વ સમજવાની દૃષ્ટિ ને શ્રદ્ધા ગાંધીજીમાં છે. આત્મામાં પરમાત્માનાં દર્શન કરનાર આધ્યાત્મિક પુરુષોની જેમ, ગાંધીજીને પોતાના સ્વરાજરૂપી ઈશ્વરનું દર્શન, પોતે સુધારાનાં જે કાંઈ નાનકડાં કાર્યો હાથ પર લે છે કે બીજાઓને સૂચવે છે, તે દરેકમાં થાય છે. બ્રિટિશ-સિંહને પડકારતા તે સ્વરાજસૈન્યના અગ્રણી પણ હોય, અને સેગાંવની સાંકડી ગલીઓ સાફ કરતા કે પોતાનો નાનકડો રેંટિયો પણ સુધારતા હોય. આ બધામાં એમને તો એક જ વસ્તુનું દર્શન છે; અને તે ક્રાંતિનું કામ—જેમાં દરિદ્રનારાયણનો ઉદ્ધાર છે એવા એમના પૂર્ણ સ્વરાજના

મનોરથનું સિદ્ધિકાર્ય. આ શ્રદ્ધાથી એ કામ કરે છે અને એનો ચેપ એમના સાથીઓ અને અનુયાયીઓને લગાડે છે.

૧૦

આમ ત્યારે, ગાંધીજીએ બેવડો કાર્યક્રમ યોજીને દેશ આગળ મૂક્યો છેઃ એક તો ક્રાંતિનો, તે ત્યારને માટે કે જ્યારે દેશની નાડ ગરમ હોય ને તે કાંઈક કરી દેખાડવા આતુર હોય; અને બીજો સરખામણીમાં કાંઈક નરમ, એવા શાંત સમય માટે કે જ્યારે રાષ્ટ્રજીવન કાંઈક મંદ ને એકધારું ચાલતું હોય. અને રાષ્ટ્રજીવનમાં અવશ્ય આમ વારાફરતી આવનારા આવા બે સમયો માટે, બીજા કોઈ પક્ષે વધારે સારો કાર્યક્રમ નથી બતાવ્યો. એ ખરું કે, આ કાર્યક્રમો પૂર્ણ સ્વરાજને ખ્યાલે યોજાયા છે; આમ-સરમુખત્યારી કે કામદાર-કિસાનરાજ સ્થાપવાની દષ્ટિથી નહિ. પરંતુ, એમનો કાર્યક્રમ અને એમનું સ્વરાજ પણ હિંદની આમજનતાના હિતાર્થે અને એમના દૃષ્ટિકોણથી વિચારાયાં છે. ગોળમેજી પરિષદમાં બોલતાં એમણે જણાવ્યું હતું કે, મહાસભા પ્રજાના સર્વ હિતોની પ્રતિનિધિ છે; પણ જો કોઈ હિત એવું નીકળે કે જે આમજનતાના હિતનું વિરોધી હોય, તો આમહિતને તેણે માર્ગ આપવો પડશે; અને મહાસભા હંમેશ કોઈ ખાસ હિતની નહિ, પણ આમહિતની પસંદગી કરશે. એ તદ્દન બનવા જોગ છે કે, આમજનતાનું હિત આમવર્ગની સરમુખત્યારીથી જ સારામાં સારું સધાય. પરંતુ, તે માને છે કે, આજ એવી કશી યોજનાઓથી જનતાનું હિત સારામાં સારું સરે એમ નથી. દરમિયાન, આમ-સરમુખત્યારીના હિમાયતીઓ પોતાની બેવડી પદ્ધતિ યોજે, અને તે દેશ આગળ, તત્ત્વ તરીકે જ નહિ, પણ કાર્યમાં ઉતારી દેખાડીને મૂકે. આવું કાંઈક તત્ત્વ અને કાર્યરૂપે,—તત્ત્વ કરતાં કાર્યરૂપે વધારે,—

આપણને મળે, ત્યાં સુધી આપણે જ્યાં છીએ ત્યાં રહેવા દે એ જ ઠીક છે. સત્ય અને અહિંસાની વિચારસૃષ્ટિ ને તત્ત્વ પર જ ગાંધીજીએ લોકોને નહોતા નોતર્યા; સાથે સાથે એમણે કાર્ય પણ મૂક્યું હતું. જગતના વર્તમાન વિચાર કરતાં એમના વિચારો કદાચ સૈકાં જેટલા આગળ ઊડતા હશે; છતાં હિંદી જનતામાં તે સંચાર પામે ત્યાં સુધી તે વાટ જોતા નહોતા રહ્યા. ઊલટું, એમણે તો એ વિચારો અનુસાર કાર્ય યોજીને પ્રજા આગળ મૂક્યું. અને એમ કરીને પોતાની વિચારસૃષ્ટિની શક્તિનો પરચો બતાવ્યો.

**પ્રચારની સાચી રીત**

અને આ એમનો રસ્તો સાચો હતો; કે, ગમે તેવા નાનકડા સ્વરૂપમાં પણ વિચારને કારગત કરી બતાવવો એ જ વિચારોના પ્રચારનો પણ સર્વોત્તમ માર્ગ છે. એમના જેવી મહાકાંક્ષા ધરાવનારા લોકો જો પોતાની ખાસ અને અવનવી વિચારસૃષ્ટિમાં એવા ફળફળવાળા હોય તો, આ બાબતમાં, એમનો રસ્તો અનુસરે તો ઠીક. શરૂમાં તો અમને પણ ગાંધીજીની વિચારણા ને કાર્યપદ્ધતિ તો નવી જ હતી. એ અપનાવી ગાંધીજી સાથે થતાં, અમારે પૂર્વનું અમારું ઘડતર, અમારી વિચારપદ્ધતિ, કાર્યપદ્ધતિ, મૂલ્યાંકનો, એ બધાં સામે જોર કરવું પડ્યું હતું. જો વધારે સારો ને વ્યવહારમાં વધુ ઊતરી શકે એવો કાર્યક્રમ અમારી આગળ ધરવામાં આવે, તો એટલો વિશ્વાસ અમારી ઉપર રાખવો ઘટે કે, તેવું જ જોર અમે ફરી પણ વાપરી તેને અપનાવીશું. છેવટે જુઓ તો, ગાંધીજીએ એમના સાથીઓ સામે સહન ને ગરીબાઈ મૂક્યાં છે. જો એનાથી ઓછાં સહન ને ત્યાગથી પણ કાંઈક સ્પષ્ટ પરિણામો સાધી શકાય છે, તો એ લોકો એવા મૂર્ખ નથી કે એવો લાગ જવા દે. કેટલાકોએ પોતાનો ધંધોરોજગાર ને આમદાની છોડી ખાદી ને ગ્રામસેવામાં ઝંપલાવ્યું છે. આ કામોથી ગરીબને બેએક આના રોજ મળે છે,

જ્યારે પ્રત્યક્ષ સત્યાગ્રહ બંધ હોય ત્યારે કાંઈક કાર્ય મળે છે. ને બદલે, જો કોઈ એવો માર્ગ બતાવે, કે જેથી ગરીબના જ્વામાં રૂપિયો કે વધારે પહોંચાડી શકાય ને પરદેશી સામ્રાજ્ય- સામે વધારે સારી ને સચોટ રીતે લડાય, તો એ લોકો એવા કે આવી આકર્ષક વાતો ન સાંભળે, ન સ્વીકારે. નાની વસ્તુઓ ેમ જો તેમણે દુનિયાદારીમાં મહત્ત્વનાં ગણાતાં એવાં આવક ને ધંધો છોડ્યાં, તો તેનાથી મોટી ને વધારે સારી વસ્તુઓ જો મની આગળ મુકાય, તો ત્યાં તેઓ ઓછા ઊતરશે એમ કેમ ાય? ગાંધીજીની વસ્તુઓ ઇતિહાસમાં પહેલવહેલી છે; એનો મલો અગાઉ મળતો નથી. તેવી વાતો શીખવામાં પણ જો તે કોએ પોતાની સફળતાની પારખ આપી છે, તો એના કરતાં ારે પરિચિત, સારી રીતે અજમાયેલી, ને વધારે સહેલી તુઓ એમની આગળ મૂકવામાં આવે, તો તેઓ જરૂર એને વકારશે. પણ સાફ વાત કરું તો, એવો કોઈ રસ્તો દેખાતો ી. એવી કોઈ ચીજ પર એમની નજર જશે તો, આજ જે ોથી એમનો મતભેદ છે તેમને એ તરત સાથ દેશે. દરમિયાન મને એમની યોજનાઓ વિના રોકટોક અમલમાં મૂકવા દેવી ઈએ. અને તેઓ, પોતા તરફથી, બીજાઓને તેમના વિચારો ાણની યોજનાઓ અમલમાં આણવા દેવા હંમેશ રાજી જ છે.

૧૧

પણ સવાલ એ ઊઠે છે કે, મહાસભાનું તંત્ર કોના હાથમાં ? આનો ઉત્તર વિચારવામાં પણ આપણને ગાંધીજીની નીતિરીતિ માર્ગદર્શક છે. ચંપારણના સત્યાગ્રહ વેળા ાસભાનું તંત્ર એમની આગળ મહાસભાએ પોતાની મદદ ધરેલી. એમણે એ લેવા ના પાડી. એમણે કે, મહાસભા એક મોટી ને મહત્ત્વની સંસ્થા છે; તે નવા નવા

પ્રયોગો પહેલપ્રથમ ન અજમાવી શકે. એવો મુદ્દો કે જેના પૂરાં ગર્ભિતાર્થો કે પરિણામો તે જાણતી નથી અને અણજાણમાં એમાં સંડોવાઈ જાય, એની પર એણે પોતાની ઠરેલતા ને સ્થિરતાની આબરૂ નહિ જોખમાવવી જોઈએ. અને ગાંધીજીએ માત્ર નૈતિક ટેકો જ માગ્યો ને બીજું કાંઈ નહિ. કૉન્ગ્રેસ પોતાના વિકાસક્રમને અનુસરીને પોતાને માર્ગે જાય એ જ ઇષ્ટ, એમ એમણે પસંદ કર્યું.

૧૯૨૦માં પણ, એમણે ખિલાફત પ્રશ્નને અંગે સત્યાગ્રહ ક્યારનો શરૂ કરી દીધેલો. તેના પ્રસ્તાવો લઈને જ તે મહાસભા પાસે આવ્યા ને કહ્યું કે, આ અમુક પ્રશ્ન મહાસભા ઉપાડી લે તો સંસ્થા તરીકે તેમાં એની શોભા છે; પણ તે જો તેમ ન કરે, તો પોતે તો તેને અંગે આગળ કામ કરશે જ. એમણે ત્યાં આગળ એમ ન કહ્યું કે, કૉંગ્રેસ જો એમનો કાર્યક્રમ ન અપનાવે તો પોતે તેનો અમલ નહિ કરે. વળી, સ્વરાજપક્ષના દિવસોની વાત જુઓ. ત્યારે બહુમતી તો એમની જ હતી. છતાં તે અલગ થયા ને સ્વરાજપક્ષને ક્ષેત્ર સોંપ્યું. એટલે, બધા પક્ષો પોતપોતાના કાર્યક્રમો મહાસભા સમક્ષ રાખે; પણ જો તે ન સ્વીકારાય તો, તેમણે પોતે તેને કાર્યમાં ઉતારવા નીકળી પડવું, અને એનાં પ્રત્યક્ષ પરિણામો લાવી દેખાડીને તેના બળથી કૉંગ્રેસનો કબજો લેવો. આ પરિણામોનો અર્થ એમ નહિ કરવાનો કે, બધી યોજનાઓ યશસ્વી થવી જોઈએ. એનો અર્થ એટલો જ કે, તમે સંગઠન ને કાર્યમાં ઉત્કટ ભાવે લાગેલા છો ને અંતિમ યશપ્રાપ્તિની ખાતરી પડે છે. એ પરિણામો જોઈ સાશંકને પણ શ્રદ્ધા બેસે એવાં તે હોવાં જોઈએ. પરંતુ, વિવિધ દિશાઓમાં આવા પ્રકારનું પ્રાથમિક કાર્ય કરવાને બદલે, જો મહાસભાનું તંત્ર જ માત્ર કબજે કરવાનો પ્રયત્ન કરવામાં આવે, તો તેમાં ફાવનાર પક્ષ જ્યારે પોતાની પ્રાપ્તિ તપાસશે ત્યારે એને જણાશે કે, અધીરા થઈ બધાં સોનેરી ઈંડાં લેવા જતાં તે મૂકનાર મરઘીને

જ પોતે મારી બેઠા છો। કેમ કે, ગમે તેમ તોય મહાસભા કાંઈ સરકાર નથી કે તમે એનું તંત્ર કબજે કરો એટલામાત્રે તેની સત્તાનાય અધિકારી થઈ જાઓ છો. કોંગ્રેસની શક્તિ એટલે આપણે તેના સેવકો તેમાં જે રેડીએ તે છે, ને બીજી કાંઈ નહિ. દેશમાં આપણું કાર્ય, આપણું સંગઠન, આપણું સહન ને બલિદાન તથા ત્યાગ એ એની શક્તિ છે. એટલે, કોઈ પક્ષ ઉતાવળમાં આવી જઈ, ઊગમ ભૂલી ઉપરથી છાપો મારી કોન્ગ્રેસ કબજે કરવા જશે, તો તેનાથી કોઈને લાભ થનાર નથી. એ વાત સાચી કે, મહાસભાની દેશમાં ભારે પ્રતિષ્ઠા છે. પરંતુ એનો લાભ તો કોણ લૂંટી શકે એમ છે, કે જે સંગઠિત કામ કરે અને તે પાછળ સહન કરે ને ત્યાગ સેવે; બીજું કોઈ નહિ.

### ઉપસંહાર

આ ત્યારે ગાંધીજીનો દ્વિવિધ કાર્યક્રમ વાચક આગળ હું મૂકી ગયો. તે દ્વિવિધ ક્રમ એટલે, એક તો અમલી ઉપાય અને બીજો એમનો રચનાત્મક કાર્યક્રમ. આ બધી વસ્તુઓમાં અમે માનીએ છીએ, અને એ બધીને બદલે વધારે સારા અવેજોની રાહ જોઈએ છીએ. અને જ્યારે એ અમને મળશે ત્યારે, મને આશા છે કે, ગાંધીજીને જ પગલે પગલે, એટલે કે, જેમ તે હમેશ નવું શીખવા તત્પર હોય છે અને કોઈ પણ ચોકઠાબંધ કે જડ નિયમોથી નથી બંધાઈ રહેતા તેમ વર્તીને, દેશની આઝાદીની લડતમાં અમે આગળના જ મોરચા પર હમેશ ઊભીશું. કેમ કે, એ વસ્તુને અમે અમારાં જીવન અર્પણ કર્યાં છે, નહિ કે કોઈ ખાસ વાદ કે તત્ત્વને.

## ૧. અર્વાચીન નવવિધાન

૧

ક્રાંતિ નવવિધાનના જેવી હોય છે. વધારે સારી સ્થિતિ શક્ય છે એવી આશા તેનું મૂળ છે. એવી આશાના નાદથી માનવજાત ઊલટી પડે છે. "ઈશ્વરી રાજ્ય સમીપ આવે છે, તો પરિતાપશુદ્ધ બની એમાં પ્રવેશવા તૈયાર રહો"–એવો પેલા પયગંબરી અવાજ, સમો એ નાદ છે. આ આશામાં શ્રદ્ધાનો અંશ રહેલો છે; તર્કશુદ્ધિના પાયા પર, ભાગ્યે જ, તે બંધાયેલી હોય છે. માનવસમાજના કોઈ કોઈ વિભાગને, તેનાં પ્રગતિપંથમાં, વચ્ચે વચ્ચે, એક પ્રકારની ધૂન, મસ્તી, અદસ્ય ઉછાળો આવી લાગે છે; આવી આશા તેનું પરિણામ છે. આ ઉન્માદ કોઈ વ્યક્તિને લીધે, લોકરુચિના કોઈ જાદુઈ શબ્દસૂત્રથી, કે કોઈ પ્રસંગને લઈને પણ હોય. લાંબે ગાળે જ્યારે એ વ્યક્તિનાં માનસ તથા કાર્યપ્રણાલીનું સૂક્ષ્મ પૃથક્કરણ કરી જોવાય; ત્યારે તે વ્યક્તિ કદાચ નાટકી, અર્ધગાંડી, ઝનૂનાંધ, અથવા વિકૃત અને અસ્વસ્થ મનોદશાવાળી પણ માલૂમ પડે. પેલું ઉન્માદક શબ્દસૂત્ર મોહક જ્ઞાનસૂત્રના

લેઆશમાં કદાચ અર્ધસત્ય જ હોય; જે આમ-જનતાને વારે વારે પોકારવામાં સુગમ પડે એવું તથા સામાવાળિયા આગળ હુમલો કે સ્વરક્ષા કરવા અતિ ઉપયોગી થઈ પડે એવું હોય. કોના જેવું? જેમ કે, 'મનુષ્યના જન્મસિદ્ધ હકો'[1]; ફ્રાન્સની ક્રાંતિનાં 'સ્વતંત્રતા, સમતા ને બંધુતા'; જૈનોનું 'અહિંસા પરમો ધર્મ'; કે આજના આમવર્ગનું [2] 'બચત ધન' (surplus value). અને ક્રાંતિ-જનક પ્રસંગનું મહત્ત્વ કદાચ તેના દેશકાલની મર્યાદા પૂરતું જ હોય, એ ઉપરાંત કાંઈ નહિ. ટૂંકમાં, કેવી રીતે એક આખા જનસમુદાયમાં આશાનો ઊગમ થાય છે તે પેલા સર્વજ્ઞ માનસ-પૃથક્કરણશાસ્ત્રીઓને પણ ખબર નથી. એ એક અગમ્ય અને ચેપી વસ્તુ છે. તે ભાવનાપ્રધાન છે; અરે, ગૂઢવાદના જેવા ગુણવાળી છે. એનામાં જાદુઈ ચમત્કારની શક્તિ છે.

આજના આમવર્ગની આશા પાછળ યથાર્થદર્શિતા છે એમ ભલે દેખાડવામાં આવે, પણ ખરી રીતે તો તે ભાવનાપ્રધાન જ છે. માર્ક્સના નવા શિક્ષણમાંથી એ ઊપજી. તેણે અને તેના સાથીઓએ, કાંઈક બુદ્ધિનો આભાસ આપી, પુરાણી મૂલ્ય-આંકણીને પલટી. અને આમ ઉત્પન્ન કરેલી નવી આંકણીની સત્યતા સાબિત કરવા, સાચી લાગતી ઐતિહાસિક દાખલા-દલીલોની અપાર સામગ્રી રજૂ કરી.

૨

ઈશુએ સ્વર્ગનું રાજ્ય દલિત, દુઃખી અને દૂબળાં તથા વ્યાજ-ખોર, વ્યભિચારી ને વેશ્યાને માટે ખુલ્લું છે એમ કહેલું; ધનવાન અને સત્તાવાન, વિદ્યાજડ અને આચારજડ પંડિત–કર્મઠાદિને બહાર

૧. આ આમ-હાકલનું શબ્દસૂત્ર મેઝીની–યુગના ઇટલીનું છે.

૨. 'બચત ધન' એટલે ઉત્પત્તિખર્ચ જતાં બચી રહેતું ઉત્પન્ન ધન, જે આજ મૂડીદારો પોતાના માલકીહકની રૂએ પોતાનું કરી લે છે.

રાખેલાઃ સોયના નાકામાંથી ઊંટ પસાર થાય તો આ આવાઓ ઈશ્વરના દરબારમાં પ્રવેશી શકે. ગરીબગુરબાં, અપંગ, આંધળાં, લૂલાં વગેરે માટે આધ્યાત્મિક ક્ષેત્રમાં ઈશુએ જેવું કર્યું, તેવું જ માર્ક્સ અને એના સાથીઓએ જગતના અસુખભાગી દલિતો માટે આધિભૌતિક ક્ષેત્રમાં કર્યું. તેઓએ કહ્યુંઃ "આમવર્ગનું આ નવું સુખરાજ્ય અહીં જ—આ ધરતી ઉપર જ—રચાશે."

ઈશુએ જ્યારે પોતાનો પેગામ ફેલાવ્યો ત્યારે તેણે લોકોને કહ્યું હતું કે, સ્વર્ગનું રાજ્ય તમારું જ છે; તમે જ આ પૃથ્વીનું નૂર છો. માર્ક્સ અને તેના શિષ્યોએ કહ્યુંઃ "સંપત્તિમાત્રના તમે જ ઉત્પાદક છો. જગતભરનાં તમામ ખેતીવણજ, વેપારરોજગાર તથા ઉદ્યોગધંધાના તમે જ આધારસ્તંભ છો. તમારા જ પરસેવાનો પૈસો ચૂસીને આખો ખડકલો—તેની શોભાસમૃદ્ધિ, ધર્મ, નીતિ, કાયદો, વ્યવસ્થા, રાજતંત્ર ને તેનું કારભારું, તથા જ્ઞાનવિજ્ઞાન અને કળા—રચાયો છે. તમે જ જીવતા જાગતા છો; પેલા માલદારો તો ઉતારરૂપ, મરવા પડેલ કે મુર્દા જ છે. તેમનો જમાનો હવે ઊતરી ચૂક્યો છે ને નવો આવનારો યુગ તમારે માટે અંકિત છે. ઉદ્યોગ, કરકસર, ન્યાય, બંધુતા, અનુકંપા વગેરે ઇષ્ટ ગણાતા સદ્‌ગુણો—બધાંનું પ્રભવસ્થાન તમે જ છો. પછી જો તમારામાંથી કેટલાકમાં ચોરી, મારફાડ, અભણતા, અસંસ્કારિતા, સ્વાર્થ કે નીચતા દેખાય તો તેથી શું થઈ ગયું? આ બધાંનો વિવેકગજ તમે નથી બનાવેલો. એ તો તમારા માલિકોએ, તમને દબાવી રાખવા માટે અને પોતાની અયોગ્ય ધનપ્રાપ્તિના રક્ષણને માટે, રચીને તમારા ઉપર ઠોકી બેસાડ્યો છે. પણ આ સ્વરચિત મર્યાદાને તેઓ જ પાળે છે કે? બધા જ એમના કહેવાતા દુર્ગુણોમાં તેઓ મહાલે છે. ફેર એમાં એટલો જ છે કે, તેઓ એને અતિ વ્યાપક પ્રમાણમાં આચરે છે, અને તેમનાં સુશોભિત સુંદર નામો પાડવાનું ચૂકતા નથી. તેમની જ્ઞાનશૂન્યતાને તેઓ વિદ્વાનોને

છાજતું અજ્ઞાન કહે છે. તેમનાં સ્વાર્થ અને નીચતાને તેઓ 'યોગ્યતાવાળાનો આગળ હક'[1] અથવા 'અબંધ હરીફાઈ'[2] જેવા વિકાસવાદી સિદ્ધાંતો મનાવે છે. ક્ષુદ્ર મોટાઈનાં તેમનાં દાન અને અસંસ્કારિતાને તેઓ શિષ્ટ વિવેક કહે છે. પુરાણા શાસ્ત્રજડ અને આચારજડ પંડિતપાખંડીઓની માફક (scribes and pharisees) તેઓ બીજાના રાઈ જેવા દોષોને છોડતા નથી, પણ પોતાના પહાડ જેવા ગળી જાય છે. તેથી પુરાણ પયગંબરોની વાણીમાં આ નવા સુધારકો સત્તાધારીઓને ચેતવણી આપે છે કે, "પોતાનાં આખાં ને આખાં ઊંટ જતાં કરનારા ઓ પરદેશો, જગતને ઊંધે રસ્તે દોરનારા ઓ અંધાઓ, બારણાં ખુલ્લાં રાખવામાં તમને વાંધો નથી, પણ બાળનાં મોઢાંમાં ડૂચા મારવા છે! અરે ઓ દંભીઓ, જેહોવાના પુણ્યપ્રકોપ જેવું શ્રમજીવીઓનું ન્યાય-વજ્ર જ્યારે તમારા ઉપર પડશે, ત્યારે આ બધું તમારું ધન, સત્તાદિ તમને શા કામમાં આવવાનાં છે? કયામતને તે દિવસે તમારા ધન-ઢગ ઉપર, તમારાં દાસદાસી ને હજૂરિયા પર, ચૂસણ અને યુદ્ધનાં તમારાં શસ્ત્રાસ્ત્રો ઉપર,—એ બધાં પર તમે આધાર રાખી બેઠેલાનું કાંઈ વળનાર નથી. માટે વખતસર સમજી પશ્ચાત્તાપનાં તમારાં ભેટબલિ નિવેદો; અને આજે અસંગઠિત હોવા છતાં જેઓ શક્તિશાળી થતા જાય છે તેમની સાથે સુલેહ કરો."

૩

એક દિવસ એક ધનિકે ઈશુ ખ્રિસ્ત પાસે આવીને કહ્યું: "મહારાજ, શાશ્વત જીવન મેળવવા માટે મારે શું કરવું જોઈએ?"

૧. ૨. ડાર્વિનનો વિકાસ-વાદ કે, જે પ્રાણી જીવનકલહમાં વધારે સુસંપન્ન હશે તે ટકશે, એમાં આ ઉલ્લેખ છે. અબંધ હરીફાઈ એટલે વેપારરોજગારમાં જકાત વગેરેના પ્રતિબંધ વગર સૌ ખુલ્લા બજારમાં હરીફાઈ કરી ફાવે, એ જાતનો આર્થિક વાદ.

ઈશુએ તેને મુસાના આદેશોનું પાલન કરવાનું કહ્યું. પેલાએ જવાબ આપ્યો: "મહારાજ, તે તો મેં પાળ્યા છે. હવે હું શું કરું?" ગુરુએ ઉત્તર દીધો: "તો જા, તારી માલમત્તા વેચી નાંખ અને ગરીબગુરબાંમાં તે વહેંચી દે." આજનો કોઈ મૂડીદાર કે જમીનદાર એમ કહે કે, 'મેં નાતનીતિ, દયાદાનાદિના જૂના ભદ્રવર્ગના ('બૂર્ઝવા') આદર્શો અક્ષરશઃ પાળ્યા છે એટલું જ નહિ, અરે ગાંધીજીનો ટ્રસ્ટી બનવાનો સિદ્ધાંત પણ મેં પાળ્યો છે." તો તેને આ નવવિધાનના આચાર્યો, ઉપર ઈશુની જેમ જ, કહેશેઃ "એમ કર્યાથી તારું કશું વળવાનું નથી. તારે તો સંપત્તિમાત્ર રાષ્ટ્રમાલકીની હોવી જોઈએ એવા વિચારો સેવવા જોઈએ, ખાનગી માલકીની જૂની વિચારસરણી નહિ; એ તો આત્માનું નવું પાપ છે, અને આ નવવિધાનમાં તો એ અધમતમ પાપ છે. તારે કાંઈ તેથી તારી મિલકત છોડી દેવાની જરૂર નથી. એ બધું તો ગાંધીવાદી ત્યાગનું ભૂત છે. શાસ્ત્રીય સમાજવાદને એની સાથે કાંઈ જ નિસ્બત નથી. અમારે પડોશના મહેલ પાડીને નહિ, પણ ઝૂંપડાંના મહેલ કરવા દ્વારા સમાનતા સાધવી છે."

૪

ઈશુએ કહ્યું હતુંઃ "હું તો ઇશ્વરી કાયદાનું મંડન, નહિ કે તેનું ખંડન, કરવા આવ્યો છું." એમ જ આ નવવિધાનકારો કહે છેઃ "જુઓ, સમજો; અમે ઉત્ક્રાન્તિની સતતગતિમાન પ્રક્રિયા અને ઐતિહાસિક પ્રગતિના કાયદાનું મંડન કરવા, નહિ કે તેનું ખંડન કરવા, આવ્યા છીએ. આ વસ્તુઓનો અર્થ તમે અવળો સમજ્યા છો. કેમ કે, એનો સાચો અર્થ એ છે કે, ઇતિહાસનું સાચું પ્રગતિબળ આર્થિક છે, અને તેનો સહજ ઉપસિદ્ધાંત વર્ગ-વિગ્રહ છે. જો હિંદ અને એશિયાનો ઇતિહાસ આ અમારા વાદને સમર્થન ન આપે તો એમાં એ વાદ ખોટા નથી, પણ એ દેશોનાં દુર્ભાગ્ય જ છે, એમ માનો."

ખ્રિસ્તી ધર્મ શરૂઆતમાં દલિતો અને ગરીબોને માટે, વ્યાજખોર, ધર્મધુતારા અને પાપીને માટે જ હતો. આજનો સામ્યવાદી ધર્મ પણ, તેજ પ્રમાણે, દુનિયાના દલિતો અને પીડિતો માટે છે. 'કાયદો ને વ્યવસ્થા'ને નામે એ ખ્રિસ્તી ધર્મ ઉપર અત્યાચાર થતો. આજની સરકારો એવી જ રીતે આ નવા ધર્મને પણ કરે છે.

ઈશુ ખ્રિસ્ત પૃથ્વી ઉપર સુલેહશાંતિ ને પ્રેમ તથા અહિંસા સ્થાપવામાં માનતા. નવો ધર્મ પણ અહિંસા, પ્રેમ ને શાંતિમાં જ માને છે. માત્ર એટલું વિશેષમાં કે, જ્યાં સુધી સમગ્ર જગત તેમનો નવો મંત્ર સ્વીકારી નવી દુનિયા નહિ થાય, ત્યાં સુધી એ બધું સ્થપાવું અશક્ય છે. જૂના ધર્મના પાદરીઓએ ચમત્કારિક ધૈર્ય બતાવ્યું હતું: પોતાનું ધર્મક્ષેત્ર શહીદોનાં લોહીથી સિંચ્યું હતું. તેમના ઉપર ગુસ્સો કરનારને કે તેમને મારનારને તેઓ ક્ષમા કરતા. એક ગાલે તમાચો મારનારને બીજો ધરતા. પણ આ બધું, જ્યારે તેઓ નિર્બળ, સત્તા વગરના અને ગરીબ હતા ત્યારે કરેલું. જ્યારે તેમના હાથમાં સત્તા આવી ત્યારે તો તેઓ પણ, તુમાખી સત્તાધારીઓની માફક જ, પણ અતિશય નમ્રતાથી, હિંસા જુલમમાં પડ્યા; અહિંસા આવે એ ખાતર હિંસા કરવા લાગ્યા, સહિષ્ણુતા સ્થપાય તે ખાતર અસહિષ્ણુ થયા. આજનો વિજયી સામ્યવાદી કે બોલ્શેવિક પણ એવા જ બોલ કાઢે છે. વ્યક્તિ-સ્વાતંત્ર્યના હિતમાં જ તે તેને કચડે છે, અને તેના કાજીઓ (Censors) મારફતે મતપ્રદર્શનના સ્વાતંત્ર્યને ગૂંગળાવે છે.

આમ કર્યાથી જ તેના પેગંબરોએ કલ્પેલું અને તેના ધર્મગ્રંથોમાં વર્ણવેલું રામરાજ્ય કે સ્વર્ગનું રાજ્ય પૃથ્વી પર ઊતરશે. તે કહે છે, "શ્રદ્ધા રાખો. આ વિનાશ અને નિષેધનીતિ તમે આજ જુઓ છો એ તો માત્ર થોડા વખત પૂરતાં છે. અમારામાં પણ

સ્વાર્પણ અને ભક્તિ ઉપાસનાની રચનાત્મક બાજુ છે. જુઓ અમારી વિદ્યુચ્છક્તિપ્રચાર તથા પંચ અને દશ વર્ષીય યોજનાઓ. અમારા પણ ઇતિહાસો છે, તત્ત્વજ્ઞાન છે; વિજ્ઞાન, કાવ્ય, સાહિત્ય, લલિત કળા બધું જ છે. આત્મશ્રદ્ધા અડગ દુર્ગને પણ ડગાવે છે. અને અમે એ કરી દેખાડ્યું પણ નથી શું! કબૂલ છે કે અમે હજી ધનહીન છીએ. પરંતુ અમારા શેઠ—માથું ઊંચકતા શ્રમજીવીઓ—ની સેવારૂપી ધનસમૃદ્ધિ જરૂર અમે કમાયા છીએ. એટલે પેલી ગરીબી તો ઊલટી અમને ધન્ય છે, અને ઉત્ક્રાંતિનો કાયદો એને પુનિત કરે છે. વાદ, તે સામે વિવાદ કે પ્રતિવાદ, તદનંતર બેઉનો સમન્વય—એવો જે ત્રિપદી પ્રત્યક્ષ પ્રગતિવાદ ( dialectics ) છે તેને અમારું કાર્ય અનુસરે છે.'

૫

અહીં, તમે એમ પૂછો છો કે, 'તતઃ કિમ્?–તમારા રામ-રાજ્યનું પછી શું? એ જ પાછો સમન્વય મટી વાદરૂપે થાય ત્યારે શું!' અરે અલ્પશ્રદ્ધ શંકાપુરીઓ, એય તમને ખબર નથી કે, અમારા ગુરુમહારાજોએ એ વિષે ડહાપણપૂર્વક મૌન સેવ્યું છે? શ્રદ્ધાત્માઓ માટે 'એક ડગલું બસ થાય.'. શ્રદ્ધાળુ ખ્રિસ્તીને તમે પૂછી શકો ખરા કે, તમારા સ્વર્ગના રાજ્ય પછી શું? એ સ્થાન તો એને પ્રાપ્ત કરવા દો.' પછી, ડહાપણના સાગર સમાન તેનો પ્રભુ પછીથી જે હશે તે કક્ષાએ એને આગળ ચડાવશે જ. ઉત્ક્રાંતિ- અને ઇતિહાસ- રૂપી અમારા પ્રભુ અમારે માટે પણ એમ જ કરશે.

શ્રમજીવીઓની આ નવી આશા એક નવો ધર્મ છે. તેના દેખીતા જડવાદ અને પ્રત્યક્ષવાદ ( materialism & realism ) છતાં તે એક નવવિધાન જ છે. ખ્રિસ્તી ધર્મે આવીને તેની પહેલાં

પ્રવર્તતા ધર્મની જૂની વર્ગાભિમાની આચારવિચારદષ્ટિ (old aristocratic values) ફેરવી નાંખી. તે વર્ગાભિમાનમાંનું જે કાંઈ હજી બાકી રહેલ છે તેને ફેરવી નાંખવાનો આ નવા ધર્મનો ઉદ્દેશ છે.

ખ્રિસ્તપૂર્વ દુનિયાની મૂલ્યદષ્ટિ ખ્રિસ્તી ધર્મે આવીને પલટી ને ખ્રિસ્તને સ્વીકારી એ દુનિયા કૃતાર્થ થઈ. એમ જ, આજ ખ્રિસ્તી ધર્મની મૂલ્યદષ્ટિનો પરિવર્ત સાધી તેની કૃતાર્થતા સામ્યવાદથી સધાય છે. દરેક દર્શનનું આમ જ બને છે: તે જ્યારે પોતાથી પરનું દર્શન કરી તેમાં ખુદ વિલીન થાય ત્યારે તેની કૃતકૃત્યતા છે: મરણ એ જ જીવનની યોગ્ય ધૃતિ છે. જોકે તે લાગે છે અંત, પણ તે તો પ્રારંભમાત્ર છે.

ડિસેંબર, ૧૯૩૪

## ૨. ક્રાંતિ અને રચનાત્મક કાર્યક્રમ

**ક્રાંતિનો પૂર્વપક્ષ**

રેંટિયો, ખાદી ને રચનાત્મક કાર્યક્રમ પ્રજાની સ્થિતિમાં સુધારો કરે છે, પરંતુ આમ ગરીબી, અધોગતિ અને ગુલામીનો સાચો ઉપાય તો ક્રાંતિ જ છે. એ અગત્ય ઉપાયને બદલે જે જે અધવચરા ઉપાયો યોજાય છે તે બધાની અસર એક જ છે કે, પ્રજાની મોહનિદ્રા કાયમ રહે છે, ક્રાંતિને તે ભૂલે છે. સુધારાથી તે ઓછેવત્તે અંશે સંતુષ્ટ રહે છે, તેમના અસંતોષની માત્રા કાબૂમાં રહે છેઃ તેમની બેડીઓ તેમને કઠતી નથી. મૂળ વસ્તુસ્થિતિમાં જ રહેલો એવો વર્ગ વર્ગ વચ્ચેનો જે હિતવિરોધ અને તેનો પરિણામી વર્ગવિગ્રહ—આ મૂળ આગ જ સુધારાનાં ધુમાડામાં ગોટવાઈ જાય છે. ભૂતકાળની ક્રાંતિઓ જુઓ તો તેમાંની એકે એવી નથી કે જે, લોકોની દશા કલ્પાય એટલી ખરાબ—તદ્દન અસહ્ય—ન થયા વગર, જન્મી હોય. અન્યાય જેટલો વધારે ને વિચારશૂન્ય, તેટલો તેની સામેનો પ્રજાકીય ઉછાળો અને પછી જન્મનાર પુનર્ઘટના વધારે પરિપક્વ અને સંગીન.

એટલે, કોઈ પણ વર્ગના લોક ગમે તેવી અધમ દશાએ પહોંચે છતાં, માત્ર તેમનું કાંઈક સુખ સાધવા પૂરતો જ પ્રયત્ન ન કરવો જોઈએ. જ્ઞાનપૂર્વક આવા શુદ્ધ ભાવે વર્તતાં, કદી જો વધુ દારિદ્ર, વધુ અધોગતિ, અરે જીવોનો નાશ પણ પરિણમે, તોપણ તે બધું તત્ત્વનિષ્ઠાની ધૃતિપૂર્વક ઉદાસભાવથી ખમી લેવું; એમ માનીને કે અનિવાર્ય વસ્તુસ્થિતિરૂપી ક્રૂર રાક્ષસીને અવશ્ય એટલો ભોગ દેવો પડે છે. આવું સહન શસ્ત્રવૈદ્યના નસ્તર જેવું કે પ્રસવવેદના જેવું છે. માનવજનતા અધોગતિ અને દુઃખને છેડસે આરે જ્યારે પહોંચે છે, ત્યારે જ પોતાનાં બંધન તોડી નવજીવન જોવાનું એને જોસ આવી શકે છે.

આ પ્રમાણે કેટલાક સમાજવાદી અને સામ્યવાદીઓ દલીલ કરે છે.

**ઉત્તરપક્ષનો આરંભ**

એ તદ્દન સંભવિત છે કે, સમાજશરીરમાં એવા વિકારો જરૂર નીપજે, કે તેમાંથી જો એને બચાવવું હોય તો ક્રાંતિ કરતાં ઓછી જલદ માત્રા ચાલી જ ન શકે: સમાજની સારી સંસ્થિતિ અને મૂલ્યદૃષ્ટિ જ પલટવી પડે. સ્થિતિમાં એવો સડો પેઠો હોય કે તેની પર માત્ર મલમપટ્ટી કર્યે કાંઈ સ્થાયી પરિણામ ન જ આવે; સમાજનું ધોરણ અને મૂલ્યદૃષ્ટિ જ આખાં ને આખાં બદલવાની જરૂર પડે. નવીન યુગાત્મા અને જૂના જમાનામાં એવી તો અનિવાર્ય વિસંગતિ હોય અને જૂનો જમાનો સડાથી દિનપ્રતિદિન એવો તો વણસતો જતો હોય કે, તેને પહોંચી વળવા માટે સંક્રાંતિની સૌમ્ય, સરળ, સ્થિર, અને સમજબુદ્ધિ–ભરેલી યુક્તિ ન ફાવે—પાછળ પડી જાય, અને સડાગ્રસ્ત સમાજ અધોધઃ ઊતરતો જાય. આવે વખતે સડા પર નિષ્ઠુર શસ્ત્રવૈદું જ કામ દે: સમાજમાં, જેને ક્રાંતિ કે ઉત્ક્રાંતિ કહેવાય છે, તેની જરૂર પડે.

પરંતુ, આ બધુંય કબૂલ કરવાની સાથે, એક શંકા કરી શકાય ખરી કે, 'ઉત્ક્રાંતિનો જન્મ હમેશ, દુઃખોની પરમાવધિ થાય—અધોગતિને તળિયે અડાય, ત્યારે જ થાય છે શું ?'

દુઃખમાંથી જ ક્રાંતિ ?

ઉત્ક્રાંતિનો ઇતિહાસ જોતાં આવો અવિનાભાવી સંબંધ નથી દેખાતો. ઘણા દાખલાઓમાં, બાહ્ય સંજોગો ક્રાંતિને અનુકૂળ હોવા છતાં, કશાકની ઊણપને લઈને ક્રાંતિ કદી નથી થઈ. બીજા વળી એવા દાખલા છે કે, જેમાં ક્રાંતિએ અવદશાની અવધિ થયાની વાટ નથી જોઈ, પણ કોઈક જોશીલી વ્યક્તિએ કે સ્વમાની સમૂહે આગળ પડીને એ આણી મૂકી. અને ક્રાંતિના એવા પણ દાખલા છે કે, દશા સુધરતી જતી હતી, તેની સાથે સાથે જ ક્રાંતિય ઘડાતી આવતી હતી; અને અમુક અંશે આ સુધારાઓને જ કારણે!

બાહ્ય સંજોગોની દૃષ્ટિએ, જૂની દુનિયાના ગુલામોની દશાથી વધારે ખરાબ કાંઈ હોઈ શકે ? તેમની સંખ્યા તેમના શેઠો કરતાં કેટલાય ગણી હતી, પણ ક્રાંતિ ન થઈ. અર્વાચીન દાખલો લઈએ તો, અમેરિકાના હબસીઓની મુક્તિ તેમણે કરેલી હિલચાલ કે મથામણનું ફળ નથી. અને માનવ શરીર કે જીવાત્માની દુઃખદશાનું તેમના કરતાં ખરાબ ચિત્ર કલ્પી શકો ખરા ?

ઇતિહાસ એમ નથી કહેતો

પુરાણા રોમના આમવર્ગ 'પ્લેબિયનો'ની દશા ગુલામો જેવી ખરાબ નહોતી; પણ તેઓએ રાજ્યક્રાંતિ કરી હતી. મધ્યયુગના યુરોપની આમપ્રજાની સ્થિતિ અર્વાચીન યુરોપના શ્રમજીવી કરતાં કેટલી બધી ખરાબ હતી ? છતાં, ફરી ફરીને તેઓ ખેડૂતોનાં થોડાંક બંડ જ કરી શકેલા, જે મારીઝૂડીને શમાવી દેવાયેલાં. અર્વાચીન રાજ્યોમાં, રાજા અને અમીર ઉમરાવો સામે ભદ્રલોકોએ કરેલી ક્રાંતિઓ આર્થિક અવદશામાં ખૂંપી રહેલ લોકે નહિ, પણ સારા સુખી લોકે કરેલી, અને તે એવે વખતે કે જ્યારે તેમની સુખસગવડની

દશા ઉત્તરોત્તર સારી થતી જતી હતી અને એ આબાદીની સાથોસાથ એમની સ્વતંત્રતા પણ વધતી હતી. અમેરિકાની ક્રાંતિ દારિદ્ય હણવા માટે નહિ, પણ પોતે માનેલા કુદરતી માનવી હક સ્થાપવાને માટે થયેલી. તે હક એ કે, અમારાં રાજકારણ અને અર્થકારણ ઘડવાનો અમારો સ્વતઃસિદ્ધ અધિકાર છે. એક ફ્રેન્ચ ક્રાંતિ આપણા કેટલાક સમાજવાદી મિત્રોના પ્રસ્તુત વિધાનને સિદ્ધ કરતી ગણાય, તેમાં પણ કશો આધાર નથી. ખેડૂતો અને નીચલા મધ્યમ વર્ગની સ્થિતિ, સાચું જોતાં, સુધરતી હતી. હવે દુઃખ અસહ્ય છે માટે ક્રાંતિ કરો એમ નહોતું થયું. પરંતુ પહેલાં જે ધીરજથી લોક સહી લેતા તે હવે સહેવા તૈયાર નહોતા, એ એનું કારણ હતું. જે પ્રત્યક્ષ પરિસ્થિતિમાં લોકો જીવન ગાળતા હતા તે અને કુદરતી હકો, સમતા ને સ્વતંત્રતા જેવી ચીજો વિષેના એમના ખ્યાલો—એ બે વચ્ચે વિશાળ અંતર હતું. આ ખ્યાલો (તે પણ સાવ સાચા કે તર્કશુદ્ધ તો નથી જ) તો તત્ત્વજ્ઞાનીઓએ ઉપદેશ્યા હતા, અને એ તત્ત્વજ્ઞાનીઓને તેમના જમાનાના વ્યવહાર જોડે ઓછી જ લેવાદેવા હતી. અને છતાં, આ ફ્રેન્ચ ક્રાંતિનું સ્વરૂપ શું છે? ઇતિહાસકારોએ એને વગર સંકોચે ખાસ ઘટના કહી છે.

હમણાંની એક રશિયન ક્રાંતિ જ એવી છે કે જેનું એક કારણ જનતાની અકલ્પ્ય એવી અતિખરાબ આર્થિક સ્થિતિ હતું. પરંતુ એ સ્થિતિ સાધારણ નહોતી; વધારે રશિયાનું ઉદાહરણ તો એ, મહાયુદ્ધનો થાક અને સત્તાનો લોપ, એને આભારી હતી. યુદ્ધ પહેલાંની ખેડૂતોની સ્થિતિ જુઓ તો, જ્યારે રશિયાનો ખેડૂત માત્ર કૃષકદાસ (serf) હતો ત્યારના કરતાં જરૂર સારી હતી, કેમ કે કૃષકદાસત્વ નાબૂદ થયું હતું. વળી, તે વખતે મધ્ય યુરોપના બધા દેશોની

સામાન્ય આર્થિક સ્થિતિ લગભગ તેવી જ એકસરખી હતી. જર્મની, ઑસ્ટ્રિયા, હંગરીની આર્થિક સ્થિતિ રશિયાથી વધારે ખરાબ નહિ તોય તેના જેવી તો હતી જ. અને છતાં ત્યાં ક્યાંય તેમાંથી ક્રાંતિ ન નીપજી. આજે પણ મધ્ય યુરોપના દેશોની દશા એવી જ નિરાશાજનક છે, છતાં ત્યાં કંઈ ક્રાંતિનાં ચિહ્ન જણાતાં નથી. આ રશિયન ક્રાંતિનો જો કોઈ સૂક્ષ્મ અભ્યાસ કરે તો એને જરૂર જણાશે કે, તેની સફળતામાં મોટો ભાગ ભજવનાર દૈવ હતું. એ ક્રાંતિમાં એવી અનેક ઘડીઓ આવી હતી, કે ત્યારે જો જરાક વાંકુંચૂકું ગયું હોત તો આખું નાવ જોખમાઈ જાત. અને કેટલીક વાર તો, ક્રાંતિના સામાવાળિયાનાં લેખાં ઊંધાં પડ્યાં ને તેથી વિજય મળ્યો, એમ બન્યું હતું.

**એશિયાઈ ઉદાહરણો**

ઉપર મેં પશ્ચિમના ઇતિહાસની ક્રાંતિઓના દાખલા લીધા છે, કારણ કે ઐતિહાસિક વિકાસપદ્ધતિ એ ઇતિહાસ જ બતાવે છે એમ નૂતન માનસ માને છે; એશિયાઈ ઇતિહાસ ઊંચાંનીચાં મોજાંની એવી માળા છે કે, તેમાંથી એ પ્રવાહની દિશા ખોળી કાઢવી મુશ્કેલ પડે છે. તેમાં પ્રગતિ અને પ્રકાશના પ્રસંગો અવારનવાર આવે છે, અને પછી છૂપા હ્રાસ અને વિલયની લાંબી રાત્રિ બેસે છે. છતાં ઇતિહાસને પાને ચડેલા એશિયાના કેટલાક ક્રાંતિયુગોના દાખલા લેવા અપ્રસ્તુત નથી. તેમાંના ઘણાખરાનો સંબંધ ધાર્મિક કે રાજકીય પ્રતિભાવાળી વ્યક્તિવિશેષોનાં જીવન સાથે ઘાડો હતો. જીવનવ્યાપી એવી મહાક્રાંતિ તરીકે જોઈએ તો, બુદ્ધધર્મ, ખ્રિસ્તીધર્મ કે ઇસ્લામના કરતાં કશું ચડે ખરું? છતાં, એ પ્રભાવિત પુરુષોના જન્મની એક બીના તમે બાદ કરો, તો હિંદ, અરબસ્તાન ને તે પારના મુલકોનો સમાજ સૈકાં સુધી એકધારો વહ્યે ગયો હોત. પછી અલેક્ઝાંડર, ચંગીઝખાન, તૈમુર, અહમદશાહ, અકબર,

શિવાજી વગેરે રાજકીય વિભૂતિઓ જુઓ. તેઓએ રાજકીય જીવનમાં ભારે વિપ્લવો કર્યા. તેમના વગર, લોકજીવનમાં ને લોકસંસ્કૃતિમાં કશી હિલચાલો ન જન્મી હોત. પણ આનો અર્થ એ ન સમજવો કે, પ્રતિભાનો જન્મ થવાને અનુકૂલ સંજોગો નહોતા ને તે થયો; કહેવાની મતલબ એ છે કે, ક્રાંતિનિર્માણનું શ્રેય સંજોગો જેટલું જ વ્યક્તિને પણ ઘટે છે; અને આ પણ એક સાચી હકીકત છે કે, પ્રતિભાસંપન્ન પુરુષો પેદા નથી થયા ત્યારે સમાજનું રગશિયું ગાડું એને ચાલુ ચીલે, કાળના કાળ સુધી, ગબડતું ગયું છે. આ બધા પ્રસંગો ક્રાંતિના હતા એમાં શંકા નથી. પરંતુ તેમના મૂળમાં કોઈ અસહ્ય શારીરિક કે આર્થિક દુઃખો નહોતાં. એનાં કારણો તો, એની ઉત્પાદક પેલી પ્રતિભાવાન વ્યક્તિઓનાં જીવન જેવાં તથા જે સંજોગોમાં તે અવતરી તેના જેવાં, અનેકવિધ હતાં.

**હરિજન ચળવળનું દૃષ્ટાંત**

વળી, હિંદના હરિજનોનો દાખલો લો. આવડો મોટો સમુદાય, જગતના તવારીખકાળના પ્રારંભથી જ જે જાતની શારીરિક અને નૈતિક અવદશામાં સડતો આવ્યા છે, તેને તોલે આવે એવું, અર્વાચીન કે પ્રાચીન ગુલામીમાં પણ શોધ્યું જડે એમ નથી. અને છતાં તેમનામાં ક્રાંતિ થઈ છે કે? આજની હરિજન હિલચાલ પણ એમની કૃતિ નથી; અમેરિકાના હબસીઓની મુક્તિ માફક, તે ઇતરજનોની એમને લાધી રહી છેઃ હબસી અને હરિજનોમાં આજ જે કાંઈ ચેતન છે તે એમને માટે અન્ય લોકે કરેલા કાર્યનું ફળ છે.

પૂર્વપશ્ચિમની આ બધી ઐતિહાસિક હકીકતો એ સિદ્ધ કરે છે કે, અમુક સંજોગસ્થિતિ હોય તો એને પરિણામે અચૂક ક્રાંતિ આવી રહે એનું ઇતિહાસમાંથી પ્રમાણ નથી મળતું; આવી કોઈ

જાતની અવશ્યંભાવિતા જણાતી નથી. ઇતિહાસકારો કોઈ ક્રાંતિનાં કારણરૂપે જે હકીકતો ખડકે છે તે એ બનાવ બન્યા પછી. અને તે કારણો પણ કેટલાં બધાં ને વિવિધ, તથા તેમાં આગળપડતો ભાગ લેનારાના વ્યક્તિત્વમાં તથા જમાનામાં અને તે તે દેશની વિશિષ્ટ પરિસ્થિતિમાં આખાં ને આખાં ખચેલાં હોય છે! એટલે, તે ઉપરથી ક્રાંતિની શરતોનું કાંઈ પણ શાસ્ત્ર ઘડી કાઢવું એ લગભગ અશક્ય છે. છતાં, ક્રાંતિની કાંઈ પણ કારણમીમાંસા શક્ય હોય તોય, તે ભૌતિક નહિ પણ માનસિક અને વિચાર— કે ભાવના— ગત છે.

પૂર્વપક્ષ ઇતિહાસ-સિદ્ધ નથી

ક્રાંતિનું આવું એક પૂર્વકારણ, લોકોની દૃષ્ટિએ શી સ્થિતિ હોવી જોઈએ અને શી વસ્તુતઃ છે, એ બે વચ્ચેનું ભેદદર્શન છે. ભૌતિક અને આર્થિક દશા અસહ્ય હોવી જોઈએ, એવા પૂર્વકારણની કશી જરૂર નથી. પણ, પોતાના જીવનની વર્તમાન દશા અને પોતાનાં એ વિષેનાં આદર્શસ્વપ્ન, એ બે વચ્ચે મોટો મહાસાગર છે ને ઉત્તર દક્ષિણ જેવું અંતર છે, એ લોકોની નજરમાં બેસવું જોઈએ. અને આમ થવું એ લગભગ ઇતિહાસથી પર બીના છે. જો આ અંતર પૂરતું ભેદક હોય તો તેમાંથી ઉછાળાની આશા બંધાય. અને આ વિધાનની સત્યતા પૂર્વપશ્ચિમના ધાર્મિક ને રાજકીય વિપ્લવો જુઓ તો સિદ્ધ છે. જ્યારે જ્યારે મહાન પરિવર્તનો થયાં છે ત્યારે ત્યારે હમેશ માનસિક ક્ષોભ એનો અનુષંગી હતો જ. આર્થિક બાબતોને જે વધારેપડતું મહત્ત્વ અપાય [illegible] તે તદ્દન આધુનિક વસ્તુ છે. યુરોપનો આજનો આમવર્ગ જે દશામાં જીવન ગુજારે છે તે એમના સૈકા પહેલાંના પૂર્વજો કરતાં ક્યાંય બહેતર છે. છતાં, જૂની દશા ધીરજથી

ક્રાંતિની સાચી કારણમીમાંસાઃ—
(૧) દૃષ્ટિપરિવર્તન

સહેવાતી; કારણ કે પૂર્વની ગરીબ પેઢીઓ પોતાની દશાને લગભગ નિયત ને અટળ માની ચાલતી, એટલે એમને એ ન્યાયી અને અવશ્ય બનનારી લાગતી. પણ, માનવના જન્મસિદ્ધ હકો, ન્યાય, સમતા વિષેના નવા વિચારોનો ઉપદેશ અને વિજ્ઞાનની શોધો પરથી સિદ્ધ થતું લાગ્યું કે, આ બધી બદબખ્તી આવશ્યક કે અનિવાર્ય નથી; તે તદ્દન અન્યાયપૂર્ણ છે. જે પુરાણી નિષ્ઠાબુદ્ધિને કારણે તે સહ્ય બનતી તે નાશ પામી છે. મજૂર અને માલિક વચ્ચેનો સંબંધ વેપાર પૂરતો ને આગંતુક જેવો બન્યો છે. મોટાં કારખાનાંમાં તો તે તદ્દન નાબૂદ થયો છે. ભાવનાની પ્રેમગાંઠ પણ સાવ જતી રહી છે. જે છે તે, આર્થિક અને ભૌતિક દૃષ્ટિએ, હતું તેનાથી બદતર નથી; પણ, લોકો આ સુધરેલી દશાથી પણ શાંતિથી ચલાવી લેવા ખુશી નથી. એટલે, વસ્તુસ્થિતિ બગડી છે એ વાત નથી, પરંતુ લોકની મૂલ્યની આંકણી જ બદલાઈ છે. શું ખોટું, શું ખરું; શું ન્યાયી શું અન્યાયી; કઈ નિષ્ઠા યોગ્ય, કઈ અયોગ્ય; શું કાર્ય, શું અકાર્ય;—આ વિષેનો વિવેક જ પલટાયો છે. ટૂંકામાં, એમની નૈતિક દૃષ્ટિ જ પરિવર્ત પામી છે. વિચાર અને વસ્તુતા વચ્ચે આવી જાતનો વિસંવાદ જ્યારે પ્રગટે છે, ત્યારે સમાજની સ્થિતિ નાજુક બને છે, અને તે અવસ્થાંતર પામે એવી દશા જન્મે છે; વર્તમાન જીવનના તારતમ્યમાં ભંગ પડી તે ઊધું વળે છે. પછી, આ જે તારતમ્યભંગદશા, તેને દુરસ્ત કરી દેનાર કોઈ પણ જાતનો પલટો નજરે આવે છે.

(૨) આશાનો ઉદય

આવી બીજી માનસિક દશા છે તે માનવહૃદયમાં સમૂહગત આશાકિરણ પ્રગટે એ છેઃ લોકોને લાગે કે, આપણી દશા સુધરી શકે છે. આવી આશા, લોકજાગૃતિની જાણે હાકલ ન હોય, જાણે પેલા પેગંબરની વાણી ન હોય કે 'ઈશ્વરી રાજ નજીક છે, ઊઠો,

જાગો,'—તેવી રીતે પ્રેરક બને છે. આ આશામાં શ્રદ્ધાનો અંશ છે; ભાગ્યે જ એ અતિ તર્કશુદ્ધ પાયા પર બંધાયેલી હોય છે. ખરું જોતાં, એ, માનવજનતાના અમુક અંશને એના પ્રગતિકાળમાં અવારનવાર જે એક પ્રકારનો ઉત્સાહ, જોમ, વેગજ્વર આવે છે, એનું પરિણામ હોય છે. અને તે એકાદ વિભૂતિને લઈને કે અનુરૂપ હાકલ કે બોલ કે તેવા પ્રસંગને લઈને હોય. અને જો એવી વિભૂતિને આપણે સૂક્ષ્મતાથી અવલોકીએ તો અંતે તેમાંથી એમેય નીતરે કે તે નાટકી, અધચક્કર, આવેગી, વિચિત્ર કે ઊંધી પૂતળીની છે. હાકલ કે બોલ જુઓ તો તે ભ્રામક સત્યના વેશમાં અર્ધસત્ય જ હોય; પણ લોકને તેની ઘોષણા કરવાનું ને પોતાની સામેના લોકોને નિરુત્તર કરવાના સફળ શસ્ત્ર તરીકે ફાવે એવું હોય. કોના જેવું? જેમ કે, માનવ જન્મસિદ્ધ હક; સ્વતંત્રતા, સમતા ને બંધુતા; અચલ ધન; વગેરે. અને અનુકૂળ પ્રસંગ જુઓ તો, તેના દેશકાલવિશેષ બહાર જેનો અર્થ ન હોય, એવો હોય. એટલે, માનવહૃદયમાં આશા કેવી રીતે પ્રગટે છે એ એવી ગહન પ્રક્રિયા [redacted] કે ત્યાં પેલો સર્વસંમાન્ય માનસપૃથક્કરણશાસ્ત્રી પણ ગોથાં ખાય. માનવજાત પ્રગતિપંથે ચડતી હોય, તે બાજૂ કેટલુંક અંતર સાધ્યું હોય,—આવે વખતે પણ આ આશા પ્રગટે એવું બને. સામાન્યતઃ જ્યારે વધુ સારી સ્થિતિની શક્યતા દેખાય છે ત્યારે આશાકિરણ નીપજે છે. વર્તમાન શ્રમજીવીઓની આશા આવા પ્રકારની છે. એની ઉત્પત્તિનો ઇતિહાસ જુઓ તો, તેના મૂળમાં ન્યાય ને સમતાનો વિચાર-પ્રચાર, તે અનુસાર ૧૯મા સૈકાના સુધારકો ને દયાધર્મીઓના પ્રયત્ન, અને તેમના બાદ મજૂરસંઘોનાં પોતાનાં પ્રયત્ન, સહન અને ત્યાગબલિદાન—એ છે. અને જેમ તેની સ્થિતિ સુધરે છે, તેમ આશા જોર ઊડે છે. નબળાઈ ને નિરાશા એનાં જનક નથી, પણ કલ્પનાવિહારના જેવાં દેખાતાં સામર્થ્ય અને ઉલ્લાસ છે. વાસ્તવ સ્થિતિ સાવ બગડી બેઠેલી છે

માટે આશા નથી આવી, પણ ભવિષ્યના ભભકભરેલા રંગો આકર્ષક અને ઉદ્દામક છે માટે જાગી છે.

રાજકીય, સામાજિક કે ધાર્મિક ક્રાંતિનું અવશ્ય અનુષંગી એક બીજું પણ અંગ છે. અને તે એ કે, પેલી નવી આશા,

**(૩) આશાની સમય-મૂર્તિનો અવતાર**

નવતર શ્રદ્ધા, નવીન વિચાર, નવો ઉદ્ધારમંત્ર એક વ્યક્તિ દ્વારા અવતરે છે. આ વ્યક્તિ, કાળા માથાના માનવીથી શક્ય એટલું, પેલું નવ વસ્તુ પોતાના જીવનમાં અપનાવે છે, તેની મૂર્તિમંત બને છે. એ એનું જીવનકાર્ય હોય છે; એમાં જ એનું સત્ત્વ રમે છે ને પરિપુષ્ટ થાય છે. જાણે કે, એ નવી વસ્તુ એને ભૂતની જેમ વળગી હોય છે. એટલે, એ ખાતર ઘસાયે જવું ને મરી મટવું એ એને સહજ હોય છે. જીવન કે મરણની એને પરવા નથી હોતી– પેલો મંત્ર જ એ તો જપે છે. આવો માણસ મરણિયો હોય છે. એટલે, એનો ચેપ ઊડે છેઃ એ આકર્ષણમૂર્તિ આગળ વસ્તુ ને વ્યક્તિ સૌ કાંઈ ઝૂકે છે. એના સાથીઓ મંત્રમુગ્ધ બને છે; પછી તેમને મન બુદ્ધિ અને તર્ક જેવી વસ્તુ જ નથી; તેઓ એને અનુસરતા લાગે છે. આ માણસ પોતામાં ને બીજામાં એક પ્રકારનો ઉન્માદ-જ્વર ઉપજાવે છે, અને તે એવો તો વ્યાપે છે કે અનિરોધ્ય બની જાય છે. ટૂંકમાં, તે સમયે તો આ માણસ સર્વોપરી છે. એ પણ જોયું છે કે, આ નવવિચાર સફળ આચરાઈ ચૂક્યા બાદ જો તેની જનક વ્યક્તિ જીવતી હોય છે, તો પેલી તેની શક્તિ ને મોહકતા વગરઃ પછી તે માણસ માનવસૃષ્ટિમાં એને યોગ્ય સ્થાને પાછો ગોઠવાઈ ગયો હોય છે. એની કરામત એનામાંથી અલોપ થઈ હોય છે. જે આશ્ચર્યો એ પૂર્વે કરી શકતો તે હવે એનાથી નથી થઈ શકતાં. પણ ત્યારે, તે કૃતકૃત્ય થઈને પછી અલોપ થાય છે. પણ તે પૂર્વે ? મંત્રકવચ ધારેલું જાણે એનું જીવન ન હોય! તલવાર કે ગોળીય એને અડી ન શકે! એના શત્રુઓની સુયોજિતતમ

સંકલનાઓ પણ ધૂળ ભેગી થાય છે. જાણે કોઈ ખાસ સંરક્ષણ-ઢાલ એને મળી ગઈ હોય. તેના સ્થાનથી ભ્રષ્ટ કરવાનું વ્યર્થ નીવડે છે. અણનમ નસીબ એને ધકેલ્યે જ જાય છે અને એ અથાક ને અબાધ્ય રીતે આગળ ધસે છે; તેના શત્રુ તેમ જ સાથીય નિરાંત નથી વાળી શકતા. કેમ કે; એનું અંકિત કાર્ય તો કર્યે જ છૂટકો. ક્રાંતિકારી વિભૂતિઓ આવા પ્રકારની હોય છે.

આ પરથી જોશો કે, ક્રાંતિની કશીયે પુરોગામી આવશ્યકતા હોય તો તે ભૌતિક કે આર્થિક પરિસ્થિતિમાંથી નહિ, પણ માનસિક અને વૈચારિક ક્ષેત્રોમાંથી મળે એમ છે. ભૌતિક ને આર્થિક પરિસ્થિતિ, બહુ બહુ તો, એક આવશ્યક પૂર્વપીઠિકારૂપે કામ દે છે. તેથી જ કદાચ વર્તમાન ક્રાંતિવાદીઓ વિચાર-પ્રસારણા પર આટલો બધો ભાર મૂકે છે. ક્રાંતિ સામે સ્પર્ધતું પ્રતિબળ, જેને પ્રતિક્રાંતિ કહેવાય, તેનું લક્ષણ જોઈએ, તો આ વિચારશક્તિની તાકાત તરત તરી આવે છે. પ્રતિક્રાંતિ હમેશ પ્રચાર પર અને જૂના પુરાણપ્રિય વિચારને નવો અર્થ ને નવું સમર્થન આપવા પર પોતાની મદાર બાંધે છે. પ્રતિક્રાંતિ આવે છે તે પણ લગભગ સરખી જ ભૌતિક ને આર્થિક પરિસ્થિતિમાં. ફરે છે માત્ર દૃષ્ટિ, વિચારો ને વ્યક્તિઓ. તેથી તો આપણે જોઈએ છીએ કે, દરેક ક્રાંતિ સ્વતંત્ર મતપ્રદર્શનની બાબતમાં, પોતાની પૂર્વગત સત્તા કરતાં વધારે કડક જાપ્તો રાખે છે. નવપ્રવર્તિત વિચારસૃષ્ટિમાં મતભેદ અને એનો અસ્વીકાર, એ તો ક્રાંતિનો ભારેમાં ભારે દ્રોહ છે—સંપ્રદાયધર્મમાં જેમ બંડખોરી છેઃ એને તો ફાંસી અને વધસ્તંભ (stake) જ ઘટે. બીજું બધુંય ઉદારભાવે સંખાય, પણ વિચારસૃષ્ટિમાં સાંકર્ય ન ચાલે. એ તો કડક થઈને કાઢવું જ જોઈએ; ભલે પછી તે ક્રાંતિના સાથીઓનું પણ હોય. એને શિક્ષા સખત જ નહિ પણ

ક્રાંતિનું કારણ : વિચારબળ

સત્વર કરવી જોઈએ. કેમ કે, વિચારના વાયરા વાવર કરતાંય વધુ ચેપી હોય છે. વિજ્ઞાનના કોઈ પણ રોગજંતુ કરતાં તે વધારે વ્યાપનારા ને વધનારા, તથા અસરમાં વિશેષ વિનાશક હોય છે. વિચારજનિત ક્રાંતિને લઈને સત્તારૂઢ થવા પામેલા લોકો એમના પૂર્વગત સત્તાધારી કરતાં વિચારની શક્તિને બરાબર ઓળખે છે. જૂના વિચારને બહુ સમર્થન કે આધાર નથી જોઈતાં. માણસમાં રહેલી સ્વાભાવિક જડતા, ટેવ અને મંદતા પણ એનાં પોષક છે. ઉપરાંત, જૂના વિચાર પર માલદારીના દાવાહકો સ્થપાયા હોય છે. પણ નવો વિચાર તો પોતાની શુદ્ધ શક્તિ પર જ આધાર રાખે છે. એટલે જ્યારે એના પર હુમલો થાય છે, ત્યારે આધાર માટે એ કઈ જડતા, ટેવ કે મંદતા યા માલદારોની સોડ ખોળે? એ બધાંનો તો એ નાશ કરી ચૂક્યો, અને એમને સ્થાને નવાં સર્જવાનો એને સમય નથી મળ્યો. એટલે સ્વાભાવિક રીતે એ દમનનીતિનો આશરો લે છે. અને આવું દમન જો પૂરતું ત્વરાસર ન હોય તો નવી ક્રાંતિનું આખું ગાડું જ ઊંધું વળી બેસે. કદાચ આવું જ અફઘાનિસ્તાનમાં બન્યું. અમાનુલ્લા પોતાના દેશબંધુઓનું લોહી લઉં કે ન લઉં, લઉં કે ન લઉં કરતાં ખમચાયો. લેનિન, કમાલ પાશા, મુસોલિની, હિટલર એના કરતાં વધારે સખત થયા છે.

**ક્રાંતિની વેળા અજ્ઞાત છે**

પણ, જોકે હું તો માનતો નથી છતાં, દલીલને ખાતર માનો કે, ભૌતિક અને આર્થિક પરિસ્થિતિ સંપૂર્ણ નિર્ણાયક કારણો છે. તોપણ ઇતિહાસ, અર્થશાસ્ત્ર કે રાજકારણ જાણતો કોઈ માણસ જરાય ચોક્કસ જણાવી ન શકે કે ક્રાંતિ ક્યારે આવશે. કેમ કે, એ તો ગમે ત્યારે આવી લાગે—ક્યાંય સુધી ન આવે તે નય આવે, અને દરમિયાન સમાજ નવું રૂપ ધરીને નિરાંત પણ વાળીને બેસે.

**તો તાત્કાલિક ફરજોનું શું?**

આમ હોવાથી, તાત્કાલિક ફરજ ઉવેખવામાં અલ્પદષ્ટિ જ ગણાય. આંખ સામે પડેલાં માનવદુઃખો દૂર કરવા ના કહેવું એ તો કોના જેવું કહેવાય? એક દાક્તર દરદીને કહે, "હું તમારો ઉપચાર નહિ કરું, કેમ કે અત્યારે મેં આખા લત્તાને અંગે એક એવી સર્વસાધારણ સુખાકારીની યોજના આદરી છે કે તેનાથી રોગમાત્ર મરી જશે. તેને ફળતાં અધસૈકું થશે!" આવા સંજોગોમાં દાક્તરે હંમેશ દ્વિમુખી ફરજ અદા કરવાની હોય. એની વ્યાપક અને વિસ્તૃત યોજનાનો અમલ કરતા જવાની સાથે સાથે એણે તાત્કાલિક ઇલાજો પણ કરવા જ જોઈએ. એમ ન કરે તો દાક્તર ને દરદીની પેઢીની પેઢીઓને અનુભવે પાકા સિદ્ધ થયેલા તેના ધંધાદારી આચારધર્મમાં એ ચૂક્યો ગણાશે. તાત્કાલિક તકલીફો તરફ જો એ દુર્લક્ષ કરે તો એવી બેદરકારીની સૂક્ષ્મ અસર ઊલટી ખરાબ પડશે,—એના ધંધા ઉપર જ નહિ પણ સામાન્ય જનતા પર પણ.

**તે અદા કરવી જ જોઈએ**

એ જ પ્રમાણે, વર્તમાન દુઃખદારિદ્ય પ્રત્યે આંખ આડા કાન કરાય તો તેની અસર સુધારક અને જાહેર પ્રજાની સૂક્ષ્મ ભાવનાઓ જડ કરવા તરફની થાય; તેઓ માનવદુઃખો દેખવા છતાં તેને દૂર કરવા ન પ્રેરાય, એવી કુટેવ પડી જશે. એ જ નહિ. જો તેવું આગ્રહભેર આચર્યે રખાય, તો તેની નીતિને પરિણામે મનુષ્ય માત્ર સાધનરૂપ જ, ચતુર લોકોની બાજીનાં સોકટાં જેવો જ, બની જશે; અમુક કલ્પિત નીતિ સફળ થાય તો તેમ થતાં કેટલું દુઃખ, કેટલી મનોવ્યથા,—અરે કેટલી જીવહાનિ પણ,—થશે એની પરવા નથી. બાજી ખેલનાર પેલા ચતુર ખેલાડીઓ જેટલે દરજ્જે સાચા હોય તેટલે જ દરજ્જે ખોટા પણ

હોય. આની નીતિરીતિમાં મનુષ્યપ્રાણીની મનુષ્ય તરીકે કશી જ કિંમત નથી રહેતી. આવા ભયંકર વિચારોથી જ ભૂતકાળમાં કતલો, અન્યાય, બળાત્કાર ને જહાંગીરી તથા જુલમરાજ સંભવતાં. મનુષ્યજીવન પ્રત્યે પાવિત્ર્યભાવના જતી રહે છે. સુધારક ભાવનાવાળો માણસ સામે એવી દલીલ પણ ન કરી શકે કે, એના શત્રુરૂપ પેલા સિતમગાર, સત્તાધારી, સ્વાર્થી, આક્રમણકાર, વિજેતા અને વિફરેલ ગુંડાઓ—બધા પોતાની સ્વાર્થબાજીઓ સાધવા જ માણસોનાં માથાં હોડમાં નથી મૂકતા? ખુલ્લંખુલ્લા તેઓ મનુષ્યજીવનને વટાવનારા છે. પણ સુધારક તેમનો દાખલો ટાંકી પોતાનો બચાવ નથી કરી શકતો. એનો ઉદ્દેશ ઉદાત્તતર છે, સાચું મનુષ્યકલ્યાણ સાધવાનો છે. એણે પોતાની તથા પ્રજાની સામે ન્યાય, દયા અને માનવજીવનના ઉદાત્ત ઉપયોગનો આદર્શ રાખવો જોઈએ. એટલે એણે તો પેલાઓ કરતાં ઊંચો ધડો બેસાડવો જોઈએ.

**પૂર્વપક્ષનો અનવસ્થા-દોષ**

વળી, જો સામાવાળિયાઓની આ બધી દલીલો એક નિષ્ક્રિય તર્ક તરીકે તેટલે સુધી સાચી છે, તો તે પ્રમાણે સક્રિય સીધો વિચાર કરી આગળ જવામાં શું ખોટું? જો પ્રજાની બદતર દશા સુધારવા મથીએ તો પ્રજાકીય અસંતોષની માત્રા ઘટે; એટલે તેને જેમની તેમ રહેવા દઈએ ને તે સુધારવા આંગળી સરખી ન ઉઠાવીએ: આ વિચાર જો સાચો હોય, તો કોઈ માણસ પ્રજા પર કુદરતી આફતો પણ આવકારે એમાં દોષ ન બતાવી શકાય. અરે, એથી આગળ વધીને અસંતોષની તીક્ષ્ણ ધારને પાણી ચડાવવા, બદ દશાને બદતર કરવા સક્રિય પગલાં લઈએ, તેમાં પણ કશું ખોટું ન કહી શકાય. ગુંડાગીરી જો બદ દશાને બદતર કરે તો, ગમે તે પ્રકારની ઉશ્કેરણી ને ગુંડાગીરી પણ ગ્રાહ્ય ગણાય. એની એકમાત્ર શરત એ છે કે, તેમ કરનારે એ

સંભાળવું કે, પોતે જેની સામે ઉશ્કેરણી ઊભી કરવા ઇચ્છે છે અને એમ કરી ક્રાંતિ સાધી જેમનું અન્યાયી સત્તાસન ડગાવવા તાકે છે, તેઓને માથે એ કામગીરીનો અપયશ પડે. જો ક્રાંતિ કાંઈક નજીક આવતી હોય તો, જૂઠ અને કૂડકપટી પ્રચાર દ્વારા સત્તાને બદનામ પણ કરાય તેમાં ખોટું નથી. 'સાધ્ય સધાય તો ગમે તે સાધન પણ યોગ્ય છે' એ મતવાદનું અંતિમ અને રાક્ષસી સ્વરૂપ આ કહેવાય.

**વર્તમાન નીતિરીતિની દૃષ્ટિએ**

વર્તમાન નીતિરીતિ આ વાદનો જાહેર સ્વીકાર નથી કરતી; પણ વર્તે છે તો તેમ જ,–ખાસ કરીને રાજકીય અને સામૂહિક જીવનમાં. ભૂતકાળમાં માનવ આચાર પર અમુક પરંપરાજન્ય મર્યાદાઓ હંમેશ હોતી. મોટામાં મોટા ક્રાંતિકર ને ભારેમાં ભારે જુલમગાર પણ એમની બંધનશક્તિમાંથી મુક્ત નહોતો. એવી પરંપરામાંથી એક પ્રકારની આંતરસંયમવૃત્તિ ઊપજતી, જે સાધનમાં સ્વૈરાચારના પેલા કરપીણ મત પર કામ દે એવો અંકુશ રાખતી. કેટલાક કટોકટીના સંજોગોમાં આ અંકુશ પણ અફળ જતો એ સાચું; પણ એ માત્ર મર્યાદિત સમય પૂરતો જ. બાકી તો, એનાં મૂળ નીતિ, ધર્મ, પ્રચલિત વહેમો અને રીતરિવાજોમાં ઊંડે રોપાયેલાં હતાં. આજે પ્રચલિત નીતિમાં અશ્રદ્ધા આવતી જાય છે. ધર્મશક્તિ ખલાસ થઈ ચૂકી એમ ગણાય છે, વહેમ જઈ વિજ્ઞાન આવ્યું છે, અને રીતરિવાજો તો ફરતા જાય છે. એવા સંધિસમયમાં જો ઉપરના જેવાં ભયંકર ને વિચ્છેદક વિધાનો આચારસૂત્રો બને, તો માનવજાત અંતે બિલકુલ શૂન્યવાદે (Nihilism) જ જઈ બેસે. જે રસ્તે પાસા પોબાર પડે એ જ માનવપ્રાણીને માટે સાચી સમાજનીતિ ને આચાર-ધોરણ ને બીજું નહિ, એમ બને. એથી અન્ય ધોરણ વિચારવાનો પાયો ન રહે. જુઓ તો આવા શૂન્યવાદના આગમનનાં ચિહ્ન પણ

નથી એમ નથી. સમુદાય વચ્ચેનાં ખુન્નસ ને વેરઝેર માનવને કેટલું બધું ભ્રષ્ટ કરી શકે છે તે ગત મહાયુદ્ધે બતાવ્યું છે. તે બધું વિજયને ખાતર હતું, કેમ કે ઉદ્દેશ તો દરેક પ્રજાએ ન્યાયી બતાવ્યા હતા. આજે કારખાનાં, પ્રયોગશાળાઓ અને છાવણીઓમાં તડામાર ચાલતી શસ્ત્રાસ્ત્રની તૈયારીઓ જુઓ; અને તેની સાથે એ વિચારો કે, વિજય આગળ સાધનશુદ્ધિ સાવ નાચીઝ જેવું લેખું છે. એથી તો ધૃષ્ટમાં ધૃષ્ટ અને સાવ અવિચારી માણસને પણ એક વાર તો થંભી જઈ વિચાર આવે, "અરે, આપણી નીતિ-મર્યાદાનો તે કોઈ સંગીન સિદ્ધાંત પર પાયો છે કે કેમ?" એ બધું જોઈને તો ગાંધીજી જોરશોર નહિ જણાવતા હોય કે, "મારે માટે સાધ્ય અને સાધન સરખા જ વાચ્યાર્થવાળાં છે?"

અસાધારણ સંજોગોમાં માનવબુદ્ધિ અતિ ઝીણું ન કાંતી શકે એ મને ખબર છે. આપણે મૂળમાં ક્રિયાશીલ પશુઓ છીએ, અને વિચારમાત્રનું કામ પણ આચાર ઘડવાનું છે. એટલે, આ જગતમાં માનવજીવનના ઘોડા દોડાવતાં છતાં, તેની સાથોસાથ આપણે વિચારવું પણ પડે છે. અસાધારણ કટોકટીની વેળાએ તાત્કાલિક ને, ઝીણાં નહિ તો, જાડાં લેખાં પણ માંડવાં જોઈશે. આજે કે ભવિષ્યમાં જનતાનું જીવન સંભાળવા સારુ, કેટલાક જીવોની આહુતિ આપવી પડશે. સેંકડો માઈલના પ્રવાસે હજારો લોકોને લઈને નીકળી પડેલો ગાંધી જેવો કૂચનાં અપંગલૂલાં માટે ઊભો નહિ રહી શકે. આફતમાંથી ઊગરવું હોય તો તેવાં લોકને એમના નસીબને આશરે છોડી આગળ વધવું જોઈશે. લેનિન જેવા, ક્રાંતિકાળની વચમાં દુકાળ જેવી ઘટનાથી પણ, મુખ્ય મુદ્દાનું દુર્લક્ષ ન કરી શકે. પરન્તુ, આવું તો કટોકટીના સંજોગોના દબાણમાં જ, જ્યારે જીવનમરણની જકડમાં ખેલી રહ્યા હોઈએ ત્યારે જ, બરોબર ગણી શકાય. આ વિધાનોને સામાન્ય સિદ્ધાંત ગણીને,

બીજો તર્કદોષ

ઓછેવત્તે અંશે સામાન્ય ગણાય એવા સંજોગોમાંય જો વપરાય, તો એ ભયંકર નીવડે. સમય બહુ બારીક ને કઠણ હોય, સંજોગોમાં ભારે અસ્થિરતા આવી હોય; છતાં જ્યાં સુધી પ્રત્યક્ષ ક્રાંતિએ ન પકડ્યા હોય કે જ્યારે એક ભૂલ પણ આફતકારી નીવડે એમ બને, ત્યાં સુધી માનવદુઃખો, વ્યથા ને મોત વિશે કોઈ પણ માણસ ફિલસૂફની ઉદાસીનતા ન ધરી શકે. ઔષધરૂપ વસ્તુ ખોરાકી ચીજ ન બની શકે. હું ઉપર કહી આવ્યો કે, ક્રાંતિ ક્યારે આવે એ તદ્દન અધ્ધર વસ્તુ છે. આવે તો આજે આવે ને નહિ તો અધસૈકુંય વિના આવ્યે જાય. એટલે, સાચો પ્રજાહિતૈષી પોતાના દેશબંધુઓની વર્તમાન પેઢીનાં સુખદુઃખો બાબતમાં હલકે કાળજે વર્તી ન શકે; એણે સંભાળવું જ જોઈએ. ક્રાંતિની તૈયારી માટે જરા ધીમાશ રાખીને પણ, તેમનાં દુઃખોના તાત્કાલિક નિવારણાર્થે ઉપાયો યોજવા ઘટે. બિહારમાં ભૂકંપ થયો તો ત્યાંની સવિનય ભંગની લડત લગભગ મોકૂફ કરવામાં આવી. જવાહરલાલજી પણ તેના નિવારણાર્થે દોડ્યા. સામાવાળિયા સરકારે પણ તરત બધા કેદીઓને છોડી મૂક્યા. આટલું તો દેશસેવકોએ કરવું જ રહ્યું.

**સાચી ફરજ દ્વિમુખી છે**

એટલે, સારા દાક્તરની જેમ સુધારકનો દ્વિમુખી ધર્મ છે. એક તરફથી પ્રજાને આગામી ક્રાંતિ માટે તૈયાર કરવાની સાથે તેણે તેમના રોજિંદા પ્રશ્નો પણ ઉકેલતા રહેવું પડશે. એમનો ઉકેલ જ ક્રાંતિ માટેની આવશ્યક પ્રજાકીય તાલીમરૂપ થશે. વળી, તેનાથી ક્રાંતિના નાયકો લોક પર કાબૂ લાભશે, કેમ કે તેઓ એમના રોજિંદા જીવનનાં સુખદુઃખોમાં ભાગી બને છે. આ દ્વિમુખી પ્રયાણકાર્યને, જોઈએ તો, બે દલમાં વહેંચો: એક દલ રોજિંદા પ્રશ્નો પાછળ લાગ્યું રહે ને બીજું આગામી ક્રાંતિનું વાતાવરણ ઉત્પન્ન કરે. છેવટે, જ્યારે ઇતિહાસકાર ક્રાંતિનું શ્રેય કોને ભાગે જાય એ બતાવવા બેસશે ત્યારે, કોને ખબર

કે, છેલ્લો તે પહેલો ને પહેલો તે છેલ્લો ન બેસાડાય? ત્યારે નમ્ર ને મર્યાદીને પહેલું માન પણ મળે.

રચનાત્મક કાર્ય સંગીન નીતિ છે

બારડોલી જેવી લડતો, ગ્રામસેવી ને ખેડુતસેવી સંસ્થાઓ, મજૂર મહાજનો, રાષ્ટ્રીય કેળવણી, હરિજનસેવા, ખાદી, મદ્યનિષેધ આદિ બધાં રચનાત્મક કાર્યો એક રીતે જોતાં તાત્કાલિક પ્રશ્ન ઉકેલવા માટે છે. એ વિષે સફળતમ કાર્ય તો રાજસત્તા હાથ આવ્યે જ થઈ શકે. સુધારકે શ્રદ્ધા રાખવી જોઈશે. તે ચોક્કસ અવિભિબંધ ક્રાંતિ ન લાવી શકે. ક્રાંતિની આંધી એને રસ્તે ને એને સમયે આવશે. દરમિયાન, સુધારકે શ્રદ્ધા રાખીને હાથ પરને કામે મંડ્યા રહેવાનું છે, અને નજર પેલા ધ્રુવતારાથી ખસવા દેવાની નથી. રોજના આવા રગશિયા કામની ધમાલમાં પડેલા આ સુધારકને વિષે, કદાચ, અંદરનું નહિ જોનાર ઉપરછલા પ્રેક્ષકને લાગશે કે, તે તો લક્ષ્ય વીસર્યો છે. ૧૯૨૩ થી ૧૯૨૯ સુધી ગાંધીજીય એવા જ લાગતા હતા ને! જાણે કે, તે લક્ષ્ય વીસર્યા છે. ત્યારે ઘણાને એવું લાગતું ને કહેતા પણ. પણ સાચું જોતાં તો, ત્યારે તૈયારીઓ ચાલી રહી હતી, અને ૧૯૩૦ના વર્ષે તે સ્પષ્ટ કર્યું. આવી આવશ્યક તૈયારીઓ જો શાંતિથી ન થઈ હોત, તો લોકમાનસ જ્યારે ક્રાંતિમુખ થઈ શકે એવી તક આવી ત્યારે તે ખરો લાગ ખોઈ બેસત. તેથી એક અથાક ને અડંગ કાર્યકર્તાને છાજે એવી શ્રદ્ધા અને આશાભરી વાણી ગાંધીની છે કે, " મારે એક ડગલું બસ થાય."

મજૂર મહાજન પ્રવૃત્તિનો દૃષ્ટાંત

મજૂર મહાજનોની પ્રવૃત્તિને કોઈ માર્ક્સવાદીએ કદી તુચ્છકારી નથી. તે તાત્કાલિક પ્રશ્નને અંગેની સુધારક ઢબની છે. કેટલીક વાર તેનું આખું રહસ્ય અમુક રૂપિયા આના ને પાઈના તોડમાં જ આવી રહે છે. છતાં તે જરૂરી પ્રવૃત્તિ છે. કશીય વિજયવંતી ચળવળ

કરવાને માટે આવશ્ય એવી નૈતિક તાલીમ તેનાથી મળે છે. મજૂરોમાં ઐક્યભાવ, સંગઠન, સંઘવૃત્તિ ને સંઘ પ્રત્યે મમતા, સહકારબુદ્ધિ, શિસ્ત, અને સમસ્ત પ્રત્યે ગૌણભાવ ને આજ્ઞાધારિતા, અને વૈયક્તિક વધારેપડતી મહાકાંક્ષા ને મત્સર પર આવશ્યક એવા નિગ્રહ પણ જન્મે છે. વળી, આવાં રચનાત્મક કાર્યો ન હોય તો દળના સામાન્ય સિપાઈઓ શું કરે ? બધો વખત હાકલો મારતા ને વિચારસરણી ઘડતા તો તે ન જ હોઈ શકે. તેમણે ખંત અને ધીરજપૂર્વક વ્યવસ્થા ને કામ કરતાં શીખવું જોઈશે.

વળી, જગતમાં દુઃખ, દારિદ્ર, રોગ, ગંદકી, અધોગતિ ને અજ્ઞાન એટલાં તો ભરેલાં છે કે, એક નહિ પણ દશ ક્રાંતિઓ આવે તોય તેમનો ઉકરડો ઊડે એમ નથી.

*ખોટાં કટાક્ષનો દરિયો* આની કોઈ પણ ક્રાંતિવાદી ના કહી શકે ખરો ? એ ઉકરડાનો પર્વત એવો તો તીક્ષ્ણગંધી ને અભેદ્ય છે કે, એકાદ બિચારો સુધારક તેમાં જરાક સરખું ઉસરડચે શું ઘટવાનું હતું ? તેનાથી અસમાનતા ને અન્યાયની ધાર એવી તે શી બુઠ્ઠી થઈ જવાની ? એટલે, ક્રાંતિનાં ભૌતિક પૂર્વ-આવશ્યકો નાબૂદ થશે કે ઓછાં થશે એવી ભીતિનું કારણ નથી. રેંટિયા વિષે વિચારીએ તો, આપણા પૂર્વપક્ષી જ કહે છે તેમ, દારિદ્રના પ્રશ્નને એ બીચારો તો અડી પણ શકતો નથી. એમ હોય—અને એમ છે પણ—તો, રેંટિયા દ્વારા અમે જે કાંઈ કે જરાસરખી મદદ બેકાર, અનાધાર અને વિધવાઓને કરીએ છીએ, તેનાથી ક્રાંતિકાળ દૂર જશે એમ એમણે ભય રાખવાની જરૂર નથી. ખેડૂતના ઘરમાં થોડાંક રૂપિયાં મોકલી રાજી થનાર અમે, ક્રાંતિની જાદુઈ લાકડી તેમને ચાંદી કે નિકલનાં કરી દે તે જોઈને તો, કેવાય રાજી થઈશું. ગરીબોને સારી મજૂરી ને સારી સુખાકારી મળે એ અમને ખૂંચતી વાત નથી. ખેડૂતની નવરાશની મજૂરીથી પણ ગણુતર દોઢિયાં જ મળે તેણે સંતુષ્ટ રહેનાર માણસ નથી

દેશભક્ત કે નથી દયાધર્મી. એમાં તે કયી મોટી મહત્ત્વાકાંક્ષાયે બળી છે ? એટલે, અમે તો એ ઇચ્છનારા છીએ કે, આપણી જનતા ઉત્તમોત્તમ ભૌતિક, નૈતિક ને બૌદ્ધિક કક્ષાએ પહોંચે. ગાંધીજી જેવો માણસ એથી ઓછું ઇચ્છે જ નહિ, એ નિઃસંદેહ વાત હોવી જોઈએ. પરંતુ તે ને તેમના સાથીદારો વ્યવહારદક્ષ આદર્શ-વાદીઓ છે. અને આજના સંજોગોમાં ભિડવામાં એમની દુઃખદ મુસ્કેલી એ છે કે, આ થોડાક દોઢિયાં પણ ગરીબને માટે તો મોટી પ્રાપ્તિ છે; એ એમને જીવનમરણના પ્રશ્નમાં મદદ સમાન છે.

**રચનાત્મક કાર્યક્રમની કસોટી**

ઝાડની સાચી પરીક્ષા તો છેવટે તેનું ફળ જ છે. જ્યારે જ્યારે સત્યાગ્રહ શરૂ થયો છે કે કાંઈ અમલી ઉપાય આદરાયો છે, ત્યારે ત્યારે ખાદીવાદી ને રચનાત્મક કાર્યકર્તા તેમાં કદી પાછળ નથી રહ્યો. અને થાકેલા-ઓએ જ્યારે વિરામ લેવાનું કહ્યું છે, ત્યારે તે કહેનારેય ખાદીમાનસધારી નહોતો. અને જ્યારે પદગ્રહણનો પ્રશ્ન આવ્યો છે, ત્યારે પાછળ કોણ રહેલ છે ? અનુભવથી જોયું છે કે, રગશિયા ગાડા જેવા ગણાતા પેલા ખાદી-વાદીઓ જ. જ્યારે સખત નીરસ મહેનતમજૂરીની દેશે માગણી કરી છે, ત્યારે પાછું કોણ આગળ આવી ઊભે છે ? એટલે, ખાદી-માનસ કોઈ પણ કસોટીમાં ઓછું ઊતર્યું છે એમ નથી. શિસ્તની બાબત જુઓ, તો તેમણે ઓછામાં ઓછી જ તકલીફ આપી છે. સહન, ત્યાગતત્પરતા, આજ્ઞાપાલન, સંગઠન, પ્રામાણિકતા, અઘટિત મહત્ત્વાકાંક્ષા ને ઈર્ષાનો અભાવ, એ ગુણો જો અસરકારક ને સાચા ક્રાંતિવાદીનાં લક્ષણ હોય, તો આ કાર્યકર્તાઓ બીજા કોઈથી ઊતરે એમ નથી.

આ આખી ચર્ચામાં સંઘજીવનમાં અહિંસાની-નવી નીતિની વાત મેં નથી છેડી; પણ આજે માન્ય અને વ્યવહારુ ગણાતા

રાજકારણ અને સંપત્તિશાસ્ત્રના જ આધાર ઉપર આ આખી ચર્ચા કરી છેઃ કેવું હોવું જોઇએ તે ઉપર નહિ, પણ કેવું છે તેના ઉપર મારી દલીલો રચી છે. વર્તમાન નીતિના પાયા વિષે મેં તકરાર ઉઠાવી નથી. અને ગાંધીજીના સત્ય અને અહિંસાના નૂતન છતાં પ્રાચીન સિદ્ધાન્તની પણ મેં વાત નથી કરી.

ચર્ચાની મર્યાદા

માર્ચ, ૧૯૩૫

## ૩. સમાજવાદ અને મહાસભા

૧

**સમાજવાદ એટલે શું ?**

દરેક નિશાળિયાનેય ખબર હોવી જોઈએ કે સમાજવાદ એક આર્થિક સિદ્ધાંત છે અને જગતને પીડતા પ્રશ્નો સમજીને તેમને ઉકેલવાનો એનો પ્રયત્ન છે[1] ” પરંતુ એક નિશાળિયો, આ દેખીતા નિર્દોષ શબ્દોનું પૂરું રહસ્ય–પૂરો ગર્ભાર્થ પ્રત્યક્ષ સમજ્યા વગર પણ વ્યાખ્યા જાણી શકે. આ વ્યાખ્યાનો એમાંથી એક અર્થ થાય : યા તો આ આપણા નાનકડા જગતને પીડતા સર્વ પ્રશ્નો આર્થિક છે અને તેમનો ઊગમ માત્ર આર્થિક સંબંધોમાંથી છે અથવા તો, આર્થિક સંબંધોથી ઓછીવત્તી અસર પામતાં છતાં તે પ્રશ્નો મનુષ્યજીવનના છે, એટલે કે, આર્થિક પ્રશ્નોથી પર અને તેમનાથી ભિન્ન ભૂમિકાના છે, અને તેથી તેમના ઉકેલ માટે માત્ર આર્થિકથી અન્ય ઉપાયોની જરૂર છે.

---

૧ આ અને આ લેખમાં બીજાં બધાં અવતરણો શ્રી. જવાહરલાલજી-ના *'કોંગ્રેસ અને સમાજવાદ'* નામના લેખમાંથી છે. એમાંથી અવતરણો લઈને આ છૂટક વિચારો રજૂ કરવામાં આવ્યા છે.—સંપાદક

**તે જીવનની એક ફિલસૂફી છે ?**

પહેલા અર્થમાં, સર્વ માનવસંબંધો સમાજના આર્થિક તંત્રનાં સીધાં કે આડકતરાં પરિણામો છે. વસ્તુનું મૂલ્ય માત્ર, —આધ્યાત્મિક છોડો તોયે—ભૌતિક, બૌદ્ધિક, નૈતિક અને કલાકીય મૂલ્યનાં આર્થિક બળો વડે નક્કી થાય છે. આ જો ખરું હોય તો સમાજવાદ માત્ર એક આર્થિક સિદ્ધાંત નથી રહેતો; તે એક ફિલસૂફીનો સિદ્ધાંત બને છે. કેમકે સમસ્ત જીવનને વ્યાપીને વ્યવહારક્ષેત્રમાં પોતે ઊતરવા ઇચ્છે છે, તો પછી આજ સુધી માનવ જગતે જે મૂળભૂત મૂલ્યો સ્વીકાર્યાં છે તેને નવેસરથી આંકવાનો પ્રયત્ન કરવો જોઈએ.

**કે તે એક આર્થિક સિદ્ધાંત છે ?**

જો બીજો અર્થ હોય,—જો એમ વિચારાય કે જગતને પીડતા પ્રશ્નો માત્ર કે મુખ્યત્વે આર્થિક જ નથી—તો સમાજવાદ એક માત્ર આર્થિક સિદ્ધાંત છે એમ નિષ્પન્ન થાય. મનુષ્ય-જીવનના ને તેના વ્યવહારના એક અંગ જોડે એને લેવાદેવા છે; ભલે તે અંગ મહત્ત્વનું હોય, ને એને સંલગ્ન અન્ય ક્ષેત્રોમાંય તેની અસર પહોંચતી હોય; પરંતુ, તે એક જીવનફિલસૂફી હોવાનો દાવો ન કરી શકે, કે ન તે જગતને પીડતાં સર્વ અનિષ્ટોનો ઉકેલ આણી શકે. અને તો પછી, મૂળભૂત મૂલ્યોમાં ફેરફાર થવાની જરૂર નથી; અથવા તો નજરમાંય ન આવે એવી સૂક્ષ્મ વિકાસગતિ સિવાય બીજા કશાની એ મૂલ્યો ઉપર ઝાઝી અસર થવી ન જોઈએ.

**સ્પષ્ટતાની જરૂર**

એટલે, વિચારને શુદ્ધ કરવાને અને આચારને બુદ્ધિશુદ્ધ કરવાને માટે, એક સત્યશોધક અહીં આગળ એ જાણવા ચાહે કે, કોઈ અમુક સમાજવાદી આમાંથી કયું દૃષ્ટિબિંદુ ધરાવનારો છે. આ જો ચોખ્ખું કરવામાં ન આવે તો તેથી ગોટાળો નીપજવાનો સંભવ

છે. પછી કોઈ સમાજવાદી એમ ફરિયાદ ન કરી શકે કે, મારા માર્કાનો સમાજવાદ બીજા માર્કાના સમાજવાદ જોડે ગોઠવવામાં આવ્યો છે.

*　　　　*

શાસ્ત્રીય સમાજ-વાદનો દાવો

પરંતુ, જો કોઈ વાદ, 'પ્રશ્નો'ની આગળ 'કેટલાક' વિશેષણ વાપર્યા વગર, જગતને પીડતા પ્રશ્નો (એટલે કે બધા પ્રશ્નો) ઉકેલવાનો દાવો કરે, અથવા તો 'સામાજિક પુનર્ઘટના'નો પોતે ઉદ્દેશ ધરાવે, અને વળી કહે કે, 'અમારી ઉકેલપદ્ધતિ માર્ક્સપ્રણીત' છે, ને પોતાને માટે 'શાસ્ત્રીય' એવા સુવ્યાખ્યાત તથા સુપરિચિત વિશેષણ—શબ્દ વાપરે;—આમ જો કોઈ વાદ કરે, તો પછી એમાંથી સ્વાભાવિક રીતે તો એટલું જ ફલિત થાય કે, જેને જૂની વિચારસરણી માત્ર કે મુખ્યત્વે આર્થિક આંકણી ગણે છે, તે જ નહિ પણ આંકણી માત્ર અને આખું જીવન એ વાદની તાવણીમાં છેઃ સમગ્ર માનવ જીવનનું પરીક્ષણ તેણે હાથ ધર્યું છે, નહિ કે માત્ર આર્થિક અંગ જ; અને નવી દુનિયા તથા નવું સ્વર્ગ (અલબત્ત, આવનાર ઐતિહાસિક ભવિષ્ય કાળમાં) સરજવાના એના મનોરથ છે. બરાબર આ જ દાવો બોલ્શેવિકો પોતે કરે છે, ને એમના વતી કરવામાં આવે છે. માનવ આચારવિચારનાં સર્વ ક્ષેત્રોમાં એમણે ક્રાંતિ કરી નાંખી છે, વ્યક્તિ અને કુટુંબના સંબંધ, બાળકોનો ઉછેર, શિક્ષણ અને કેળવણી, કળા અને વિજ્ઞાન, સાહિત્ય અને ફિલસફી, નીતિધર્મ અને માનસશાસ્ત્ર. સામાજિક, રાજકીય અને આર્થિક વિચારો તથા વ્યવહાર બધું કર્યું છે. જૂના જમાનાનું જ નહિ, જૂની આખી આંકણીનું પણ પૂરું પરિવર્તન એણે કર્યું છે. તદન

નવા જ માનસશાસ્ત્રને અધીન એક નવું માનસ ત્યાં રચાવા લાગ્યું છે.

* * *

**તેમાં સકારણ શંકાસ્થાન**

'શાસ્ત્રીય સમાજવાદ'* માટે આવો બધો દાવો કરાય છે તે જો સાચું હોય તો, એમની શ્રદ્ધા જૂના મૂલ્યાંકનમાંથી હજી સાવ લુપ્ત નથી થઈ તેઓ આથી સાશંક બને એમાં કાંઈ નવાઈ નથી. એ શબ્દના ઉલ્લેખ માત્રે લોકો એવા તો ડરી મરે છે, એમ કહેવું તે એમને અન્યાય કર્યા બરાબર થાય. એના પ્રસંગોપાત્ત થતા ઉલ્લેખથી એમને બીક નથી લાગતી. તેમને બીક લાગે છે તે તો, માનવને પીડતાં અનિષ્ટોનો એકમાત્ર ઉકેલ આ સમાજવાદ છે એમ કહી, આખા દેશ આગળ વારંવાર એની જોરદાર હિમાયત કરવામાં આવે છે તેની લાગે છે. એટલું જ નહિ, એમ કહેવાય છે કે, એ વાદ આપણી ઉપર ઐતિહાસિક વિધિલેખ જેવો આવી લાગેલ છે, અને એની જરૂર તથા અવશ્યંભાવિતા નહિ સ્વીકારનારાઓ રૂઢિગ્રસ્ત અને પરાગતિક છે.

**શંકા કરનારના બે વર્ગ**

એમાં શંકા નથી કે, હિંદના કે બીજી જગાઓના સમાજવાદના વિરોધીઓમાંના કેટલાક જણ તો સામાજિક અને રાજકીય બાબતમાં પરાગતિક છે. જાણ્યે અજાણ્યે, તેઓ જામી બેઠેલ માલદારી ( Vested

* સમાજવાદ જેને કહેવાય છે તેની અનેકાનેક વ્યાખ્યાઓ થયેલી છે. તેમાં જેને 'શાસ્ત્રીય સમાજવાદ' નામ અપાય છે તેનો પ્રણેતા માર્ક્સ છે. એમાં 'શાસ્ત્રીય' શબ્દ એ વિવક્ષાવાળો છે કે, અન્ય સમાજવાદની કલ્પનાઓ શાસ્ત્રશુદ્ધ કે સ્પષ્ટ નહોતી, તેમની અપેક્ષાએ આ શાસ્ત્રશુદ્ધ સ્પષ્ટ કલ્પના છે. આ વસ્તુને નિર્દેશીને લેખકે ઉપર પોતાની દલીલ રજૂ કરી છે.

Interests )-ના પૈસાખાઉ કે બિનપૈસાખાઉ આડતિયાઓ બનેલા છે. તેઓ સમાજવાદની જ સામે છે એમ નહિ, પરંતુ જગતના અન્યાય-ભોગ બનેલા લોકને કંઈ પણ અંશે ન્યાય કરવા ચાહતી સુધારણામાત્રની સામે છે,—ભલે તે સુધારણા પછી ગમે તે રસ્તે કરવાની હોય તોય.

સાચા સાથીઓની શંકા

પરંતુ, ઉપર્યુક્ત બે અલગ ટીકાકાર-વર્ગોને એક ગણવા એટલે પ્રગતિક અને પરાગતિક વચ્ચે, મિત્ર અને વિરોધી વચ્ચે, ગોટાળો કરવા જેવું છે. ન્યાય તથા સ્વાતંત્ર્ય માટે લડનાર દળને આ ગોટાળો બુદ્ધિભેદમાં નાંખી દઈ નાહક નબળો કરે; અને રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય-યુદ્ધમાં તો આવી નીતિ પરદેશીને બલપોષક જ નીવડે, કેમ કે રાષ્ટ્રનાં સર્વ સામ્રાજ્ય-વિરોધી બળોને તે એકત્ર ન કરી શકે.

સામ્રાજ્યવાદ અને મૂડીવાદની અલગ દષ્ટિ

આ ચર્ચામાં, અલબત્ત, એ ગૃહીત કરી લીધેલું છે કે, રાષ્ટ્રીય એકતા અને રાષ્ટ્રીય પ્રવૃત્તિ કાર્યસાધક થાય એ દષ્ટિથી, સામ્રાજ્યવાદને અને મૂડીવાદને અલગ રાખવામાં આવેલ છે. પરંતુ, જો આ ભેદ ભૂંસી દેવાય તો, 'એકત્રિત સામનો', 'સર્વ સામ્રાજ્ય-વિરોધી શક્તિનો સંગ્રહ', 'રાજકીય સ્વાતંત્ર્યસિદ્ધિ એ જ આપણું પહેલ-પ્રથમ કાર્ય છે,' વગેરે જેવા શબ્દોનો કાંઈ અર્થ રહેશે નહિ. અને રાષ્ટ્રીય આઝાદીની લડત સમાજવાદ-માન્ય વર્ગવિગ્રહમાં મળી જશે; એટલે કે, તેના એક પક્ષમાં હશે હિંદનો શ્રમજીવી વર્ગ ( Proletariat ) અને તેની સામેના પક્ષમાં હશે બ્રિટિશ પ્રજા અને તેની સાથે એ જાતના હિંદીઓના વર્ગો કે જેઓ કમનસીબે નથી શ્રમજીવી વર્ગના કે નથી વર્ગવિહીન, છતાં રાષ્ટ્રને

પરધુરાથી મુક્ત કરાવવા માટે લડવા ને બલિદાન દેવા જેઓ તૈયાર છે. રાષ્ટ્રની લડતની દૃષ્ટિએ અવશ્ય કરવો ઘટતો આ ભેદ ઘણી વાર આપણા સમાજવાદી મિત્રો ભૂલી જાય છે; અને જો કદી તેને તેઓ શબ્દોમાં સ્વીકારે છે, તોય પોતાના કાર્યમાં તો તેને ભૂલી જાય છે. તેમાંના કેટલાકે તો મહાસભાના બંધારણ-માં સુધારાય મૂક્યા છે કે મહાસભાનું ધ્યેય મજૂરરાજ્ય છે.

એટલે આ મુદ્દો ચોખ્ખો કરવાની જરૂર છે, અને તે મહાસભાના અ-સમાજવાદી સભ્ય તેમ જ જે પોતાને સમાજવાદી કહાવે છે તે બેઉને માટે. તેમાંય આ ચોખવટની જરૂર સમાજવાદીઓ માટે તો વિશેષ હિતાવહ છે; કેમ કે તેઓ સામ્રાજ્યવાદ અને મૂડીવાદને એક ગણી કાઢી, રાષ્ટ્ર-સ્વાતંત્ર્યના સીધા સરળ મુદ્દાને વર્ગવિરોધ અને વર્ગવિગ્રહ સાથે ગોટાળામાં નાંખી દે એવો સંભવ છે.

* * *

"કટ્ટરમાં કટ્ટર સમાજવાદી પણ આટલા પૂર્વપક્ષને અમુક અંશે સ્વીકારે છે. કારણ કે, એ કબૂલ કરે છે કે આજ આપણું પ્રથમ લક્ષ રાજકીય સ્વતંત્રતા છે; બીજું બધું એની પાછળ આવવું જોઈએ." કટ્ટરમાં કટ્ટર સમાજવાદી સ્વીકારે છે તો ખરો, પણ દુઃખ એ છે કે તે માત્ર એક વિચાર તરીકે.

તે ન સ્વીકારવાથી ઝગડો

આચારમાં તો, "આ સર્વમાન્ય લક્ષ પ્રત્યે પણ એની દૃષ્ટિ સરખી નથી." એટલે પછી, વ્યવહારમાં મુશ્કેલીઓ આવવાની જ ને આવે જ છે. તેથી કરીને, જ્યાં સુધી આ મુશ્કેલીઓની અસર ઓછી કે નાબૂદ કરવાનો કંઈક રસ્તો ન શોધાય ત્યાં સુધી આપણું કાર્ય અફળ થયા જ કરવાનું; સામસામેના આચારવિચારની ટીકા જ કરવામાં મોટે ભાગે આપણો સમય જવાનો.

આ ઝઘડો વ્યવહારમાં ન નડે તેમ કરવાના બે જ માર્ગો તેનો ઉપાય દેખાય છેઃ—

(૧) જે પહેલપ્રથમ કાર્ય છે તેને પહેલું મૂકવું જોઈએ અને દૂરનાં અને ભિન્નધર્મી કાર્યો પર વધારેપડતો ભાર ન મૂકવો જોઈએ; બધો જ ભાર સર્વસંમત વસ્તુ પર જ મૂકવો.

અથવા તો (૨) હળીમળીને સાધી શકાય એવા કાર્યક્રમો શોધી કે ઘડી કાઢવા જોઈએ. જો અમુક નક્કી સમયમાં આપણે રાજકીય સ્વતંત્રતા સાધવી હોય તો, આપણે માટે આ ઉપરાંત ત્રીજો કોઈ માર્ગ સૂઝતો નથી. એટલે આ બેમાંથી એક માર્ગ જ ન અખત્યાર કરાય, તો આપણું કામ જરૂર જોખમાવાનું જ; એટલું જ નહિ, રાજકીય ધ્યેય તેમ જ જે સામાજિક ધ્યેયની તરફદારીને લઈને આ પક્ષાપક્ષીનો ભય વહોરવામાં આવે છે તે બેઉ દૂર જશે. બે પક્ષોનો કાર્યક્રમ માત્ર કે મોટે ભાગે જો પોતપોતાની ભિન્ન વિચારસૃષ્ટિ જ સર્જવાનો હશે, તો બે વચ્ચે અથડામણ આવવાની જ છે. અને આ વિખવાદ રાષ્ટ્રના હિતમાં

**પોષક મતભેદ નથી**

હશે કે કેમ એનો ફેંસલો અનુમાનથી કે માત્ર ભૂતકાળના દાખલાઓ પરથી નહિ આપી શકાય. ભૂતકાળના દાખલા પોતપોતાના વિશેષ દેશકાળમાં એવા રંગાયેલા હોય છે કે તે પરથી તારવેલો સાધારણ સિદ્ધાંત આડે માર્ગે દોરનારો નીવડે, અને રાજકારણમાં ઉતાવળથી કે ખોટી રીતે તારવેલો સિદ્ધાંત પ્રગતિને પાછી પાડનાર ને હજારોના નાશ તથા સંતાપનું કારણ બને. આપણી ધ્યેયપ્રાપ્તિની અંતિમ સાધનામાં કદાચ એ આડે ન આવે, પણ આપણી પ્રગતિમાં ભયંકર આડખીલીરૂપ તો થઈ પડે.

કોઈક એમ કહે કે, ૧૯૦૮ માં રાષ્ટ્રીય દળના જે બે

ભાગલા — જહાલ અને મવાલ — પડ્યા તે એ બે પક્ષોના કે સમસ્ત દેશના હિતમાં હતું, તો તે માણસ ભારે ધૃષ્ટ લેખાય. તે ભાગલાને પરિણામે મવાલ પક્ષ પોતાનો પ્રભાવ ખોઈ બેઠો; અને જહાલ પક્ષને, તેના વિરોધી રાજકીય પક્ષોના લોકમતને પોતાની કુમકમાં લઈ, સરકારે દાબી દીધો. રાષ્ટ્રની શક્તિ ચૂંથાઈ ગઈ. આ અકાલિક અને અવિચારી તડો પડવાથી લાભ થયો તો તે એક જ પક્ષને, અને તે નોકરશાહીને. આજને સમે જોતાં પડે તો વધારે સંભવ તો એવો છે કે, તેવું જ પરિણામ આવે; નહિ કે જેવું પરિણામ 'હોમરૂલ'-ચળવળ વેળાએ સૂક્ષ્મ રીતે પક્ષ પડી ગયા હતા ત્યારે આવ્યું હતું, કે સવિનય ભંગની હિલચાલના આરંભ પછી જે પક્ષો પડ્યા હતા ત્યારે આવેલું તેવું.

**ઇ. સ. ૧૯૦૮ ની ચેતવણી**

તેથી કરીને, રાષ્ટ્રીય શક્તિના ભાગલા પાડી દે એવા લાગતા મુદ્દાઓ પર ભાર દેવાનું પગલું ભરતા પહેલાં, સમય, સ્થળ, સંજોગો, આપણી શક્તિ, સામાવાળિયાની શક્તિ એ સૌ વાતોનો ઝીણવટથી તોલ કાઢવાનો તથા ગણના કરવાની હોય છે. અમને આશા છે કે, કહેવામાં ભિન્ન એવાં નરમ અને ગરમ દળમાં ફરીને મહાસભાને વહેંચવાનો પ્રસંગ નહિ આવે; પરંતુ જો કદી આવે તો, તે વખતે ભાગલા પાડવા પર ભાર દેતા પહેલાં, પ્રસ્તુત સર્વ વાતોનો તથા ભિન્નભિન્ન પ્રાંતોમાં ને સમસ્ત દેશમાં પક્ષોની શી સ્થિતિ તથા શક્તિ છે તેનો ક્યાસ કાઢવામાં આવશે. જો વિરોધી પક્ષોને એમ લાગે કે, તેમને એક બીજા વગર ચાલવાનું નથી ને એમની એકતા કે સંપમાં તેમની અને દેશની શક્તિ રહેલી છે, તો તેમનામાં એટલાં રાજદ્વારી ડહાપણ અને કુનેહ હોવાં જોઈએ, કે જેથી તેમની વચ્ચે અથડામણના પ્રસંગો ઓછા આવે એવી કાર્યપદ્ધતિ

**એક માત્ર ઉપાય**

અને કાર્યક્રમ તેઓ યોજી શકે. ભિન્ન કે પ્રકૃતિભિન્ન વિચારસરણીને કારણે નીપજતા સ્વાભાવિક અને અનિવાર્ય ભેદોને પણ પહોંચી વળવા સારુ હમેશ પ્રયત્ન થવા જોઈએ. આથી જુદો રસ્તો જો લેવાય તો તે રાજદ્વારી જીવન પર આફતરૂપ ને આત્મઘાતી નીવડશે.

૨

"હિંદના સ્વાતંત્ર્યના રાજકીય મુદ્દા પર આપણે બધી શક્તિ એકત્રિત કરવાની છે એ ઉઘાડું છે. એ વસ્તુ આપણે માટે મૂળ મહત્ત્વની છે; અને જે વિચારસૃષ્ટિથી આ મુદ્દાનું મહત્ત્વ ઘટે તે અનિષ્ટ છે ને તેને ઉત્તેજવી ન ઘટે. . . . તો પછી સમાજવાદની આ વાતો શું કામ કરાય છે!...(કેમ કે) સમાજવ્યાપી દૃષ્ટિબિંદુ રાજદ્વારી લડતમાં મદદ દે છે; ...એ આપણને સ્વાતંત્ર્યનો સાચો રાજકીય મર્મ (તેનો સામાજિક મર્મ છોડીએ તોય) શો હોય તે પ્રત્યક્ષ કરાવે છે."

સાચું; સમાજવ્યાપી દૃષ્ટિ સ્વાતંત્ર્યના રાજકીય મર્મને આપણી આગળ સ્પષ્ટ કરી બતાવે છે. પરંતુ નમ્રતાપૂર્વક આટલું જણાવું કે, આ દૃષ્ટિ અને સમાજવાદ એક વસ્તુ નથી. તે દૃષ્ટિ બધા પ્રશ્નો ઉકેલવાનો દાવો નથી કરતી. તેની ઉપર સમાજવાદની અસર છે, પરંતુ તે પોતાને 'શાસ્ત્રીય સમાજવાદ' નથી કહાવતી, કે નથી તે અવશ્ય માર્ક્સપ્રણીત. માર્ક્સે ને તેના સાથીઓએ એ દૃષ્ટિના પ્રચારને કદાચ વેગ આપ્યો હશે. કદાચ તેનો પાયો વૈજ્ઞાનિક, સમાજશાસ્ત્રીય અને આર્થિક અભ્યાસ પર હશે; પરંતુ એ દૃષ્ટિ કોઈ પણ પ્રકારનો સમાજવાદ નથી. તે સુધારકીય છે. તેનો દાવો વ્યક્તિ કે સમૂહના સમગ્ર જીવનને વ્યવસ્થિત કરવાનો નથી. મૂલત્વે ને મુખ્યત્વે તે તો વ્યક્તિઓના આર્થિક સંબંધોને એક પ્રકારનું વિશિષ્ટ

વલણ આપે છે એટલું જ, અને એ રૂપે એ દૃષ્ટિને કેટલાંક રૂઢિ-પ્રધાન મંડળો અને સરકારોએ સ્વીકારેલી છે. જો આપણું અપેક્ષ્ય આ સમાજવ્યાપી દૃષ્ટિ જ હોય, તો હું કહું છું કે તે તો ક્યારનીયે મહાસભાના કાર્યક્રમમાં અને કાર્યપદ્ધતિમાં રહેલી જ છે. અને એની સાબિતીમાં ગાંધીજીના ગોળમેજી પરિષદના વ્યાખ્યાનનો[1] છેવટના ભાગમાંથી કે ૧૯૨૯ના ઉનાળામાં મુંબઈમાં મળેલી મહાસભા-સમિતિના ઠરાવનો ઉતારો[2] બસ થશે. જો મહાસભાની "કાર્યપદ્ધતિ અને દૃષ્ટિના ઘડાયેલા સ્વરૂપમાં કોક જ સમાજવાદી સુધારી શકે એમ છે," તો પછી તેમાં મહાસભાએ કદી નહિ કલ્પેલા એવા વિસ્તૃત અર્થવાળા શબ્દો આણીને શા માટે ગૂંચવાડો કરવો? રાષ્ટ્રીય લડતના મિત્રો અને સાથીઓને, કે જે હજી સમાજવાદી બનવા તત્પર નથી થયા, તેમનો ઉત્સાહ

૧. 'એ બધા ઉપરાંત મહાસભા સ્વભાવતઃ દેશના એક છેડાથી બીજા છેડા સુધી સાત લાખ ગામડાંમાં વેરાયેલાં કરોડો મૂંગાં, અર્ધપેટે રહેતાં માણસોની પ્રતિનિધિ છે. પછી તેઓ 'બ્રિટિશ' હિંદનાં હોય કે 'દેશી' હિંદનાં હોય. જે જે હિતને મહાસભા રક્ષણ આપવું યોગ્ય માને છે તે બધાં આ મૂંગાં કરોડોના હિત આગળ ગૌણ છે; અને તેથી આપણને અવારનવાર જુદાં જુદાં હિત વચ્ચે અથડામણનો આભાસ થાય છે. એ અથડામણ જો ખરેખરી સાચી હોય તો આ મૂંગાં કરોડોના હિતને ખાતર મહાસભા બીજાં તમામ હિતનો ભોગ આપશે એમ મહાસભાની વતી કહેતાં મને જરાયે સંકોચ થતો નથી.' ગાંધીજી

૨ 'આ સમિતિનો એવો અભિપ્રાય છે કે, હિંદની પ્રજાનાં ભારે ગરીબાઈ અને દુઃખ પરદેશીઓ મારફતે થતા હિંદના શોષણને જ કારણે એમ નહિ, પણ એ હેતુથી પરદેશી રાજકર્તા જેને આશ્રય આપી રહ્યા છે તે સમાજના આર્થિક બંધારણને કારણેય તે ચાલુ રહે છે. આ ગરીબાઈ અને દુઃખ દૂર કરવા અને હિંદની આમ જનતાની સ્થિતિ સુધારવા તથા સમાજમાં વર્તતી અસમાનતાઓ દૂર કરવા માટે સમાજના આર્થિક અને સામાજિક બંધારણમાં મૂલગત ફેરફારો કરવા જરૂરી છે.'

શા સારુ ઠંડા પાડવો? અથવા તો, બીજી બાજુ પર જોતાં, શા માટે શત્રુઓને મોકો આપવો કે જેથી તેઓ તેમની દુષ્ટ દમનનીતિના કોરડા ચલાવી શકે? કેમ કે આપણી ભાષામાંથી એમને ફાવતો કસ કાઢી લેવા તેઓ તો તત્પર જ છે.

૧૯૨૯ની મહાસભાના ઠરાવમાં આટલી જ વાત છે કે, "વર્તમાન આર્થિક અને સામાજિક તંત્રમાં (એવા) ક્રાંતિકારી ફેરફારો" કરવા કે જેથી 'ઉઘાડી અસમાનતાઓ દૂર થાય.' આવો ઠરાવ ખાસ કર્યો તે પરથી 'કહેવું કે મહાસભા સમાજવાદી થઈ ગઈ એ તો અક્કલ વગરનું થાય.' આ સાવ સાચું છે. પણ ત્યારે એનો અર્થ એ થયો કે, સમાજવાદ તેના ગુણમાં ને વસ્તુમાં આનાથી ભિન્ન હોવો જોઈએ. અને તેવા જ સમાજવાદ માટે એ સંભવે છે કે તે આપણા દલમાં ભાગલા પાડે, અને રાજકીય મુદ્દા પર જે ઐક્યને માટે મહાસભા ને ગાંધીજી આજ સુધી મક્કમ આગ્રહ રાખતા આવ્યા છે તેને તે રોળી નાંખે. આમાં કોઈ રીતે સમાજવાદની કિંમત કરવામાં આવે છે એવો અર્થ નથી રહ્યો. એનો એટલો જ અર્થ છે કે, અત્યાર પૂરતા મહાસભાએ કેટલાક આજે સમાજવાદી ગણાતા સ્થૂલ પ્રસ્તાવો ને સુધારાઓ અમલ કરેલા છે; બાકી મૂળરૂપે સમાજવાદ સાથે એમને કશી લેવાદેવા નથી. આજે એનો મુખ્ય પ્રયત્ન અને તેથી ભાર રાજકીય મુદ્દા પર જ છે રાષ્ટ્રયુદ્ધ લડયા ને જીત્યા પછી મહાસભા શું કરશે તેય તેણે બતાવ્યું છે— લોકપ્રતિનિધિસભા (Constituent Assembly).

"સમાજવાદી દષ્ટિબિંદુ એ વસ્તુ પર ભાર દે છે (અને જેની પર મહાસભા છેલ્લાં પંદર વર્ષથી ઓછેવત્તે અંશે ભાર દેતી આવી છે) કે, આપણે આમ જનતાનું હિત સંભાળીએ ને આપણું યુદ્ધ આમ જનતાનું હોય." જો આ જ હેતુ હોય, તો વધારે સારો

રસ્તો—ઓછામાં ઓછો, મહાસભાના મુખ્ય નેતાઓ માટે તો—એ નથી કે, છેલ્લાં પંદર વર્ષથી મહાસભા જે વસ્તુઓને માટે મથતી આવી છે એના જ ઉપર ભાર દેતા રહેવું, અને એના જ શબ્દોમાં ? કારણ કે, ખાસ કરીને કેટલાક એના ઠરાવોમાં તો ભાષા તદ્દન અસંદિગ્ધ છે. તો પછી, એવા શબ્દો કે શબ્દસમૂહો શા માટે વાપરવા કે, જે નિશાળિયા તો શું પણ મહાસભાના પીઢ નેતાઓ પણ નથી સમજી શકતા ? ખરેખર, દેશની સમગ્ર સામ્રાજ્યવિરોધી શક્તિનો સંગ્રહ કરવાનો આ માર્ગ તો નથી જ.

૩

"તારીફલાયક આગ્રહભેર ડૉ. ભગવાનદાસ કેટલાંય વર્ષથી મંડ્યા રહ્યા છે કે સ્વરાજની વ્યાખ્યા નક્કી કરવી જોઈએ. એમના કેટલાક વિચારો સાથે હું એકમત નથી; પરંતુ એટલા સાથે જરૂર સહમત છું કે, કેવું સ્વરાજ આપણું લક્ષ્ય છે તે, ગમે તેટલે સ્થૂલ રૂપે પણ, બતાવ્યા વગર, આપણે સ્વરાજ વિષે અદ્ધર વાતો નહિ કર્યા કરી શકીએ." એટલે ત્યારે, આ બે મહાન પુરુષો વચ્ચે વ્યાખ્યા બાબત સ્પષ્ટ મતભેદ પડેલો છે. તો પછી એ સાવ બનવા જેવું નથી શું કે, આપણી રાષ્ટ્રીય લડતને આ તબક્કે જો સ્વરાજની ચોક્કસ વ્યાખ્યા કરવા બેસીએ તો તેથી, જેની આપણે આજ કદાચ જરાક ઝાંખી માત્ર જ કરી શકીએ એવા ભવિષ્યની ચર્ચાના નાહક નિરર્થક તાત્ત્વિક ટૂંપણામાં સપડાઈ પડીએ ? ઈ. સ. ૧૯૨૦ની કાનૂનભંગ-હિલચાલ વેળાનો ડૉ. ભગવાનદાસે આ પ્રશ્ન ઉઠાવેલો છે. ત્યારે જો એની જાહેર ચર્ચા થઈ હોત, તો સ્વરાજની વસ્તુ વિષે તીવ્ર મતભેદો જાગત—જવાહરલાલજી અને ડૉ. ભગવાનદાસ વચ્ચે જ નહિ, પરંતુ પ્રશ્ન નહિ સમજનારા અધવધરાઓ પણ એ વાચિક સાઠમારીમાં કૂદી પડ્યા હોત. તેમ થાત તો કાનૂનભંગ-લડતે તો બાજૂ પર જ

રહી જવું પડત. હું ધારું છું, ત્યારે આવા જ કાંઈક ખ્યાલથી, ગાંધીજી અને અન્ય મુખ્ય નેતાઓ (જેમાં જવાહરલાલજી પોતે પણ હતા) ડૉ. ભગવાનદાસના આ (ઘણા) તારીફલાયક આગ્રહને આવકાર આપતાં અચકાયા હતા. હું માનું છું કે, આજની આપણી લડતની સ્થિતિએ સ્વાતંત્ર્યનો માત્ર સ્થૂળ ખ્યાલ જ આપણે આપી શકીએ એમ છીએ; અને એ હું દાવાથી કહું છું, ને તે દાવો માન્ય પણ રખાયેલો છે, કે આવો ખ્યાલ કૉન્ગ્રેસે પૂરતો વારંવાર આપેલો છે છેક ૧૯૩૪માં અને ગઈ લડત બાદ કૉન્ગ્રેસને કાયદેસર મંડળ તરીકે કામ કરવા દેવામાં આવી કે તરત, પૂર્ણ સ્વરાજના ધ્યેયનો પોતાનો નિર્ણય પુનરાવૃત્ત કરતા એક ઠરાવમાં, કાર્યવાહક સમિતિએ અંકિત કરેલું છે કે, "આમ-જનતાની ઉત્તરોત્તર સેવા ને પ્રતિનિધિત્વ જો કૉન્ગ્રેસ ન સાધે તો પોતાના અસ્તિત્વનો કાંઈ જ અર્થ નથી." એટલે સ્થૂળ માર્ગદર્શનની જરૂર આમાં ભાગી છે જ, અને તે એવા સચોટ ને અર્થવાહી શબ્દોમાં કે જે વિષે કોઈ ભ્રમમાં કે ગેરસમજમાં ન પડી શકે.

વળી, 'સમાજવાદ' શબ્દથી વિવક્ષિત વસ્તુ તે વિષયને લગતા મહાસભાના અનેક ('મૂળ હકો ને આર્થિક કાર્યક્રમ'નો કરાંચીનો ઠરાવ પણ એમાં આવી જાય.) ઠરાવોની વસ્તુ કરતાં જરાય ઓછી અસ્પષ્ટ છે કે? એ ઠરાવોની જગાએ જો કૉન્ગ્રેસ, આપણા કેટલાક મિત્રો ઇચ્છે છે તેમ, સમાજવાદ જેવો વ્યાપક શબ્દ વાપરે, તોપણ તકરાર તો ચાલુ જ રહેશે. કઈ જાતનો સમાજવાદ? માર્ક્સને અનુગામી જાતના સમાજવાદમાં પણ અનેક રંગો છે, અને પોતે પોતાને માર્ક્સાનુગામી માનનારો પણ, જો તેના બીજા બિરાદરથી ભિન્નમતી હોય છે તો, તેને 'બુઝર્વા,' પરાગતિક અને ક્રાંતિવિરોધી કહીને નવાજે છે. એટલે, મને લાગે છે, શબ્દો જુદા વપરાશે, પણ ટંટો તો રહેવાનો જ: કૉન્ગ્રેસના ધ્યેય

સ્વરાજની વધુ ને વધુ ચોક્કસ અને અસંદિગ્ધ સમજણ આપો, એવી માગણી હમેશ ઊભી રહેવાની. 'પૂર્ણ સ્વરાજ' કહો તો માગણી ખડી થશે—'બ્રિટિશ સંબંધનો ત્યાગ એમાં સ્પષ્ટ કરો!' બ્રિટિશ સંબંધનો ત્યાગ એ અર્થ ઉમેરો, તો માગણી જાગશે,—'ઇંગ્લૅન્ડ જોડે હાડવેર કેમ નહિ?' એ મૂકો તો વળી નવી માગણી થશે—'હિંદ પર જેટલો વખત ઇંગ્લૅન્ડે રાજ કર્યું ને એને ચૂસ્યું એટલો વખત આપણે તેની પર ભારોભાર કરીએ.' એટલે આ જાતની પદ્ધતિથી તો આ પ્રશ્નનો કદી અંત જ ન આવે, અને ખાસ કરીને હિંદીઓમાં કે જેઓની તત્ત્વદષ્ટિ તો કહેવતરૂપ છે.

૪

માકર્સ મોટો માણસ હતો, કે સમાજઘટનાના પરીક્ષણ સારુ એણે જે ઐતિહાસિક માર્ગપદ્ધતિ યોજી તે ઉત્તમ હતી, એ વિષે કોઈએ પ્રશ્ન ઉઠાવવાની જરૂર નથી. એ શક્ય છે કે, એને તથા એના કાર્યને આપણે વખાણીએ, છતાં એણે તારવેલા બધા સિદ્ધાંતોને નયે સ્વીકારતા હોઈએ. વિજ્ઞાન એક સત્યશોધનની પદ્ધતિ તથા તે દ્વારા આવતું ફલિત છે. અમુક શોધનપદ્ધતિ સાચી છે એમ સ્વીકારતાં છતાં તે રસ્તે જતાં અમુક શોધક પોતાના શોધનમાં જે શોધ પર આવ્યો હોય તે સર્વાંશે આપણે ન પણ કબૂલ રાખીએ એમ બને. ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રોમાં એ સાચું છે; તો જ્યાં શોધનક્ષેત્ર અપાર વિસ્તૃત છે અને શોધકની ઇચ્છાનુસાર પ્રયોગો થઈ નથી શકતા કે નથી પુનરાવૃત્ત કરાતા, અને જ્યાં વિઘ્નકારી કે વિશિષ્ટ કારણો અનેક હોય છે, તેવાં સામાજિક શાસ્ત્રોમાં તો તે સર્વિશે સાચું છે. ન્યૂટન અને આઇન્સ્ટાઈનની વૈજ્ઞાનિક શોધનપદ્ધતિ એક સરખી જ હતી; પરંતુ તેમનાં ફલિતો? કેટલાં બધાં ભિન્ન!! પણ એથી પદ્ધતિ ખોટી નથી ઠરતી. એનાથી

તો એ દૃષ્ટાંત મળે છે કે સમય, સંજોગો, અને માનવ-જ્ઞાનસમૃદ્ધિ શોધકની શોધ પર કેવી રીતે મર્યાદાઓ મૂકે છે. અને ગણિતીય એવાં ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રોમાંય આમ છે, તો સામાજિક શાસ્ત્રોમાં, જેમનું કામ કદાચ ઇચ્છાશક્તિધારી જીવંત માનવોની જોડે રહેલું છે, ત્યાં તો તે કેટલું બધું સાચું હોવું જોઈએ?

ઘણા પેગંબરો અને સુધારકોએ ભૂતકાળમાં એમના જમાનાની વિચારમૂડીમાં ક્રાંતિકારી ઉમેરા કરેલા છે. તે ઉમેરણીની સત્યતા વિષે તેમને તથા તેમના અનુયાયીઓને કાંઈ શંકાય નહોતી. તેમના બચાવમાં, સત્યની સેવા માનીને, તેમના અનુયાયીઓ બીજાનાં ગળાં કાપવા તૈયાર હતા. આવાં અતિ મહત્ત્વવાળાં તત્ત્વો પણ આજ માનવજાતિએ જ નહિ પણ એ જ મહાન પુરુષોના પાછળથી આવેલા અનુયાયીઓએય, અતિ શોધિતવર્ધિત રૂપોમાં સ્વીકારેલાં છે. તે પરથી તે પુરુષોની મહત્તા ને ઋણ જરાય ઓછાં થતાં નથી. એટલે, માર્ક્સ અને લેનીનની મહત્તા સ્વીકારવા માટે વિચારી લોકો માટે એ આવશ્યક નથી કે, તેમણે તારવેલા બધા એકાંગી સિદ્ધાંતો પણ તેઓએ સ્વીકારવા. તેમના અનુયાયી બન્યા વિના પણ આપણે એમને વખાણી શકીએ. જ્ઞાન અને સત્યશોધનનું ક્ષેત્ર ઓચિંતું અટકી પડેલું નથી. દરેક નવનવા શોધનની સાથોસાથ આ ક્ષેત્ર સ્વભાવતઃ વધુ વિસ્તરતું ગયું છે. જેમ ધર્મકારણમાં તેમ જ રાજકરણમાં પણ ઝનૂન નિંદ્ય છે; રાજકરણમાં વળી સવિશેષ: કારણ કે, ધર્મમાં તો તેનો નમ્રતા અને સ્વાર્પણનો ઉપદેશ એના અનુયાયીઓ પર કેટલીક વાર કાબૂ રાખે છે, જેવી જાતના અંકુશો રાજકારણમાં નથી હોતા.

## ૪. નરમ અને ગરમ

કેટલાક આપણા ભણેલા મિત્રો અનુભવી કે અભ્યાસી કોઈ જેની ના નથી પાડતું એવી 'વાતો, લાંબું' પીંજણ કરીને, સાબિત કરવા પ્રયત્ન કરે છે. એક રીતે જોઈએ તો, તેઓ આસ્તિકને આસ્થા આપવા નીકળી પડયા છે। દેશમાં ગરીબાઈ, બેકારી અને નાણાભીડ છે એ એકમતે સ્વીકારાયેલી વાત છે. અને સ્પષ્ટ એવા આ વિધાનની પણ કોઈ ના ન કહી શકે કે, ખેતી અને ઉદ્યોગમાં યંત્રશક્તિ દાખલ કરાય તો પેદાશ ખૂબ વધારી શકાય. એક દલીલને ખાતર એ પણ આપણે માનવા તૈયાર થઈએ કે, આ ઉકેલી વસ્તુ સમાજવાદી સરકારથી સરસમાં સરસ રીતે સધાઈ શકે. પરન્તુ, જાણવા જેવું તો આપણે માટે એ છે કે, આ ઇષ્ટ પરિવર્તનો કરવાં કેવી રીતે—આ ઉદ્દેશ સાધવાને માટે જરૂરી સત્તા ને સાધન આપણે મેળવવાં કેમ કરીને. જરૂરી સત્તા ને સાધન નથી એ સૌ સ્વીકારે છે. એટલે, તે કેમ કરીને મેળવવાં એ જ પ્રશ્ન છે. ઉદ્યોગધંધાનો વધારો, સમાજસત્તાની સ્થાપના, જામી પડેલી અંગત માલદારીનું ઉત્થાપન, નાણાંની જાતની સાથે પેદાશવૃદ્ધિ અને બેકારીનો ઉકેલ—આ પ્રશ્નો તાત્ત્વિક કે 'ſ·

વિલાસી (academic) નથી. રાજકીય વ્યવહારમાં ઊતરેલા એ પ્રશ્નો છે, અને આપણા હાથમાં સરકારી સત્તા કે તંત્ર ન આવે ત્યાં સુધી એ બધા ઉકેલી શકાવાના નથી. રશિયાની વિદ્યુતવેગી પ્રગતિ લેનીનને પ્રથમ રાજસત્તા મળ્યા પછી થઈ શકી છે, અને એના અનુયાયીઓ આજ ઉદ્યોગો અને ખેતીમાં યંત્રશક્તિનું સંસ્થાપન કરી રહેલ છે તે તેમની નિર્વિવાદ સરમુખત્યારી સિવાય ન કરી શકત.

દાખલા તરીકે, આપણાં ઉદ્યોગધંધા કેમ સહજ રીતે ખીલતા નથી? જ્યાં જાઓ ત્યાં તમને રસ્તામાં વિઘ્ન જ માલૂમ પડે છે. અને એ તત્ત્વતઃ લાગે છે એમ નહિ, વસ્તુતઃ વ્યવહારમાં પડેલાં છે. એટલે કાંઈક કરવા માટે પહેલાં એ હઠાવવાં જોઈએ. આ વિઘ્નોનું જાડું વર્ગીકરણ કરીએ તો, તે રાજકીય, આર્થિક અને સામાજિક છે. છેવટે જઈને જોઈશું તો, આપણને ખબર છે કે, આપણી આર્થિક મુશ્કેલીઓ આપણા રાજતંત્રની ઢાલ નીચે સુસ્થિર છે. એટલે, નોંધવા લાયક કાંઈક આર્થિક પ્રગતિ કરવી હોય તો આ રાજતંત્રની ઢાલ કાંઈક હટવી જોઈએ. અને હમણાં આપણે જોયું કે, રાજસત્તા વગર આપણાં કોઈ મહત્ત્વનાં સામાજિક અનિષ્ટો પણ ન કાઢી શકીએ. અસ્પૃશ્યતા ફગાવી દેવા દેશ તૈયાર હોવા છતાં, તેમ કરવામાં આ કે તે બહાને સરકારી કાયદો આડો આવે છે. મદ્યનિષેધ કરવા જઈએ તો કાયદો કાંઈ મદદ ન દે. સાક્ષરતાનો પ્રચાર કરવો હોય, પણ રાષ્ટ્રપોષક કામો માટે સરકાર પૈસા ન કાઢે એ આડું વિઘ્ન. સારાંશ કે, સરકાર પોતે હાથમાં ન લે, કે કાંઈ નહિ તો સુધારકની બાજુએ એ ન હોય, તો કોઈ મહત્ત્વનો સુધારો થઈ શકે એમ નથી. એટલે, આપણે યા તો રાજકીય બળ ઉત્પન્ન કરવું કે તે છીનવી લેવું જોઈએ.

જાપાન પાસે રાજકીય બળ હતું તો ત્રીસ વર્ષમાં તેણે ઉદ્યોગ-ધંધા જમાવ્યા એટલું જ નહિ, પશ્ચિમને સફળ પડકાર પણ

કરી શકયું. હિંદમાં ઉદ્યોગધંધાનું સ્થાપન એનાથી અગાઉ શરૂ થયેલું, પણ પરિણામ શું છે? વસ્તીપત્રક કહે છે કે, પહેલાં કરતાંય વધારે ટકા લોક ખેતી પર નિર્ભર છે. રશિયા પંદર વર્ષમાં મોટા ઉદ્યોગધંધાવાળું થઈ શકયું. પરંતુ રાજસત્તા એમની *થઈ તે પહેલાં ત્યાંના આદર્શવાદીનાં સ્વપ્ન કેવાં વ્યર્થ હતાં!*

પરંતુ, હિંદમાં ઉદ્યોગધંધાના સ્થાપનના પ્રયત્નનું ચોખ્ખું પરિણામ વિગતમાં જઈને તપાસીએ. બધા ઉદ્યોગધંધા ડગુમગુ દશામાં છે. રાજકરણ ને અર્થકારણમાં રસાકસીને લઈને આજ દુનિયાની પ્રજાઓના બે ભાગ પડી ગયેલા છે. એ સ્થિતિમાં, નાણાતંત્ર (finances), ચલણ તથા જકાતી તંત્ર અને પરરાષ્ટ્ર-નીતિ જે દેશનાં પોતાના હાથમાં ન હોય છતાં તેણે પોતાના ઉદ્યોગધંધા ચાલતા રાખવા એ અસંભવિત છે. તે ડગુમગુ દશામાં જ રહેવાના. જગતમાં મંદીને કારણે, જે દેશોને પોતાનાં નાણાતંત્ર, ચલણ, જકાતી તંત્ર તથા પરરાષ્ટ્રનીતિ પર અધિકાર છે તેઓને પણ પોતાના ઉદ્યોગો રક્ષવાનું અઘરું પડે છે. તો હિંદમાં, કે જ્યાં આપણા મોટામાં મોટા દેશભક્તોને પણ રાજસત્તા નથી, ત્યાં કેવી સવિશેષ અઘરાઈ હોય? હિંદના ઉદ્યોગધંધાની સાધારણ ને નિર્દોષ પ્રગતિ છે જ નહિ. અને તે, બંગભંગ પછીની સ્વદેશી હિલચાલને કારણે, બધાં દેશી સાહસોને ૨૦૦—૨૦૦ ને વધારે ટકા જેટલું ભારે રક્ષણ મળ્યા છતાં! આપણા લોકની નાણાભીડ તો પ્રસિદ્ધ જ છે; છતાં લોકે રાજીથી ને ઇચ્છાપૂર્વક આ રક્ષાદાનનો વધારેનો ભાર ઉઠાવ્યો છે. અને જાહેર સેવકો દેશી ઉદ્યોગોના વગરપગારદાર એજન્ટો ને જાહેરાતદારો થઈ વર્ત્યા છે. મહાસભા ને બીજી જાહેર સંસ્થાઓએ પ્રદર્શનો ને બજારો ભરવામાં મોટી મોટી રકમો ખરચી છે. ધારાસભાઓમાં આ મોટા ઉદ્યોગની હિમાયત કરવામાં આવી છે ને નારાજ સરકાર પાસેથી કાંઇક રક્ષા મેળવી લેવાઈ છે. આ બધાં બલિદાન અને પ્રયત્નો, જાહેર

જનતા કે ગરીબ લોકને શો બદલો મળ્યો છે? ઉદ્યોગપતિઓએ એમનાં ઘર સરખાંય ઠીક નથી કર્યાં, તેમની કાર્યશક્તિ જગતમાં ઓછામાં ઓછી રહેલી છે. કદાચ નવો પ્રારંભ કરવાનું સાહસ એમનામાં નથી. પણ બીજું થાય પણ શું? કેમ કે તેમને ખબર છે કે, નાણાંમંત્રીની કલમનો એક ગોદો એમને એક દહાડો ઊઠીને રડાવી મૂકે એમ છે. એટલે લાગ છે ત્યાં સુધી લણાય એટલું લણી કાઢો—ઓછામાં ઓછી વેળામાં આમતેમ ગમે તેમ કરીને નફાના ઢગ કરી લો, એ એમની દાનત હોય છે. ને સરકાર આ કરવા દે છે, કેમ કે એથી પરદેશી નાણાં અહીં રોકવામાં દેશી નાણાં જેટલી અને એથીય વધારે અનુકૂળ તક મળે છે. પછી જો થોડાક લાભનો વધ્યોઘટ્યો ટુકડો દેશી મૂડીવાળા લઈ જાય તો એવું ભારે નુકસાન નથી. ધ્યાન માત્ર એટલું જ રાખવાનું કે, આ ટુકડા એવા માલદાર ન હોવા જોઈએ કે જેથી ઇંગ્લંડના ઉદ્યોગો કે એમના પરરાષ્ટ્રના વ્યાપારી કે રાજકીય સંબંધો પર આફત આવે.

દેશ અને તેની આમપ્રજા માટે, સરકાર ને મૂડીવાળાઓની આ બેપરવાઈની એવી ખરાબ અસર થઈ છે કે, મજૂરોના પ્રાથમિક હકો પણ નથી સંરક્ષાયા. કામના કલાક, કામ કરવાની શરતો, રહેઠાણ, ઇજાઅકસ્માતનો બદલો, પગાર, પેન્શન, શિક્ષણ, વૈદકીય મદદ અને મનોરંજન—આ બધું જોતાં, બીજે બધે કરતાં હિંદી મજૂર ઘણો પછાત છે. એનું ખરાબમાં ખરાબ ચૂસણ થવામાંથી પણ રાજ્ય એને બચાવી શક્યો નથી. અને તે ચૂસણ બીજા દેશોમાં અર્ધ સૈકા પર જાણીતું હતું—આજ નામશેષ છે.

ખેતીનો દાખલો લો. ઘરમાં ને ઘરમાં જમીનના ટુકડા પડતા જાય છે. કેટલાક પ્રાંતોમાં ટુકડો સરેરાશે બે એકરથીય નાનો પડે છે. એનો અર્થ એટલો જ કે, હજારોની જમીન તો પા—અર્ધા એકરથીય ઓછી હશે. આ ટુકડા તો હજી પડતા જ

ચાલે છે, એને રોકવા માટે કશો કાયદો નથી. એવા કાયદાથી ખેડૂતકુટુંબના જેમને જમીનવારસો ન મળે તેમને બીજે ક્યાંક ઠેકાણે પાડવાનો પ્રશ્ન આવે. એટલે જે સરકાર આ પ્રશ્નનો ઉકેલ કરી શકે એવી જ આને અંગે કાયદોય કરી શકે. અને આ ઠેકાણું તો વેપાર કે ઉદ્યોગધંધામાં જ થઈ શકે. સરકાર એ બરોબર જાણે છે, અને તેથી આ ટુકડાટુકડી રોકવા તે કાંઈ નથી કરતી.

આ ટુકડાઓ નાના નાના છે જ, પણ એકસાથે લોટમાં પણ નથી, છૂટા છૂટા ને સેળભેળ છે. એવામાં બીચારું ટ્રૅક્ટર પણ શું કરી શકે? એટલે નાની માલકીનાં ખેતરો સારાં કે લોટબંધ ખેતી સારી, જમીનની ખેડૂતમાલકી (*peasant proprietorship*) વધારે લાભકારી કે રાષ્ટ્રમાલકી (*nationalization*), આ પ્રશ્ન તત્ત્વચર્ચાનો નથી. આ પ્રશ્ન તો ખેતીમાં આમ કે તેમ ક્રાંતિ કરી શકવાની રાષ્ટ્રની શક્તિનો છે; કેમ કે મારો એવો મત છે કે, વર્તમાન પરિસ્થિતિમાં બેઉ બાબતો ક્રાંતિકારી પરિવર્તનો છે, જે કરવાને માટે સુધારકના હાથમાં આખા દેશ પર રાજકીય અને આર્થિક સરમુખત્યાર સત્તા જોઈએ. આ બેમાંથી એકે વાત અમુક પ્રકારની આર્થિક યોજના વગર ન થઈ શકે. પરંતુ, સત્તા વગર આર્થિક યોજનાઓની વાત કરવાનું તો, સાચી વસ્તુ જાણતાં છતાં તે કહેવા નાહિંમતવાન અને તોપણ પંડિતાઈ અને 'અપ-ટુ-ડેટ'-પણાનો ડોળ ને ઇચ્છા રાખવાનું ગુમાન ધરાવનારા બેજવાબદાર અર્થશાસ્ત્રીઓની પરિષદોમાં જ થઈ શકે.

એટલે, યંત્રોદ્યોગવાદ ને સમાજવાદ સૂચવે છે તેમ, હિંદમાં પહેલો પ્રશ્ન ક્રાંતિકારી પુનર્ઘટના કરવાનો નથી, પરંતુ સત્તા મેળવવા માટે મૌલિક સાધન યોજવાનો છે. એ સત્તા ન મળે ત્યાં સુધી બીજા બધા સામાજિક ને આર્થિક કાર્યક્રમો સામાન્ય સુધારણાના ગુણવાળા જ હોઈ શકે.

ગાંધીજીની ખાસ ધૂનની વાત બાજુએ મૂકો, બાકી તેઓ રાજસત્તા ને રાજ્યતંત્રની મદદ વિના જે થઈ શકે એવાં કાર્યો દેશ આગળ મૂકે છે તેમાં આવાં કાંઈક કારણો રહેલાં છે. ખાદી ને ગ્રામોદ્યોગના એમના આખા કામની પાછળ આ આર્થિક ને રાજકીય ભૂમિકા છે. હમણાં એક સમાજવાદી લૉર્ડ ફેરિંગડન ગાંધીજીને મળવા આવેલો. આ ગૃહસ્થે ગ્રામોદ્યોગ સંઘના સાચા ઉદ્દેશ વિષે પ્રશ્ન કર્યો. ગાંધીજીને તે દિવસે મૌનવાર હતો. એટલે એમણે લખ્યું, "ધૂળમાંથી ધાન કેમ કરવું એ પ્રજાને બતાવવું." પેલા લૉર્ડે પૂછ્યું, "ગ્રામીણ દેવાદારીનો પ્રશ્ન તમે કેવી રીતે ઉકેલવા ઇચ્છો છો?" એનો ઉત્તર એમણે લખ્યો, "એ અમે નથી હાથ ધરતા. એને માટે સરકાર મદદમાં જોઈએ. આજ હું એવી ચીજો શોધું છું કે જે તે મદદ વિના લોકો સાધી શકે. પણ સરકારમદદ મારે નથી જોઈતી એમ તો નથી જ. પણ મારી શરતે તે મને આજ નથી મળનાર એ હું જાણું છું." થોડા સૂચક શબ્દોની અંદર, આમાં ગાંધીજીના કાર્યક્રમનો આખો આર્થિક પાયો પ્રગટ થયેલો છે. એ એક સમાજવાદી જોડે વાત કરતા હતા; તે કદાચ એમની હમેશની આધ્યાત્મિક પરિભાષા કે સાદાઈ અને ઐચ્છિક ગરીબાઈના એમના વિચારો ન સમજી શકે. એટલે, એક પરદેશી સમજી શકે એવી સરળ રાજકીય અને આર્થિક પરિભાષામાં એમણે વાત કરી. રાષ્ટ્રના ધૂળ જેવા નકામામાંથી ધાન નિપજાવવાના ગાંધીજીના પ્રયત્નને માટે, કોઈ અર્થશાસ્ત્રી કહેવાતો માણસ એમનો વિરોધ ન કરી શકે. આ મુલાકાતમાં એમણે એ પણ કહેલું કે, 'અને આ સિવાય રાષ્ટ્ર પાસે બીજો રચનાત્મક કાર્યક્રમ છેય નહિ.'

હું માનું છું કે, વર્તમાન રાજકીય વ્યવસ્થામાં કોઈ રચનાત્મક કાર્યક્રમ ક્રાંતિકારી ન હોઈ શકે; તે બધો સુધારણાના ઢંગનો જ

હોવાનો—" ધૂળમાંથી ધાન " કરવાનો: તેનાથી સાવ હળવી વસ્તુઓ ને તે મર્યાદામાં રહીને જ થઈ શકવાની. અને સમાજવાદીઓથી કશો રચનાત્મક કાર્યક્રમ નથી યોજાતો તે આ હકીકતને લીધે. તેઓ આપણને એમના ઉદ્દેશો જણાવે છે અને શું ચાહે છે તે કહે છે: કે પેદાશનાં બધાં સાધનોને સમાજમાલકીનાં કરવાં; જેનો અર્થ એ જ કે, ઉત્પત્તિ, વહેંચણી, વિનિમય, કે વાપરની બધી જ આર્થિક ક્રિયા સરકારે નિયમિત કરવી; અર્થાત્ સરકાર જરૂર ઉત્પાદકોની — એટલે કે આમવર્ગની—અને એમના હિતમાં કામ કરતી હોવી જોઈએ. સમાજમાલકી કરવા પહેલાં, આમવર્ગે કે એમના વતી કોક ને કોક રાજકીય પક્ષે પ્રથમ રાજસત્તા હાથ કરવી જોઈએ. શાસ્ત્રીય સમાજવાદનો આ ઉદ્દેશ છે. તેથી સાચા સમાજવાદીઓને મજૂરમંડળવાદીઓ ( trade-unionists ) નું કામ નથી રુચતું. તેઓ કહે છે કે, મજૂરોની નાની મુશ્કેલીઓ માટે સુધારા કરવા એ તો મનમનામણાં માત્ર છે. કોક વાર આને તેઓ સહી લે છે, તે એમ વિચારીને કે, આખરી વર્ગવિગ્રહ કરવા જનતાને આવશ્યક તાલીમ આપનારું જે હડતાલ સાધન છે તેની એ શરૂઆત છે. બાકી, મોટે ભાગે તો તેઓ મજૂરમંડળની આવી હિલચાલને તુચ્છકારે છે. તેઓ એમ માને છે કે, મજૂરોને કાંઈક વધુ આરામ પહોંચાડવાથી આખરી ફેંસલાનો ક્રાંતિદિન દૂર જાય છે—આવા સફળ સુધારાઓથી અસંતોષની માત્રા મંદ પડે છે. ઉદ્યોગોમાં મંદી હોય ત્યારે, આ શાસ્ત્રીય સમાજવાદીને ખબર છે કે, હડતાલ યશસ્વી ન થઈ શકે. માલિકો ત્યારે કેટલીક વાર તો એને આવકારે છે; ઊભી કરવા પેંતરા પણ રચે છે. છતાં, ઉદ્યોગની આવી મંદીમાં પણ, શાસ્ત્રીય સમાજવાદીઓ હડતાલ પડાવવા પાછું વળી જોતા,— એમ જાણતાં છતાં કે, તે નિષ્ફળ જવાની ને મજૂરોને અપાર પીડા ને ક્લેશ થવાનાં. તેઓ માને છે કે, આવી પીડા ને ક્લેશ અનિવાર્ય છે. ક્રાંતિની કિંમત તો આપવી જ

પડવાની; વ્યક્તિઓ સામુદાયિક પ્રગતિનું સાધન જ હોઈ શકે, વ્યક્તિ તરીકે વ્યક્તિનું કાંઈ વજન કે કિંમત નથી. આમપ્રજા હમેશની સામ્રાજ્યવાદી ને મૂડીવાદીની સેના બની મરતી જ આવી છે. તો જો તેઓ ક્રાંતિને કારણે ખપી મરે તો, ઓછામાં ઓછું, ભવિષ્યની પેઢીઓને તો વધારે લાભ મળશે જ.

બીજી તરફ, સાચો મજૂરમંડળવાદી હડતાલના વિજયની આશાનાં લેખાં માંડે છે. ગરીબો માત્ર સાધન તરીકે વપરાઈ ખવાય એ એને નથી જોઈતું. એને લાગે છે કે, સમૂહજીવન ઉપરાંત વ્યક્તિજીવન જેવી વસ્તુ રહે છે. એમનાં વૈયક્તિક દુઃખો ને શોકકારણો સાચાં છે. ગમે તેવા સામાન્ય દરજ્જાનું તોય તેમનું જીવન પોતે જ એક સાધ્ય વસ્તુ છે. એટલે વિજયની આશા ન હોય તો એ શાંત બેઠો રહે છે. એને મન, હડતાલ એટલે મજૂરોના દશાસુધારનું સાધન. વર્ગવિહીન સમાજ સ્થાપવા માટે, વર્ગ વર્ગ વચ્ચેની કાતીલ લડાઈનો આખરી દાવ ખેલવાની તૈયારી કરવાની તાલીમબાજી તરીકે, હડતાલની હોડમાં ઊતરવાના પક્ષનો એ નથી.

એટલે, શાસ્ત્રીય સમાજવાદી શહેરી આમવર્ગમાં જો કાંઈ રચનાત્મક કામ કરવા ચાહે, તો એના તત્ત્વની કડકાઈને કાંઈક નરમ કર્યા વગર કે વ્યવહારદૃષ્ટિ વિચારીને એને કામચલાઉ ઊંચે મૂક્યા વગર કોઈ રીતે તે ન કરી શકે. અને જો શહેરમાં કાંઈ કામ ન કરી શકે તો ગામડાંમાં સવિશેષે ન કરી શકાય. ગામડાંના પ્રશ્નોમાં જ એ ખોવાઈ જાય. એ પ્રશ્નો એવા સ્થાનિક ને નાનકડા છે કે, એમના ઉકેલ માટે મથવામાં વિશાળ જગતદૃષ્ટિવાળા એમને મુશ્કેલ પડવાનું; જો તે નિરર્થક ન લાગે તો વળી સારું. એને લાગવાનું કે, ક્રાંતિને યોગ્ય પરિસ્થિતિ પેદા કરવા સારુ આવા સુધારણીય પ્રયત્નો જો કદી ફાવે પણ, તોય તેને યુગો જ જોઈએ. એટલે ગુસ્સાનો માર્યો જ એ આ કામ ફેંકી દેવાનો. એટલે પછી,

અહીં એને માટે કામ નિદર્શનો (demonstrations) ગોઠવવા માત્રનું હોઈ શકે. આ કામ અલબત્ત સામયિક હોઈ શકે. ખેતીની ઋતુ શરૂ થઈ કે, ગામડાના લોક દાતરડું ને હળ લેવાના જ; એનું ગમે તેવું ક્રાંતિનું ઝનૂન કે આવનારા વર્ગરહિત સમાજનું સ્વર્ગચિત્ર એમને નહિ રોકી શકે, એ એને જણાશે. અને આવાં નિદર્શનો મોટા પાયા પર ન હોય તો તેમાં કશો ગુણ કે અસર નથી આવતાં. એટલે જો મોટા પાયા પર તે કરવાનાં હોય તો આ સામયિક નિદર્શનો ઓછાં ને ઓછાં હોવાનાં જ. સભા કે નિદર્શન માટે ગ્રામવાસીઓ મળે—ધારો કે ૫૦,૦૦૦ કે ૧,૦૦,૦૦૦ લોક પણ—તો તેમણે સાંજના અંધારું થતાં પહેલાં તો ઘેર પહોંચવું રહ્યું. એક દહાડા માટે પણ આવડા સમૂહની સરભરા કરવાનું–૧૦,૦૦૦ની જ નહિ તો ૫૦,૦૦૦ની તો વાત જ શી?–કોઈ ગામડાથી બની ન શકે. એટલે આવાં ટોળાં આકસ્મિક, નજીવી સંગઠનશક્તિવાળાં અને કશાકેય રચનાત્મક પ્રયત્નને માટે નકામાં હશે. કાંઈક થોડાઘણા મર્યાદિત પ્રચાર કે નિદર્શન પૂરતાં જ એ કામનાં હોઈ શકે.

એટલે, શાસ્ત્રીય સમાજવાદીનું સમગ્ર કામ (શહેરમાં કે ગામડાંમાં) પ્રચાર, નિદર્શન ને સમાજવાદી વિચારસરણીનું વ્યાખ્યાન, એ જ હોઈ શકે. છેલ્લું વ્યાખ્યાનકાર્ય થોડાક ને ખાસ બુદ્ધિશાળીઓનું જ હોવું જોઈએ. ફાલતુ ગમે તે લોકોના હાથમાં મુકાય, શહેર કે ગામડાના સ્વયંસેવકના હાથમાં સોંપાય, તો એ જ પરિણામ આવે કે, એક વહેમની જગાએ બીજો વહેમ ને એક અંધ-ઝનૂન (fanaticism)ની જગાએ બીજું બેસશે. શાસ્ત્રીય સમાજવાદની બધી વાતો આમ ઊંધી જ વળવાની. તો પછી સામાન્ય સમાજવાદી દલ શું કરે?

ગાંધીજીએ પોતાના આવા સામાન્ય સેવકદળનો પ્રશ્ન ઉકેલેલો છે. રાજદ્વારી બેકારવર્ગને માટે સામયિક કામગીરીનો એમણે

સફળ ઉકેલ કરેલો છે. એમના રચનાત્મક કાર્યક્રમથી નેતાવર્ગને જ નહિ, આ સામાન્ય સેવકવર્ગનેય કામ મળી રહે છે. બધાંને રોજિંદું કામ મળી જાય છે, ગરીબ રાષ્ટ્ર ખુશીથી જે પૈસો આપે છે એને યોગ્ય એમને કાંઈક મહેનતાણું પણ અપાય છે. તેઓ સાદું, સરળ ને સ્વચ્છ જીવન વ્યતીત કરે છે. બેકાર પાવાની તો એમને જરૂર પછી ઊભી જ ન થાય.

રાજસત્તા હાથ કરવાને માટે, ગમે તેવા જબરા સામ્યવાદી કાર્યક્રમથી જરાય ન ઊતરતો એવો જોરદાર કાર્યક્રમ એમની પાસે છે. માત્ર તે અહિંસામય છે એટલું જ. આજે અહીં અહિંસાની ફિલસૂફી, કે એની વ્યવહારમાં કિંમત પણ, ચર્ચવાનું મારું કામ નથી. વ્યવહારમાં એની કિંમત સમાજવાદીઓમાંયે એક પક્ષ સ્વીકારે છે. આપણો પ્રશ્ન અમુક કે તમુક સિદ્ધાંતના ખરાખોટાપણાંનો નથી. એ તો ભવિષ્યનો ઇતિહાસકાર કે આજનો કોઈ પેગંબર-દ્રષ્ટા ઉકેલી શકે, અને હું એમનાંમાંનો એકે નથી. પ્રશ્ન તો આ છે કે, અસહકારનું નવું શસ્ત્ર અમલી ઉપાય એટલે કે રાજમાન્ય રસ્તાથી ભિન્ન એવું ક્રાંતિક છે કે નહિ. હું માનું છું કે એ અમલી ઉપાય છે ને ક્રાંતિક છે. કેટલાકે કહેલું એમ, અસહકાર એક જાહેર રાજદ્રોહ છે. હું કહું કે, એ અહિંસક જાહેર રાજદ્રોહ છે. આમ, બારીક પૃથક્કરણ કરી જોતાં, ગાંધીજી પાસે કાર્યક્રમ છે, તે રાજદ્વારી સત્તાપ્રાપ્તિ માટે ક્રાંતિક છે અને રચનાત્મક કાર્યને માટે સુધારક છે.

ગાંધીજીના કાર્યની આવી બેવડી બાજૂ હોવાથી, યુરોપી રાજકરણમાં નરમ અને ગરમ (right and left wing) ની જે રાજકીય પરિભાષા વપરાય છે તેનો ઉપયોગ મહાસભાના રાજકારણમાં અર્થ વગરનો બની જાય છે. જે રાજપુરુષોનાં રચનાત્મક કાર્યોમાં જણાતી સુધારક ક્ષેમવૃત્તિ પરથી તેઓ નરમ જેવા

મનાય, તેઓ જ જ્યારે અમલી ઉપાયનો ડંકો માગે છે ત્યારે ગરમ બને છે; અને જેઓ એમની વિચારસરણીને લઈને ગરમ ગણાય તેઓ જ્યારે યુદ્ધ ગાજે છે ત્યારે કેટલીક વાર તેમની ગરમ વૃત્તિ બતાવવામાં નિષ્ફળ નીવડે છે. ૧૯૩૩માં પૂના-પરિષદ વેળા આ ચોખ્ખું જોયું. ગાંધીજીની માન્યતાવાળા ૧૯૩૨ની ચળવળ ચાલુ રાખવાના મતના હતા, ત્યારે ઘણા સમાજવાદીઓ એને રોકવાનું કહેતા હતા. અને આથી કરીને, મહાસભાના નેતૃત્વેથી અને લોકહૃદયના પ્રેમસ્થાનેથી સમાજવાદીઓ તેઓને ખસેડી નથી શક્યા.

એ પણ બધાની જાણની વાત છે કે, રાજદ્વારી ક્ષેત્રમાં ક્યાંય જેઓ અમલી ઉપાય સાથે સંસર્ગમાં નથી આવતા એવાં અન્ય દળોની સાથે પણ ગાંધીજી અને એમના કાર્યકર્તાઓ પોતાનો સંબંધ છોડવા નથી ચાહતા. મૂડીવાદી, 'મૉડરેટ', કોઈ પણ પક્ષ કે કોમના સુધારક, સૌને અસ્પૃશ્યતાનિવારણ, હિંદીપ્રચાર, ખાદી, ગ્રામોદ્યોગ ને ગ્રામસંગઠન જેવાં કામોમાં જોડાવા નોતરાય છે.

એક બીજા દૃષ્ટિબિંદુથી પણ અન્ય રાજદ્વારી ને અર્ધ-રાજદ્વારી વર્ગો તથા મંડળોનો સહકાર મહાસભા અને ગાંધીજી માગે છે. હિંદનાં પરસ્પર ઝગડતાં વર્ગો તથા મંડળોમાં એક સામાન્ય લક્ષણ રહેલું છે તે એ કે, તે બધાં એકસરખાં પરરાજ્યની કુંઠનકારી અસર નીચે છે. માત્ર આમજનતા જ એની નીચે નથી. કેમ કે, જો એમ હોય તો રાજપુરુષો એકલા એ વર્ગમાંથી જ ઊપજત. એ સાચું કે આમજનતા સ્થૂળ રીતે વધારે ખમે છે. પરંતુ મોટામાં મોટું સહન-દુઃખ જેઓ વધારેમાં વધારે લાગણીવાળા છે એમને નસીબે ચોંટે છે; અને આવા લોક બધા જ વર્ગો તથા બધી જ કોમમાં મળી આવે. એમનું દેશાભિમાન, એમની સંસ્કૃતિ, અરે

એમનો પોતપોતાનો ધર્મ પણ, ઘવાય છે. રાષ્ટ્રીય હિલચાલે આ બધી શક્તિઓનો સંગ્રહ કરવો જોઈએ અને એને એકકેંદ્રિત કરી એક ધ્યેયસિદ્ધિ સારુ—એટલે કે રાષ્ટ્રની રાજદ્વારી મુક્તિ મેળવવા માટે—એકાગ્ર કરવો જોઈએ. વર્તમાન પ્રજાઓના માનસમાં રાષ્ટ્રભાવ ખચીને રહેલો છે. તે એવું ધસાઈ ગયેલું અંગ નથી કે જેથી ભિન્ન ભિન્ન મંડળોએ એકત્રિત થવું, એનો આધાર લેવો અસંભવિત લેખાય. આપણા કેટલાક ઊગતા સમાજવાદીઓને એ કબૂલ કરતાં શરમ લાગતી હોય એમ દેખાય છે, છતાં રશિયન સામ્યવાદીઓ પણ આ રાષ્ટ્રભાવનાથી સાવ મુક્ત નથી.

જગતભરમાં બીજા દેશોની રાષ્ટ્રીય ને પ્રજાકીય હિલચાલો બતાવે છે કે, એકસમાન ઉદ્દેશસિદ્ધિને સારુ બધાં ભિન્ન ભિન્ન પ્રજાકીય તત્ત્વો એકત્રિત થયેલાં છે. હોલંડ, ઇંગ્લંડ, અમેરિકા, ઇટલી ફ્રાન્સ, અને રશિયામાં પણ એકરૂપ બની આખી પ્રજા દેશી કે પરદેશી ઝૂંસરી ફગાવી દેવા ઊઠેલી છે. એ ખરું કે, આમજનતાનો એમાં ભાગ, એમનું સહન ને એમનાં બલિદાન વધુમાં વધુ હતાં, જોકે એ બધી ક્રાંતિઓથી પરિણમતી સત્તા એમના હાથમાં હમેશ આવેલી છે એવું નથી. આમાંની સર્વશરૂની ક્રાંતિઓમાં સત્તા હાથ આવેલી પૈસાદાર જબરા મધ્યમ વર્ગના હાથમાં, જે વર્ગ તે દહાડાઓમાં જનતાનો સ્વાભાવિક નેતાવર્ગ હતો. ફ્રાંસમાં પ્રયત્ન થયેલો કે, રાજા અને ઉમરાવો પાસેથી છીનવેલી સત્તા જનતાને આપવી; પરંતુ તે નિષ્ફળ ગયો, અને તે મધ્યમ વર્ગની વધારે સારી શક્તિ, આગેવાની ને સંગઠનને લીધે. રશિયામાં પણ, ઝારને ઉથલાવી દીધા પછી શક્તિ આવેલી મધ્યમ મંડળના હાથમાં. પરંતુ લાંબો વખત તેને તે સાચવી શકે એવું પૂરતું સંગઠિત ને જીવંત તે નહોતું. અને આવશ્યક એવો નેતા પણ એને નહોતો. સામી બાજુ, બોલ્શેવિક દળ વધુ સુસંગઠિત, વધુ ધસારાદાર, પોતે શું

ચાહે છે એના વિશદ ભાનવાળું, અને ઉત્તમ શક્તિવાળા આગેવાન-વાળું હતું. એટલે તરત તેઓ બીજી ક્રાંતિ કરી શક્યા, જેને લઈને તેઓ આમજનતાના રક્ષક તરીકે સત્તારૂઢ થયા. રશિયન નોકરશાહી ને ઝારને પદભ્રષ્ટ કરનાર પહેલી ક્રાંતિ વેળાએ બોલ્શેવિકો દૂર બેઠા દેખતા નહોતા રહ્યા; જૂના તંત્રને ફગાવી દેવા તાકનાર ને કામ કરનાર સૌની સાથે એમણે પણ હાથ દીધેલા. કટોકટીને સમયે ઇંગ્લંડમાં શું બને છે ? જ્યારે જ્યારે એ રાષ્ટ્ર કટોકટીના મામલામાં સપડાય છે ત્યારે ત્યારે બ્રિટિશ પ્રજાના રાજકીય સ્વભાવમાંથી સહેજે રાષ્ટ્રીય સરકારનો જન્મ થાય છેઃ તે વખત પૂરતા ભિન્ન પક્ષોના ભેદો ભુલાય છે. એટલે બધી ક્રાંતિઓમાં પ્રજાનાં પ્રગતિમાન અને અસરકારક અંગો એક થાય છે. વિજયમાળા મળે છે એ પક્ષને કે જે તેને માટે વધારેમાં વધારે તૈયાર અને સુસંગઠિત હોય, અને ખાસ તો જેની આગેવાની આવા પ્રસંગને માટે આવશ્યક ગુણોવાળી હોય; કેમ કે કટોકટીમાં ફાવવાનો ઘણો આધાર આગેવાન કેવો છે તેના પર રહે છે.

અને એની સાથે હવે આ જુઓ કે જ્યાં દરેક મંડળ બીજાની શંકા કરે છે ને પોતે શુદ્ધ ને ચોખલિયું રહેવા ચાહે છે. સમાજ-વાદી મંડળ લઈએ. તે કહે છે, જમીનદાર ને મૂડીવાદી કદી સ્વાતંત્ર્યયુદ્ધમાં જોડાનાર નથી. છેવટની ઘડીએ એ સટકી જવાનો, કેમ કે એને લાગશે કે પરદેશી સરકાર જ પોતાના ખાસ હકોનો આધાર છે. આમ જો હોય તો, ઉપલા મધ્યમ વર્ગને પણ આ જ દલીલ લાગુ પડે, અને વકીલ, દાક્તર, પ્રોફેસર જેવા બધા બુદ્ધિજીવી ધંધાદારીને પણ લાગુ પડે. નીચલો મધ્યમ વર્ગ, ઇટલી ને જર્મનીમાં સાબિત થયું છે એમ, હમેશ શંકાસ્પદ ક્રાંતિસાહિત્ય હોય છે. ખેડૂતો જો સમાજવાદી કાર્યક્રમના બધા ગર્ભિતાર્થો જાણે (બીજાં ઉત્પત્તિનાં સાધનોની સાથે જમીનની પણ સમાજમાલકી)

તો તેઓ ભારેમાં ભારે આડે આવવાના. હિંદુ, મુસલમાન, શીખ— સૌ કોમીવાદીઓ તો અલબત્ત અળગા રહેવાના. આમ કરતે કરતે,—એ માન્યતાને આધારે કે, આ બધાં મંડળો એકરાગી (homogeneous) સંગઠિત અને શિસ્તવાળાં છે, અને સુંકુચિત અર્થમાં પોતાના વર્ગની જ કે વિભાગીય હિતવૃત્તિના એકમાત્ર ખ્યાલથી ચાલે છે, તો,—ઠીક હિંદની આખી વિશાળ વસ્તી જ કમી થઈ જશે. રહેશે માત્ર થોડા ચુનંદા ચુસ્ત વીરો—ક્રોમવેલના 'આયર્નસાઈડ' જેવા. આ લોક જીતવા જ જોઈએ, કેમ કે જગતને નજીકના ભવિષ્યમાં જ જીતી લેનાર એકમાત્ર સાચા વિચારના એ પ્રતિનિધિ નથી શું? લગભગ ધાર્મિક ગાંડપણ કે ઝનૂન જેવો આ ભાવ ને આ શ્રદ્ધા ખ્રિસ્ત કે મહંમદ જેવાના, કે ગાંધી જેવાના પણ, અનુયાયીઓમાં સમજી શકાય. પરંતુ વાસ્તવ હકીકતોને વરેલા શાસ્ત્રીય સમાજવાદમાં જો આવી ભાવના કે શ્રદ્ધા હોય તો તેનો એ અર્થ કે, આ સમાજવાદનો નવો મત અનીશ્વરવાદી એક નવો ધર્મ જ છે; એને એની ઉત્કટતા, ગાંડપણ અને ખાસ તો ધર્મઝનૂન હોવાનાં. અને ખબર છે કે, આ બધુંય ઇતિહાસ, વિજ્ઞાન ને યથાર્થદર્શિતા (realism)નાં નામ દઈને ઇનકાર કરવામાં આવશે. પરંતુ વસ્તુતઃ એક જુનો ધર્મ કરતાં એમાં જરાય સારાશ નથી—એ જ સુંકુચિતતા, એ જ વિધિવાદ (formalism) ને ધર્મઝનૂન. ખાસ કૃપા પામ્યાનું અભિમાન (સ્વર્ગનો વારસો મેળવવાને નહિ પણ આ જગતનો, એટલો ફરક) અને સાથે જ બધા નાસ્તિકોને હમેશને માટે નરકમાં નાંખવાનો અધિકાર. દેવદત્ત જૂના ધર્મોની જેમ જ આવો આ ધર્મ જુલમ કરશે, દબાવશે ને ખલાસ કરશે. એટલો એમાં ફરક હશે કે, નવામાં માનવજીવ પ્રત્યેની ભાવના ઓછી પવિત્ર અને શસ્ત્રો તીક્ષ્ણતર અને વધુ શાસ્ત્રીય તથા સંગઠન સારું. ગાંધીજીનાં સત્યઅહિંસાની શીળી છાંયડી ત્યાં નહિ હોય. જો નવાં ધર્મઝનૂનો જગતમાં જાગે

તો, ઓછામાં ઓછું, તેઓ અહિંસક હોય તો માનવ્યને માટે સારું છે.

ગાંધીજીની રાજકીય અને સામાજિક પુનર્ઘટનાની યોજના અને તેના ગુણો સમાજવાદની સરખામણીમાં મેં ટૂંકમાં કહ્યાં છે. અહિંસાનો સિદ્ધાંત કે ગાંધીજીની યોજનાના અતિ વ્યાપક ગર્ભિતાર્થોની મેં ચર્ચા નથી કરી. એમ કરવામાં વર્તમાન વાદવિવાદની મર્યાદા ઓળંગવાનું થાય.

ઑક્ટોબર, ૧૯૩૫.

## ૫. મહાસભા અને વર્ગવિગ્રહ

મહાસભાએ વર્ગવિગ્રહ તથા મિલ્કતજપ્તી વિષે જે ઠરાવ[1] કરેલો છે તે, આ સવાલો વિષેની મોંમાથા વિનાની જે વાતો થાય છે, તેને જ માત્ર વખોડવા માટે છેઃ 'મહાસભા સમાજવાદી પક્ષ'

૧. આ ઠરાવ મહાસભાની કાર્યવાહક સમિતિએ ૧૭, જૂન, ૧૯૩૪ની પોતાની મુંબઈની બેઠકમાં કરેલો તે નીચે પ્રમાણે છેઃ—

"ભિન્ન ભિન્ન વિચારશાખાઓનાં પ્રતિનિધિરૂપે મંડળો બને તેને કાર્યવાહક સમિતિ આવકાર આપે છે; પરંતુ વર્ગવિગ્રહ અને ખાનગી મિલકતને જપ્ત કરી લેવા વિષે થતી મોંમાથા વગરની વાતો પરથી, સમિતિ મહાસભાવાદીઓને એટલું યાદ દેવડાવવું જરૂરી માને છે કે, કરાંચીમાં થયેલા પ્રાથમિક હકો વિષેના ઠરાવમાં ખાનગી મિલ્કતની જપ્તી કે વર્ગ-વિગ્રહનો પ્રચાર, એ કાંઈ આવતું નથી. અને સમિતિનો અભિપ્રાય છે કે, એ બે વસ્તુઓ મહાસભાની અહિંસાની નીતિથી વિરુદ્ધ છે. આ જણાવવાની સાથે સાથે, સમિતિ એ અભિપ્રાય પણ ધરાવે છે કે, મહાસભા ખાનગી મિલ્કતનો વધારે યોગ્ય ને ન્યાયી રીતે ઉપયોગ થવો ઘટે અને મજૂર તથા મૂડીદાર વચ્ચે વધારે સારો સંબંધ કેળવાવો જોઈએ એમ ઇચ્છે છે."

કે એવા કોઈ સંગઠિત પક્ષને ઉદ્દેશીને એ ઠરાવ નથી. સંગઠિત ને શિસ્તબદ્ધ મંડળોને ચોકસ નીતિરીતિ તથા કાર્યક્રમ હોય છે; અને તેની પરિપૂર્ણ અમલબજાવણી માટે આવશ્યક એવાં રાજતંત્ર પરનો કાબૂ ને સત્તા આવે, ત્યારે તે સાધવાની એમની નેમ હોય છે. રાજ્યમાં નવું વ્યવસ્થિત સત્તાબળ જાગે અને તે ધારાધોરણ પુરઃસર કાંઈ કરે તે વિષે મહાસભાને કાંઈ કહેવાપણું ન હોય. હા, તેમાં એક અપવાદ છે ખરો કે, તે સત્તા કશું અન્યાય કરતી લાગે તો મહાસભા તે સામે સત્યાગ્રહ આદરવા ઇચ્છે. બાકી તો, મહાસભા પોતે પણ, સત્તારૂઢ થયે રાજતંત્ર હાથમાં આવતાં, ભારે વ્યાપક ફેરફારો કરવા ધારે છે. પરંતુ, તેને જે વાંધો છે તે ફાલતુ વ્યક્તિઓની મોંમાથા વગરની બેજવાબદાર કહાણીઓ સામે છે.

ભૂતકાળમાં જ્યારે જ્યારે વિપ્લવો થયા છે ત્યારે ત્યારે વ્યક્તિઓ અને સમૂહોએ, રાજતંત્રની મારફત લીધા વગર આપમેળે જ, બીજી વ્યક્તિઓ અને સમૂહો સામે પગલાં લેવામાં પાછું નથી જોયું; વ્યક્તિઓ અને વર્ગો વચ્ચે દ્વેષ ફેલાવવામાં આવ્યો છે, અને તેમાંથી કતલો ને કેર વર્તાં છે. આ પ્રકારના—આમ ખૂનામરકીમાં પરિણમતા—વર્ગદ્વેષનો મહાસભા વિરોધ કરે છે તે યોગ્ય છે. પણ તેમાંથી એમ નથી સમજવાનું કે હાલ હયાત ને સૈકાંથી જોવામાં આવતા, વર્ગ વર્ગ વચ્ચેના વિરોધભાવને મહાસભા જાણતી નથી. મહાસભાનો હમેશ એ પ્રયત્ન ચાલુ રહ્યો છે ને સતત રહેશે કે, કોઈ પણ કોમ જ્ઞાતિ કે વર્ગ સમસ્ત પ્રજાને કે કોઈ પણ વર્ગ, જ્ઞાતિ કે કોમને અન્યાયકારક વિરોધભાવ રાખે તો તેના ભાવને નાબૂદ કરવો. હિંદી પ્રજાના ભિન્ન ભિન્ન ભાગોમાં આવું અનિષ્ટ વિરોધ-તત્ત્વ રહેલું છે એ જ્ઞાન પરથી જ હરિજન-પ્રવૃત્તિ તથા ખાદી અને ગ્રામોદ્યોગના કાર્યક્રમો ઘડવામાં આવ્યા છે. પરંતુ, આ હિતવિરોધ હયાત છે એમ સ્વીકારતાં છતાં, તેને ઠીક કરવાનો હક કોઈ વ્યક્તિ કે સમૂહ લઈ બેસે, અને તે

સાધવામાં પોતાની જહાંગીરી ચલાવે, તો કૉંગ્રેસ તેને બહાલ નહિ રાખે.

વળી, મહાસભા, તંત્ર અને તેનું જાણ્યેઅજાણ્યે કે મને-કમને સાધન બનતી વ્યક્તિઓ, એ બે વચ્ચે ભેદ સમજે છે. એટલે, અન્યાયી અને જુલ્મી તંત્રને નાબૂદ કરવા પોતાથી બનતું કરવા છતાં, તે કોઈ વ્યક્તિને શિક્ષા કરવા કે તેની પર દાઝ કાઢવા નહિ તાકે; અને જો કોઈ સ્વેચ્છાપૂર્વક કે અતંત્રબદ્ધ રીતે વ્યક્તિ કે સમૂહ પર વેર વાળવા જાય, તો તે તેની સામે પડશે. ઘણાયે યશસ્વી વિપ્લવો ભૂતકાળમાં આવાં ઝેરવેર કરીને કલંકિત થયેલા છે. મહાસભાની નીતિ અહિંસક હોઈ, તેણે વ્યક્તિઓ અને તંત્ર વચ્ચે આમ ભેદ કરવો જ જોઈએ. કાયદેસર સિવાય બીજી કોઈ રીતે તે વ્યક્તિઓ પર હિંસાનો હાથ ન ઉગામી શકે, એવી એની પ્રતિજ્ઞા છે. એટલે, એણે અગાઉથી જ આ વર્ગદ્વેષ અને વર્ગવિગ્રહની વાતોનો વિરોધ કરવો જોઈએ.

અને મિલ્કતજપ્તીની બાબત એની જ જોડે બેસે એવી છે. મહાસભાને આટલું રાજપ્રકરણ સમજવાની બુદ્ધિ છે કે, અર્વાચીન સુધરેલા સમાજમાં સમસ્ત પ્રજાનાં જાનમાલ સરકાર-માલકીનાં છે. પોતે માનેલા સમાજહિતની સેવાર્થે સરકાર હમેશ એ બેઉને ખેંચે જ છે. રાજ્યમાં કેટલાક ગુના માટે મોતની સજા અપાય છે. જો પ્રજાજનની જિંદગી પર સરકારનો કશો દાવો ન હોત, તો દંડને કારણે, વ્યક્તિઓ અને સમૂહો જોડે ઘર્ષણ અને અથડામણમાં આવવાનું સરકારને હમેશનું લાગત. યુદ્ધને પ્રસંગે, દરેક સરકાર પ્રજાના અમુક ભાગને, સામાજિક હિતમાં, પોતાના જાન આપવા આશા કરે છે: ફરજિયાત લશ્કરમાં ભરતી થવાનું અને ફરજિયાત સેવા આપવાનું હોય છે. મિલ્કતની બાબતમાં પણ આમ જ છે. દરેક સરકાર, સાધારણ સંજોગોમાં, કરવેરારૂપે ખાનગી મિલ્કત જપ્ત કરે છે. અને અસાધારણ સંજોગોમાં તેને જે

જોઈએ તે બધું જ તે બદલો આપીને કે આપ્યા વગર, કબજે કરે છે. આવી બધી મિલ્કતજપ્તીને 'જપ્તી' કહેવામાં નથી આવતી. તે તો દેશના કાયદા અનુસાર, એક તંત્રબદ્ધ રાજસંસ્થા તરફથી ઉઘરાવાતો રાજભાગ કે કર છે. ખાનગી મિલ્કતની આવા પ્રકારની જપ્તીની જરૂરિયાત વિષે કોઈને ક્ષણભર પણ શંકા જતી નથી. ઊલટો, રાજદ્વારી સિદ્ધાંત તો એ બનાય છે કે, મિલ્કતમાત્રની ઉત્પત્તિ માનવી સરકારને આભારી છે; કુદરતના રાજમાં કોઈને ખાનગી મિલ્કત નથી, ન હોઈ શકે. રાજ્યનું બંધારણ ગમે તે પ્રકારનું ભલે હોય, પરંતુ સમગ્ર ખાનગી મિલ્કતની ઉત્પત્તિ એને લઈને હોવાથી, આખરે જોતાં, તે બધીની માલિક સરકાર જ છે. આ માલકી તે સંપૂર્ણતઃ હમેશાં ને સીધી રીતે નથી ભોગવતી. પણ તેનું કારણ એ નથી કે તેમાં વૈયક્તિક હકો રહેલા છેઃ એમાં કારણ તો એ રહેલું છે કે સરકારે, પોતાની અનુકૂળતા તથા સમાજહિતને ખાતર, ખરી ખોટી રીતે પણ કલ્પ્યું છે કે, જો અમુક લોકોને સંપત્તિના કબજા ભોગવટા વગેરેના હકો અપાય તો તેમાં સમગ્રનું હિત સૌથી વધારે સરશેઃ સુસંગઠિત સરકારો પોતા ઉપર દાવા પણ મંડાવા દે છે. એ સંભવિત છે કે, કોઈ અમુક યોજના કરવામાં સાર્વજનિક હિતનો મુખ્ય ઉદ્દેશ ઉત્તમ રીતે ન પણ સધાતો હોયઃ એનાથી ચઢિયાતી યોજનાઓ સંભવતી હોય. પરંતુ, અમુક યોજના અખત્યાર કરવામાં, તે વેળા પૂરતું, સરકાર માને જ છે કે, તે સર્વોત્તમ—સંપૂર્ણતમ છે; સંપૂર્ણતમ નહિ તોય, ઓછામાં ઓછું એમ તો એને લાગે છે કે, એમાં કાંઈ ફેરફાર કરવામાં ભારે આફત છે.

રાજનીતિશાસ્ત્રમાં 'સરકાર'ની વ્યાખ્યા, પોતાની હદની અંદર સર્વસત્તાધીશ, એવી થાય છે. પોતાની આ સંપૂર્ણ સત્તા દરેક પળે ન-વાપરવાથી આ સર્વસત્તાધીશનો હેતુ સધાતો હોય; યા પોતાની હદની અંદર આ અધિરાજ્યમાંથી થોડોક અંશ

વ્યક્તિઓને, સમૂહોને, સંસ્થાઓને કે સ્થાનિક પંચાયતોને સોંપવાનું તે ઠીક માનતી હશે; પરંતુ, સ્વભાવતઃ, તે પોતાની સત્તાનો કોઈ અંશ કાયમી કદી કાઢી ન આપી શકે. તેમ કરે તો 'સરકાર' એવી એની જે ખાસ સંજ્ઞા છે તે ખોવાઈ જાય; પોતાની હદમાં સર્વસત્તાધારીપણું ધરાવતી સંસ્થા તે છે તે ન રહે. આ હકીકતનો સ્વીકાર આંતરરાષ્ટ્રીય પ્રજાસંઘના પાયારૂપ સિદ્ધાંતોમાંનો એક છે. જો એ તે ન સ્વીકારત તો કોઈ પણ સરકાર તેની સભાસદ બનવા કબૂલ ન થાત.

હિંદના બીજા કોઈ પણ રાજદ્વારી પક્ષની જેમ, મહાસભા જાણે છે કે, ભવિષ્યની નવી પરિસ્થિતિને અનુકૂળ પ્રજાસેવા કરવાને માટે ઘટતી અર્થવ્યવસ્થા ગોઠવવામાં, તેને માલકી ભોગવટા વગેરેના હયાત હકોમાં પાર વિનાની તોડજોડ કરવાની રહેશે. પોતાને માટે એણે જે કામચલાઉ કાર્યક્રમ દોરી રાખ્યો છે,—જે કરાંચીમાં પસાર થયેલા "પ્રાથમિક હકો અને આર્થિક કાર્યક્રમ"ને નામે ઓળખાય છે,—તેમાં આવી તોડજોડનો ભારે કાર્યક્રમ રહેલો છે. જો કોઈ પણ સરકારને એમ લાગે કે, અમુક વસ્તુની માલકી ભોગવવાનો હક ભૂતકાળમાં ગેરવાજબી હતો, અથવા તો એટલો કાળ તે ભોગવાયેલો છે કે તેની પ્રાપ્તિ પાછળ કરેલી ન્યાયપુરઃસર મહેનતનો બદલો તેમાંથી મળી ચૂક્યો છે, તો તે તોડવા માટે બદલો આપવાને કોઈ સરકાર બંધાયેલી નથી. આ અને આવું બીજું ઘણું ઘણું, જાહેર હિતાર્થે, સરકારને કરવું પડે છે તે પોતાને કરવું પડશે એમ મહાસભા જાણે છે. અને મને આશા છે કે, એમાં તે કોઈ જાતની જામી પડેલી માલદારીને કારણે પાછી નહિ પડે. હિંદનું 'રાષ્ટ્રીય દેવું' જે કહેવાય છે તેનાં અંગેઅંગની બારીક તપાસ કરી તે ખાતરી કરવા ધારે છે કે, તે બધું દેશને નામે કાયદેસર અને વાજબી રીતે ઉધારેલું છે કે કેમ. તેવી જ રીતે, તેણે દરેક જામી પડેલી માલદારી પ્રથાનેય તપાસવી જોઈશે,

—ભલે પછી તે ગમે તે પ્રકારની, ગમે તેટલી જૂની કે ગમે તેવી પવિત્ર ગણાતી હોય. આ બાબતનું નિર્ણાયક ધોરણ એક જ હશે, ને તે રાષ્ટ્રનું સાર્વજનિક હિત. પોતે કોની પ્રત્યે હમદર્દી ધરાવે છે એ, મહાસભાએ કદી ગુપ્ત નથી રાખ્યું: હિંદની આમ-જનતાનું હિત તેના વિરોધી કોઈ પણ હિતવાદની ઉપરવટ કરશે. ગાંધીજીના નેતૃત્વ નીચે રહી સ્વરાજની જે યોજના એણે વિચારી છે તેમાં, આ સિવાય બીજું કશું ધોરણ પોતા માટે સ્વીકાર્યું જ રાખ્યું નથી. હિંદનાં કરોડો ભૂખે મરતાં ને શ્રમજીવી લોકના હિતમાં પોતે છે એમ દરેક હિતવાદે પોતાને માટે સિદ્ધ કરી દેખાડવું જોઈશે. અને આજ જે કેટલાક દેશી માલદાર વર્ગો મહાસભાથી ગભરાઈ દૂર ભાગે છે તે આ જ વસ્તુને લઈને.

આમ મહાસભા આ બધું માને છે. તેની સાથોસાથ મિલ્કત-જમીની મોંમાથા વગરની કોઈ પણ વાતનોય વિરોધ કરે છે. દાખલા તરીકે, કિસાનો કે એમનાં મંડળો પોતાની ગણોત-જમીન પચાવી બેસે એ મહાસભા સહન નહિ કરે. જો મહાસભાને પોતાની આબરૂ વહાલી હોય અને સાર્વજનિક હિતના વાલીપણાનો પોતાનો દાવો ન ખોવો હોય, તો મિલમજૂરો મિલનો કબજો લઈ બેસે એ સહન નહિ કરે. ભૂતકાળના વિપ્લવોમાં આવું બધું બન્યું છે, અને તેને પરિણામે રાષ્ટ્રને હંગામી કે કાયમી નુકસાન થયેલ છે; અથવા તો, તેનાં માઠાં પરિણામ ધોઈ કાઢવા માટે, તેને વર્ષો સુધી અવ્યવસ્થા, મારામારી, કષ્ટો ને નુકસાન વેઠવાં પડ્યાં છે. તેથી હિંદી પ્રજા અને હિંદની મહાસભા મિલ્કતજમીની મોંમાથા વગરની વાતોને ઉતારી પાડે છે તેમાં ડહાપણ જ છે. આવી વાતો અણસમજુ ખેડૂત અને મજૂરના મનમાં ખોટા રાજકીય અને આર્થિક ખ્યાલો ઘુસાડે. બધા સુનિયમિત સમાજમાં રાજકીય અને કાનૂની હકોમાં એ મનાયું જ છે કે, અન્યાય-નિવારણ માટે

અમુક વિધિ હોવો જોઈએ. અન્યાય-નિવારણનું કાર્ય વ્યક્તિગત, અતંત્રબદ્ધ, અવ્યવસ્થિત અને અજ્ઞાન સત્તા ઉપર છોડી ન શકાય; તેમાં અમુક પદ્ધતિ અને તંત્રબદ્ધતા હોવી જ જોઈએ. આથી કરીને જ મહાસભાએ સમસ્ત લોકપ્રતિનિધિ–સભા (Constituent assembly )ના વિચારને હર્ષભેર સ્વીકાર્યો છે અને ઉત્તેજ્યો છે.

ઑક્ટોબર, ૧૯૩૪

## ૬. બ્રિટિશ મજૂરપક્ષ અને હિંદ

સાંભળ્યું છે કે, શ્રી. મસાણી હમણાં ઇંગ્લૅન્ડથી આવ્યા તે નિરાશ થઈને ને કાંઈક વધારે સમજ લઈને. ત્યાંના મજૂરપક્ષ પાસેથી એમણે શી આશા રાખેલી ? હરકોઈને એમ લાગે કે, જ્યારથી મહાસભાવાદીઓ વિનીતદળથી જુદા પડ્યા ને ગાંધીજીના નેતૃત્વ નીચે આવી સત્યાગ્રહ ને અમલી ઉપાયમાં શ્રદ્ધા બાંધી, ત્યારથી તેમણે, ઇંગ્લૅન્ડનો કોઈ રાજકીય પક્ષ હિંદના સ્વાતંત્ર્યયુદ્ધને મદદ કરે, એ આશા તો છોડી જ હતી. પરંતુ જૂના વિચારની જીવનધૃતિ અજબ હોય છે. અહીં તો, મહાસભા નહિ, પણ તેના ગરમ પક્ષે ઇંગ્લૅન્ડના મજૂરપક્ષોની કાંઈક આશા રાખી લાગે છે. નવે અવતારે પેલી જૂની આશા હૃદયમાં સેવતા શ્રી. મસાણી વિલાયત ગયા ને આંખો ઉઘાડી પાછા આવ્યા; અને તરત એ વિષેની પોતાના દેશભાઈઓને. ચેતવણી પણ આપી. પરંતુ, નબળા લોકોને કોઠે પડેલા પરાવલંબી વલણને લઈને, ગઈ પેઢીની જૂની ટેવનો વારસો એક કે બીજે રૂપે પાછો દેખાશે.

આપણુ હિંદીઓને એમ લાગે છે કે, પ્રજાઓ તો પરોપકારી સેવાભાવી સંસ્થાઓ છે; એમને બીજી પ્રજાઓનાં દુઃખો સંબંધી આવશ્યક માહિતી મળે કે પહોંચાડાય, તો

**નવી આશા**

તેઓ તો એમને મદદ કરવાની તક લેવા ટાંપી જ રહી હોય! જૂની પેઢીના મહાસભાવાદીઓએ 'લોકશાસનની જનની' રૂપ બ્રિટિશ પાર્લામેન્ટ પર મદાર બાંધી હતી. જ્યારે સુધારાના પ્રસ્તાવ પર પ્રસ્તાવો નાપાસ થવા લાગ્યા, હિંદની ચર્ચા ચાલે ત્યારે પાર્લામેન્ટના સભ્યોનાં આસનો ખાલી જ શોભવા લાગ્યાં, અને ચોખ્ખાં દુઃખો પણ અણફેડ્યાં ચાલુ રહ્યાં, ત્યારે એ શ્રદ્ધા પાર્લામેન્ટને છોડીને સ્વાતંત્ર્યપ્રેમી અંગ્રેજ પ્રજા પર જઈ બેઠી. પરંતુ આપણા પૂર્વજોને એ ન જણાઈ શક્યું કે, આ સ્વતંત્ર પ્રજા પોતાનાં જ દુઃખો ફેડવા જેટલીય કુશળ, બુદ્ધિસંપન્ન, કે સત્તાવાન પણ નથી. પરંતુ શ્રદ્ધાવાન હકીકતોને ઓછો જ ગાંઠે છે? એની શ્રદ્ધામાં શુંય ગૂઢ તત્ત્વ હોય છે કે જે એને આ હકીકતોથી પર જ રાખે છે. ક્રમમાં પછી, પેલી અમર આશા બ્રિટિશ વિનીત પક્ષ પર બેઠી; ને ત્યાર પછી મજૂર પક્ષ હવે નવે રૂપે એ આશા સ્વતંત્ર મજૂર પક્ષ[૧]ની આસપાસ ભમે છે, કે તે જ્યારે ત્યાં સત્તારૂઢ થશે ત્યારે આપણુંય કાંઈક કરશે. તે ઇંગ્લૅન્ડમાં સમાજવાદ સ્થાપશે એટલું જ નહિ, હિંદમાં સ્થાપવાય તે મદદ કરશે. શ્રી મસાણી આ પક્ષની આશાનો પરપોટો જોઈ આવ્યા છે. સરકારમાન્ય મજૂર–પક્ષની તો એમણે ભાગ્યે જ આશા બાંધી હોય. હકીકતમાં તો કદાચ, એ પક્ષ એમને મળ્યાય ન હોય. શેકાઈ અને તુંડમિજાજીમાં, પૂર્વના જૂનવાણી ( orthodox ) પક્ષો કરતાં એ જરાય ઊતરે એમ નથી.

વિચારતાં તો એમ લાગે કે, આંતરરાષ્ટ્રીય રાજકારણના સૂક્ષ્મ અભ્યાસીની નામનાવાળા આપણા સમાજવાદી મિત્રો તો

૧. મજૂર–પક્ષના એક ગરમ દલને 'સ્વતંત્ર મજૂર–પક્ષ' કહે છે.

કોઈ પણ પ્રકારનાં અંગ્રેજ મજૂર પક્ષ પર આશા-મિનાર ન જ ચણે.

**મજૂર પક્ષ સામ્રાજ્યવાદી**

અર્થ અને રાજકારણના હરકોઈ અભ્યાસીને આટલું તો સ્પષ્ટ સમજાય કે, ત્યાંનું મજૂર-જગત સામ્રાજ્યવાદી છે. અંગ્રેજ પ્રજાના હરેક વર્ગની જેમ એનાં હિતાહિત પણ સામ્રાજ્યમાં સંડોવાયેલાં છે. તે જાય તો તેમને મજૂરી દેનાર બજાર જાય. ગરીબ અને ભૂખ્યાને 'ગનાન-વાતો' તો કેમ જ ગમે? તેમાંય 'જૉનબુલ'ની ભૂમિનાઓને તો ન જ ગમે. એટલે અંગ્રેજ મજૂર એનો નફો જતો કરે એ આશા વ્યર્થ છે. અને એમની બાબતમાં નફો ખોવાનો જ પ્રશ્ન નથી, નિર્વાહધોરણ, મજૂરીની છત, અને આખી હસ્તીનો જ પ્રશ્ન છે. એટલે મૅકડોનાલ્ડે પોતાનો પક્ષ અને માન્યતાને મૂકી, આંતરરાષ્ટ્રીય સમાજવાદી રાજકારણ છોડી રાષ્ટ્રીય રાજકાજને વળગી રહ્યો, એ માત્ર અકસ્માત કે એના મગજની કોઈ દુઃખદ અવળ-રચના નહોતી. એમાં તો, પોતે જે દેશમાં જન્મ્યો ને જેનાં સંસ્કારસંસ્કૃતિનો વારસો પામ્યો, અને જેને માટે, સમાજવાદમાં પોતાની શ્રદ્ધા છતાં, ગૌરવ ધરતો, તે દેશ સામે જે વાસ્તવ પરિસ્થિતિ આવીને ઊભી હતી તેનો સ્વીકાર અને તે બધાનો અભ્યાસ—એ તેમાં તો રહેલું હતું. એનાં આ પરિવર્તનમાં માત્ર બંડવૃત્તિ કે ધર્મત્યાગ હતાં, એટલું એની પૂરતી સમજ નથી. આ એના પરિવર્તનથી, અત્યારે તો તેની કીર્તિ અને કારકીર્દી ખલાસ થઈ ગયાં લાગે છે. પરંતુ, ક્લાઈવ, હેસ્ટિંગ્ઝ, સેસિલ રોડ્ઝ ને અન્ય અંગ્રેજ દેશાભિમાનીઓની નામાવલીમાં એ જરૂર માન્ય પદ પામવાનો છે. અણીને વખતે એણે સ્વદેશની સેવા કરી છે; પોતાનો પક્ષ ઇગ્લૅન્ડની આમ જનતાનો પ્રતિનિધિ હોવા છતાં, પોતાના પક્ષને ભોગે રાષ્ટ્રીય નીતિ અનુસરી દેશને દેવાદારીની આફતમાંથી ઉગાર્યો.—છેવટે, એ પણ પક્ષ જ હતો—અ: ઇંગ્લૅન્ડ તો નહોતો જ.

જેમની રાજકીય કે સામાજિક એવી કશી જ અસર નથી એવા થોડાક ચક્કરો બાદ કરો તો અંગ્રેજ મજૂર-પક્ષ સમાજવાદનો ગર્ભિતાર્થ સમજે છે.

**શાસ્ત્રીય સમાજવાદ**

કાર્યસાધક કોઈ સમાજવાદ હોય તો તે જેને 'શાસ્ત્રીય સમાજવાદ' અથવા માર્ક્સવાદ કે સામ્યવાદ કહે [illegible] તે છે, એ એમને ખબર છે. અને એ લક્ષણમાં આંતરરાષ્ટ્રીય છે. એટલે કે, બધી પ્રજાઓ એનાં તત્ત્વ સ્વીકારી પોતાના પ્રદેશોમાં તેને સ્થાપે ત્યારે જ સાચો ને સંપૂર્ણ સામ્યવાદ આવી શકે. દરમિયાન, ખાસ અનુકૂળતાવાળી થોડીક પ્રજાઓ તે અપનાવી શકે; પરંતુ તેય તેમાં ભયંકર ધરછોડો ને અનેક રૂપાંતરોનું કેટલુંય સમોવણુ કરીને.

પોતાની અંગત સ્વતંત્રતા માટે અંગ્રેજોમાં પેઢીધર પ્રેમ હોય છે. અમુક વખત કદી સરમુખત્યારી સ્વીકારેય છે, તોય તે

**અંગ્રેજનો સ્વાતંત્ર્ય-પ્રેમ**

રાષ્ટ્રીય, નહિ કે કોઈ વ્યક્તિની કે પક્ષની. ગઈ રાષ્ટ્રીય સરકાર એ જાતની હતી. ગયા મહાયુદ્ધમાં અને ત્યાર પછીની સરમુખત્યારીઓ પણ એ જ પ્રકારની. આ એ લોકની ખાસિયત છે. ઊધઈના રાફડાની જાતની સ્વતંત્રતા અને આરામની એ લોકો બહુ પરવા કરનારા નથી.

વળી, અંગ્રેજો ક્રાંતિપ્રિય લોક નથી. પોતાની ક્ષેમવૃત્તિનું (conservatism) એમને અભિમાન છે. યુરોપમાં અન્યત્ર ઝપાટાબંધ પરિવર્તો થાય, પણ અંગ્રેજ એને ચીલેથી ચૂકતો નથી. તેમનું બધું વધે [illegible] તે રૂઢિ પડતી જાય તે ક્રમે—પૂર્વ દાખલો જોઈને પગલું આગળ મુકાય છે. અરે, સામ્યવાદે પણ ઇંગ્લૅન્ડમાં જવા એનાં ખિસ્સાને અને સામ્રાજ્યને સુરક્ષિતતા અર્પીને કદાચ જવું પડે. બીજે રૂપે અંગ્રેજ એને ઓછા જ સ્વીકારે એવા છે.

વળી, અંગ્રેજ બચ્ચો પૂરો પ્રત્યક્ષદર્શી હોય છે. આજે જગતમાં ભિન્ન ભિન્ન રાષ્ટ્રીય સમૂહો પોતપોતાની દેશમર્યાદામાં રહી માંહોમાંહે આર્થિક લડત લડી રહ્યા છે.

**વિજયની શરતો**

એટલે જગતની રાજકીય સ્થિતિ ડામાડોળ છેઃ સૌ શસ્ત્રસજ્જ છે, જો કે કોઈ લડતા નથી. આવા આર્થિક ને રાજકીય સંજોગોમાં ઠીક ઠીક ગીચ વસ્તીવાળા એક નાનકડા અ-કૃષિપ્રધાન રાષ્ટ્રે સામ્યવાદી બનીને ફાવવાની આશા રાખવી એ અશક્ય છે. એટલે આજે કોઈ દેશે સામ્યવાદમાં ફાવવું હોય, તો તે એટલો વિશાળ હોવો જોઈએ કે જેથી જગતના વેપારઉદ્યોગતંત્રની જકડમાંથી તે અલગ રહી શકે. તે અન્ય દેશો સાથે સંબંધો ભલે સાંધે; પરંતુ આજના સુધરેલા જીવનની પ્રાથમિક જરૂરિયાતોની બાબતમાં તો, ઓછામાં ઓછો, તે સ્વાવલંબી થઈ શકે એમ હોવું જોઈએ. ઇંગ્લૅન્ડ જેવો નાનો દેશ બોલ્શેવિક થઈ ગયો એમ કલ્પો. બીજી પ્રજાઓની જકાતી નીતિથી. એનો વેપારરોજગાર તો ભારે તૂટવાનો જ. ઉદ્યોગ માટે કાચો માલ તો એની પાસે છે નહિ; પોતાની વસ્તીના પેટ પૂરતી ખેતીય નથી. આજ એની પાસે એક વિશાળ સામ્રાજ્યનાં સાધનસામગ્રી મોજૂદ છે એટલે એનું નભે છે. એ જો જાય તો એની દશા, સંસ્થાનો વગરના કેટલાક મધ્ય યુરોપીય નાના દેશો છે, એમના જેવી થઈ રહે. એવડા નાનકડા દેશમાં ૪ા કરોડની ગીચ વસ્તી ભરેલી છે. તેના એકે ભાગનું આજને ધોરણે ભરણ થઈ શકે એટલુંય એ ઉત્પન્ન નહિ કરી શકે.

અને એની સામે રશિયાનો દાખલો લો. યુરોપ એશિયામાં અફાટ મુલક અણખેડાયો જ ( *undeveloped* ) એની પાસે છે. એની વસ્તી જુઓ તો આછી. પોતાને જરૂરી લગભગ બધો જ કાચો માલ ને ખોરાકી એની પાસે છે. એનો આંતર વેપાર ચાલે છે યા ચાલી શકે એવું છે. આથી, બહારના ઔદ્યોગિક અને વેપારી

સંબંધો વગર પણ, તે કાંઈક સુખ અને સગવડથી રહી શકે એવી સ્થિતિ છે. છતાંય, એની દશા વસમી થઈ પડી હતી, ને તેમાંથી પ્રજાની રાષ્ટ્રીય ભાવના, શ્રદ્ધા અને બલિદાન જ એને બચાવી શક્યાં.

રશિયા ને ઇંગ્લેન્ડની પ્રત્યક્ષ પરિસ્થિતિ ( objective facts ) જુઓ તો તે સાવ ભિન્ન છે. છતાં રશિયા જગતથી અલગ ન રહી શક્યું: બીજા રાષ્ટ્રો જોડે ઔદ્યોગિક ને વેપારી સંબંધો બાંધવા જ પડ્યા; પરસ્પર રક્ષણનીતિને ધોરણે તદનામાં કરવાં પડ્યાં. "લૂંટારુ રાષ્ટ્રોના સંઘ"[1]માં સભ્ય થવું પડ્યું; પોતાના પ્રતિનિધિના મુખથી,[2] લગભગ ઝારનીતિનું જ જોડીદાર પેલું અંગ્રેજ રાષ્ટ્રગીત પણ ગાવું પડ્યું. અને જો રશિયન સામ્યવાદીઓને જર્મની જોડે વેપારી કોલકરાર કરવા વારો આવે, તો તેઓ મોઢા પર શેરડો પડવા દીધા વિના અને વગર આનાકાનીએ 'હિટલરનો જય' પણ પોકારશે. અને હિંદમાં પોતાના મિત્રોને મહાસભામાં જોડાવાની શીખ આપી છે એ જાણીતી વાત છે. પણ આ મહાસભા એટલે એક રાષ્ટ્રીય સંસ્થા અને, એમની દૃષ્ટિએ, ગાંધી ને મહાસભાના બીજા નેતાઓ જેવા બ્રિટિશ સામ્રાજ્યના "બિનસરકારી મિત્રો"નું બનેલું મૂડીવાદી તંત્ર. આ બધા વિસંવાદી વર્તનનો સ્વાભાવિક બચાવ એક જ છે, "પ્રત્યક્ષ પરિસ્થિતિ." નાસ્તિકોના આ નવા સર્વશક્તિમાન ઈશ્વરને નામે શું શું નહિ કરાય ને નહિ સમર્થાય? પરંતુ આ નવો ઈશ્વર પણ પેલા જૂના પદચ્યુત પ્રભુ જેવો જ તરંગી વર્તનવાળો છે. એના એક ભકત–સમૂહ માટે એક નિયમાવલી ને બીજા

નવો ઈશ્વરાવતાર

૧. રાષ્ટ્રસંઘને એક વાર રશિયન સામ્યવાદીઓએ નવાજેલું નામ.

૨. ઇંગ્લેન્ડમાં સામ્યવાદી રશિયન એલચી રહે તેનો એમાં ઉલ્લેખ છે.

સમૂહ માટે બીજી, એમ એ ઠરાવે છે. કેમ કે, જૂના ઈશ્વરની માફક આ નવો પદધારી પણ અનેક મુખી નથી કે ? દેશદેશાવરના એના પેગંબરો અને ચુનંદા ભક્તો (chosen) એના ભિન્ન ભિન્ન અર્થો કરશે અને ઝનૂની લોકો લડશે. પરંતુ, આ નવવિધાનના કૅથલિકો અને ગૂઢદર્શીઓ (mytics) તો એમ જ કહેવાના, "હે પ્રભુ, પ્રજાઓ તને અનેક રૂપે ભજે છે, છતાં તું એક અદ્વિતીય, સર્વશક્તિમાન સમાન બ્રહ્મરૂપ છે."

એટલે, મજૂરવાદી કે સ્વતંત્ર મજૂરવાદી ઇંગ્લૅન્ડ હિંદને મદદ કરશે એમ આશા બાંધવી એ પરાગતિક છેઃ પાછા જૂના મહાસભાવાદીઓની શ્રદ્ધા પર બેસવા જેવું છે. વિનીતો કહે છે કે, પ્રધાનવટાં સ્વીકાર્યાં પછી મહાસભાના પક્ષમાં ને અમારામાં ભેદ નહિ રહે. સમો એવો છે કે તેઓ એમ શાખાથી ખાટેય, કેમ કે તેમનાં જૂનાં તત્ત્વો નહિ ધારેલા લોકોમાં પેસતાં જાય છે. અમલી ઉપાયમાં શ્રદ્ધાવાળા લોકો બંધારણવાદી બનતા જાય છે અને મહાસભાનું ગરમ ગણાતું દલ આઝાદીની લડતમાં સ્વતંત્ર મજૂર-પક્ષની સહાય સામે તાકવા લાગ્યું છે. જો તે આશા ન ફળે તો આસ્તિક લોકોને બોલ્શેવિક રશિયાનું શ્રદ્ધાસ્થાન છે. ખરેખર, હિંદના વિનીત પક્ષની નીતિ અવિચલ સનાતન સત્યો પર રચાઈ લાગે છે!

મંછાભૂત

ડિસેમ્બર, ૧૯૩૫

## ૭. આબિસીનિયા પ્રત્યે હમદર્દી

મારા સમાજવાદી મિત્રો મને ઘણી વાર ઇટલી અને આબિસીનિયા વચ્ચેના યુદ્ધ વિષે બોલવા કહે છે, ત્યારે હું મૂંઝાઉં છું. 'હું ઇટલીને નિંદું'? એમ કરું તો ઇતિહાસની બધી જ પ્રજાઓને મારે નિંદવી જોઈએ. કેમ કે, જ્યારે પણ કોઈ પ્રજાનો લાગ ખાધો છે, નબળી પ્રજા પર આક્રમણ કરવાની પોતાની શક્તિ જોઈ છે, ત્યારે તેણે તેમ કરી તેને જીતી છે. એટલે, ઇટલીનું આજનું પગલું કાંઈ નવું નથી કે જેને સારુ આપણે ખાસ અભિપ્રાય આપવો જોઈએ. મને ડર છે કે, જો આપણે ઇટલીને આજ નિંદીએ તો તે કેટલીક પશ્ચિમની પ્રજાઓનો રાહ અનુસરવા જેવું થશે. આ પ્રજાઓ પોતાનો સ્વાર્થ દેખી ઇટલીને નિંદે છે; પણ, જ્યારે એવો જ એમને લાગ હતો ત્યારે તેમણેય એવાં જ કામો કર્યાં છે ને તેમને વખાણ્યાં છે. જ્યારે જાપાન મંચૂરિયા ઓહિયાં કરી ગયું ત્યારે આ જ પ્રજાઓ 'મેરી બી ચૂપ' કરીને બેઠી હતી. ત્યારે પણ રાષ્ટ્રસંઘની હયાતી ને એની આબરૂ જોખમમાં હતાં. તે દાખલામાંય એક નબળા' રાષ્ટ્રને ગળે ટૂંપો દેવાયો હતો. છતાં, આજ હોહા કરી રહેલાં યુરોપી રાષ્ટ્રો ત્યારે ચૂપ હતાં!

આપણે પણ ત્યારે ચૂપ હતા. એટલે, આજ આપણે શું જોઈને મોઢું ઉઘાડીએ તે હું નથી સમજી શકતો.

વળી, આપણે ઈટલીને નિંદનારા પોતેજ કેવા છીએ? હિંદીના મોઢામાં એવી નિંદા શોભતી નથી. ઈટલિયનો કરીકરીને એક પરપ્રજાને ગુલામ જ બનાવવા બેઠા [redacted] ને? પણ આપણે આપણા જ દેશબંધુઓ, આપણા જ હિંદુ ધર્મબંધુઓને કાયમી ગુલામીમાં રાખીએ છીએ. ઈટલી આબિસીનિયા જીતે તોય, મને ખાતરી [redacted] કે, ત્યાંના લોકોના હાલ આપણા હરિજનબંધુઓ જેવા તો નહિ જ થાય. એટલે, આપણી કરેલી નિંદામાં તો કાંઈ જ અર્થ નથી. બીજાં રાષ્ટ્રોને સંભળાવે છે એમ આપણનેય ઈટલી સંભળાવી દઈ શકે, "ભાઈ, સામાના ઘર પર કાંકરો મારવા પહેલાં તમારું કાચઘર જ જરા સંભાળો ને!" એટલે, જો ઈટલીની નિંદા કરવામાં ખરેખર આપણાં દિલમાં ચટ લાગી હોય, તો પહેલી આપણે આપણાં જીવનમાંથી ને રાષ્ટ્રના જીવનમાંથી જબરદસ્તીને દૂર કરીએ. એમ ન કરીએ ત્યાં સુધી આપણી પાસે અન્યાયને નિંદવા માટે કશું જ નૈતિક બળ કે હક નથી.

પણ, આપણી પાસેથી એવી આશા રખાય કે, 'ઈટલીને ન નિંદો, પણ આબિસીનિયા પ્રત્યે હમદર્દી તો દર્શાવો!' આ વસ્તુય આપણુ હિંદીઓથી ન થઈ શકે, કેમ કે જો કાંઈ હમદર્દીની શક્તિ હોય તે, બહેતર છે કે, આપણા જ ગુલામો માટે ખર્ચીએ. પરાજિત આબિસીનિયાના કદી આપણા જેવા બૂરા હાલ તો નહિ જ થાય; કેમ કે, તેને ચૂસવા, છૂંદવા ને અપમાનવા ઈટલી પાસે એવી મોટી સામ્રાજ્યની સામગ્રી ક્યાં છે? વળી, આબિસીનિયાની

વળી, જો આપણે સ્વતંત્ર રાષ્ટ્ર હોત તો આમનો કે તેમનો મત આપતા પહેલાં ખમચાત. સ્વતંત્ર રાષ્ટ્રો પોતાના પડોશીની ઘણી અન્યાયિતા સહી લે છે. બીજાના ઘરની પંચાતોમાં પડવાનો નથી એમને અવકાશ હોતો, કે નથી હોતી વૃત્તિ કે શક્તિ; એટલે તેઓ ચૂપ જ રહે છે. અને કાંઈ પણ વિરુદ્ધ મતપ્રદર્શન લડવાડ કરવામાં ખપે અને તેમાંથી નકામી પંચાતો ઊભી થાય. દુનિયાની પ્રજાઓ કાંઈ એવી પરોપકારની સંસ્થાઓ નથી કે, ખામુખા પોતાના માર્ગમાંથી વળીને અસત્યનો પ્રતીકાર કરવામાં પડવા ઇચ્છે. ડૉન કિવકસોટની જાતના, અન્યાય જોયો કે કૂદી જ પડનારા એ નથી. (અને એમાં રશિયા પણ આવી જાય.) જો ઇગ્લૅન્ડ વખોડવા નીકળી પડે તો, તમારે ખાતરીથી જાણવું કે, બેલ્જિયમ જેવા નાનકડા રાષ્ટ્રની રક્ષાના સફાઈદાર ઓઠા હેઠળ જર્મની સામે ઝૂઝ્યું ત્યારે, તેમાં જેમ પોતાની સામ્રાજ્યવાદી હિતરક્ષા હતી, તેમ જ આજે આમાંય એવાં હિતો સંડોવાયેલાં હશે જ. જો પશ્ચિમની પ્રજાઓ ખરેખર સાચદિલી હોત તો, ચીનની પ્રાચીનગૌરવી સંસ્કૃતિ પર જ્યારે જાપાને હાથ નાંખ્યો, ત્યારે તેમણે તેને બચાવવા નીકળી પડવા જેવું હતું. પણ, ખરેખર પરોપકારી પ્રજાઓ હોય તેઓ પણ, પોતે અન્યાય જોતાં છતાં, તેને નિંદવામાં હમેશ ખમચાય છે,—એ સારુ કે રખેને તેમાંથી પોતાના પડોશીની લડવાડોમાં પોતે સંડોવાઈ બેસે. પણ, આપણ હિંદીઓને એવી બો છે કે, પોતાના સિવાય સૌની પંચાતોમાં પડીએ! મને ખાતરી છે કે, જો આપણે સ્વતંત્ર, સ્વરાજ ભોગવતી પ્રજા હોત તો જાહેર હમદર્દી બતાવવાનો આ વિચાર આપણને ન આવત.

આમ છતાં, અન્યાય થતો જોઈને આપણને હમદર્દી બતાવવાનું દિલ થઈ જાય. તો તેમાં પણ, હામભેર મતપ્રદર્શન કરવાની મુશ્કેલી છે: તેમાં ઇગ્લેન્ડની સામ્રાજ્યની મહત્ત્વાકાંક્ષાઓ આડી

આવે એમ છે. આપણે જાણીએ છીએ કે, ઇંગ્લેંડ જો ઇટલી જોડે લડશે તો તે કાંઈ આબિસીનિયા ખાતર કે રાષ્ટ્રસંઘ યા ન્યાયની પરવા કરીને નહિ, પણ પોતાના સામ્રાજ્યના હિતને વિચારીને,— તે વધારવા કે સંરક્ષવા સારુ. ત્યારે તે હિંદી લશ્કરને ઇટલી સામે ઉતારવા ઠરાવે, અને તે વખતે આપણાં મોઢાં પર તાળાં દેવાય. કેટલાક આપણા ડાહ્યા વડી ધારાસભાવાળાઓ તો ક્યારના કહેવા લાગ્યા છે કે, આબિસીનિયાને મદદ કરવા હિંદી સેનાને મોકલો. પારકા ઝઘડા ગમે તેવા ન્યાયી હોય તોય, તેમાં જરાય હિંદી પૈસો કે એકે હિંદી માણસ ખરચાય એ આપણે નથી જોઈતું. તો પછી, જે પ્રજા પોતાની સ્વાર્થસાધનાને માટે પરોપકારી કારણોનું ઓઠું આગળ કરવાની કળામાં પૂરી પહોંચેલ છે, તેના સામ્રાજ્યનાં હિતને વધારવા કે સંરક્ષવા હિંદી ધન કે પ્રાણ ખરચવાની તો વાત જ શી ? આપણી પાઈએ પાઈ અને માણસે માણસ આપણાં જ પોતાનાં વધારે જરૂરી ને વધારે મોટાં કામોને માટે જોઈએ છે, એ આપણને ખબર છે. એટલે, આપણા જ ઘરનું જ્યારે કાંઈ ઠેકાણું નથી ત્યારે પારકાનો વિચાર કરવા લાગવું, એમાં નથી સાચી કરકસર કે નથી સાચી પરોપકાર-બુદ્ધિ. ઘર બાળીને તીરથ ન થાય. પણ આપણા સમાજવાદી મિત્રો આંતરરાષ્ટ્રીય રહ્યા; તે કદાચ તેમ કરે. પણ, આખા રાષ્ટ્રથી એવું એમ થાય ?

આ બધી વસ્તુઓ સાચી હોવા છતાં, આબિસીનિયા માટે જે કળકળવાળા હોય તે હિંદીઓ સ્વયંસેવક બની નીકળી પડે ને પોતાની સેવા આબિસીનિયા આગળ ધરે, તો હું એને આવકાર-પાત્ર ગણું. એમાં એમનાં ઉત્સાહ અને પરોપકારવૃત્તિને હું અસ્થાને ગણું ખરો, છતાં તેમને માટે મને જરૂર માન થાય. હું પોતે આબિસીનિયા ખાતર સહન કરવા તૈયાર નથી, એટલે તેના પ્રતિ કશો સહાનુભૂતિનો મત દર્શાવવાય તૈયાર નથી; એટલા સારુ કે,

રખેને તેનો લાભ લઈ, તેનો એવો ગેરઅર્થ કરાય કે, હિંદી સૈન્ય પરદેશ મોકલાય યા હિંદી નાણું આપણા દેશ બહારની લડાઈ માટે વપરાય એવી મારી ઇચ્છા છે. હિંદનું લશ્કર ને નાણાં વાપરવાનાં હોય તો હું એ જ ઇચ્છું કે, તે આબિસીનિયાની આઝાદી માટે નહિ પણ આપણી જનતાની આઝાદી માટે વપરાય. અને આપણી ધારાસભાના સભ્યો સરકારને સૂચવે તો આ સૂચવે; નહિ કે સૈન્ય બહાર મોકલવાનું; ભલેને પછી તેમ કરવાનું કારણ કેવુંય ન્યાયી ને સ્તુત્ય કેમ ન હોય. પણ તેઓ આવું કાંઈ તો કરે એમ નથી, કેમ કે તેમને બરોબર ખબર છે કે એ માગણીનો અર્થ શો થાય.

અને, આપણે આપણી લાગણી વ્યક્ત ન કરીએ તોય તે કઈ પાસની છે તે જગત બરોબર જાણે છે. આપણે ગુલામ પ્રજા, તેની લાગણી આબિસીનિયા તરફ અચૂક વળે. ગાંધીના નેતૃત્વવાળા હિંદીઓની લાગણી અન્યાયના ભોગ બનેલા પ્રતિ જાય એમાં નવાઈ છે? ઈટલી એના તારણહારના જમાનામાં દુનિયાના સર્વ દલિતો પ્રતિ હમદર્દી ધરાવતું નહોતું કે? જ્યારે કોઈ માણસ પોતે દીન દલિત દશામાં હોય છે ત્યારે તો હમેશ એને એના જેવા બધા દુઃખી માટે સમભાવ ઊપજે જ છે. એના ભાવની ખરી કસોટી તો તે જ્યારે સત્તારૂઢ થાય ત્યારે થાય છે. આજ આપણુ હિંદીઓને આબિસીનિયા માટે લાગે છે; પણ જાપાન કે પશ્ચિમની પ્રજાઓની પેઠે આપણે સ્વતંત્ર ને બળવાન હોઈએ તો, પારકા દેશો હડપ કરવાનો પ્રયત્ન કરીએ કે કેમ ને તેનો ન્યાયાન્યાય કેવો તોળીએ, એ વિષે મને ખાતરી નથી.

એ બધું ઠીક. તો આપણે યુદ્ધને તો વસ્તુતાએ વખોડીએ ને? પણ તેમાંય, અહિંસાવાદીઓ માટે એક સંકટ છે. જ્યાં સુધી અહિંસા સ્વીકારાય નહિ ને બધે વ્યાપે નહિ, ત્યાં સુધી જગતની પ્રજાઓ અન્યાય કર્યા કરવાની ને એક બીજાનાં ગળાં પકડવાની.

અને જબરી પ્રજાઓની આવી માંહોમાંહે સશસ્ત્ર સ્પર્ધા એ જ ઘણી વાર, નબળી પ્રજાઓને છૂટવાનો એકમાત્ર લાગ હોય છે. કુદરતની કરામતો અગમ્ય હોય છે. એટલે, અહિંસા સ્વીકારાય ને સ્થપાય તે પહેલાં યુદ્ધનિષેધપ્રચાર કરવા લાગવું એ, કદાચ, દરિદ્ર ને દલિત લોકોની રાજકીય, સામાજિક અને આર્થિક હાડમારીઓને હમેશ માટે કાયમ કરવા જેવું થઈ જાય. આથી જ, ઘણી વાર, દલિત પ્રજાઓ, જાતિઓ કે સમૂહો સામ્રાજ્યવાદી પ્રજાઓમાં અને માલદાર બની બેઠેલા મૂડીદારોમાં યુદ્ધ જાગે, તો આપણને મુક્તિનો લાગ છે, એમ આતુરભાવે આશા રાખે છે. આવું યુદ્ધ જગવ્યાપી બને એવી છૂપી આશા દુનિયાના દબાયેલા વર્ગો અંતરમાં કેવી સેવે છે! ગયા મહાયુદ્ધથી દેશની અને પરદેશ તરફની કેટલીય જુલમગારી બંધ થઈ ગઈ હતી. સામ્રાજ્યવાદી રાષ્ટ્રો સામે ઊભવા સારુ, દલિત પ્રજાઓ માટે, કદાચ, આગામી યુદ્ધ એ જ એક માર્ગ હોય. અર્વાચીન સરકારોનાં સંગઠિત વૈજ્ઞાનિક શસ્ત્રાસ્ત્રબળ સામે થવાનું પરાજિત પ્રજાઓને માટે, આમ જોતાં તો, અશક્યવત્ લાગે છે; બળિયાઓ લડાઈમાં રોકાઈ પડે એ જ એક સંધિ એમને માટે રહે છે.

પણ, તદ્દન શક્ય છે કે, નવું મહાયુદ્ધ અર્વાચીન સંસ્કૃતિની હયાતીને જ મૂળે જોખમાવે. પણ, સંકટથી દબાયેલા ને દરિદ્ર લોકને એમાં શું ડરવાપણું હોય? સહેજે તેઓ ટાણો મારી શકે કે, એ સંસ્કૃતિ [illegible] તોય અમે એમાંથી શું ખાટીએ છીએ? અને જો તમે અર્વાચીન સંસ્કૃતિમાંથી એમને મળતા કાંઈ લાભો બતાવવા જાઓ, તો તેઓ એટલા નીચ કોટિએ પડેલા છે કે, તે તો પડ્યા પર પાટું જ દેવા બરાબર થાય. તે રીતે તો હરિજનોને આપણે અદ્વૈત ભણાવીએ, કે ગીતા સંભળાવીએ.

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥
(૫-૧૮)

તોય શું ખોટું? એટલે, દલિતમાં જે સ્વમાની ને લાગણીપ્રધાન લોક છે એમને આમ લાગે છે તે બરોબર છે કે, બળિયાની બાથંબાથા ન થવાને વાંકે અમારે જેવા ને તેવા રહેવું પડે એથી તો, બહેતર છે કે, આ સંસ્કૃતિ જ ટળે.

આ બધા ખ્યાલો એવા છે કે, ધૃષ્ટતમ માણસ પણ પોતાનો આમનો કે તેમનો મત જણાવતા પહેલાં ખમચી જાય. અંદર અંદરની સ્વાર્થી ખેંચાખેંચ ને હિંસકતાને કારણે, જગજીવન આજ એવું તો ચાકે ચડેલું છે કે, આજ છે તે જ પાયા પર શાંતિ રહે એમેય કોઈને નથી ગમતું. છતાં, વધારે ન્યાયી ને વધારે સમતાવાળી કોઈ પણ નવી ગોઠવણ બળિયાઓની માંહોમાંહે બાઝાબાઝી મારફતે બની શકે એમેય લાગે છે. એમ લાગે છે કે, અનિષ્ટમાંથી જ જાણે કે ઇષ્ટ ન નીપજતું હોય!—જોકે ફિલસૂફી તરીકે આ ભયંકર છે. પણ આટલું ચોક્કસ છે કે, જે દુઃખો ને આપદાઓ દુનિયા જાતે કરીને વહોરી બેઠી છે, તેમનો શાંતિ ને અહિંસા-વાળો કોઈ પણ નિવેડો એને મળી રહે તે પહેલાં, તેણે દુઃખ અને હિંસાનો કડવો ઘૂંટડો ભારોભાર પીવો પડશે.

ઑગસ્ટ, ૧૯૩૫

## ૮. મહાસભાની આધ્યાત્મિકતા

**વિજ્ઞાનને નામે ભ્રમ**

ઊંટ-વૈદ હોય છે તેને એમ લાગે છે કે, કોઈ રોગીને જોઈ રોગનું નામ આપી દીધું એટલે જાણે કે નિદાન થઈ ગયું. તેમ જ, ઊંટ-વિજ્ઞાનશાસ્ત્રીઓ પણ માને છે કે, કોઈ ઘટનાનું નામ પાડી આપ્યું એટલે જાણે તે સમજાવી દીધી! રાજકીય અને આર્થિક કાર્યક્રમો તથા નીતિરીતિ વિષે વિચાર કરતાં, કેટલાક રાજદ્વારી માણસો તથા મંડળો આવી જ રીતની અવિવેકભરી વૃત્તિ ધારણ કરે છે. અમુક કાર્યક્રમ કે નીતિરીતિની ઉપયોગિતા કે વ્યવહારુતા બરાબર કે નથી તે કશું સિદ્ધ કર્યા વગર, તેવા લોકો કે મંડળો અમુક વિશેષણો તેને અંગે વાપરે છે, અને માને છે કે, જાણે અમે એનો બરાબર નિકાલ કર્યો છે! અમુક નીતિ ક્રાંતિક એમ કહો એટલે, જાણે, તમે એને વિષે સિદ્ધ કરી દીધું કે, તે શાસ્ત્રશુદ્ધ છે, નિર્વિવાદ હકીકતોના પાયા પર રચાયેલી છે, ઇતિહાસક્રમની નિયતિથી આવશ્યક અંકિત થઈ ચૂકી છે; માત્ર તમને તેમાં આવશ્યક શ્રદ્ધા હોવી જોઈએ. તો તરત નહિ તો નજીકના ભવિષ્યમાં પણ તે સફળ થયા વગર

રહે જ નહિ. અને તમારા સામાવાળાની નીતિને સુધારકીય કહો, એટલે જાણે તેને અંગે સિદ્ધિ કે પૃથક્કરણની પછી કશી જરૂર નથી રહેતી. એટલા જ માત્રથી જાણે તમે સીધું સ્પષ્ટ કરી બતાવ્યું કે, તે નીતિ નથી શાસ્ત્રશુદ્ધ કે નથી તે સંગીન હકીકતના પાયાવાળી, કે નથી તેમાં કશી ઇતિહાસક્રમની નિયતિ. એટલે એ નિષ્ફળ જવાની એ તો ચોક્કસ. કદાચ ફાવતી દેખાતી હોય તોય જાણવું કે એ ભ્રમ છે અને ફાંદો છે.

**'ક્રાંતિક' અને 'સુધારકીય'**

મહાસભાની નીતિરીતિ તથા કાર્યક્રમને નહિ પસંદ કરનારા તે સુધારકીય છે એવું ઘણી વાર કહે છે. અને એવા ટીકાકારો પોતાની નીતિ ને કાર્યક્રમને કે તેનો અભાવ હોય તો તેને ક્રાંતિક જણાવે છે. સીતાપુરમાં તાજેતરમાં મળેલી યુવક પરિષદના પ્રમુખ તરીકેના ભાષણમાં શ્રી. એમ. એન. રૉયે આને મળતું કાંઈક કર્યું હતું. 'સુધારકીય' શબ્દ અત્યાર સુધીમાં કદાચ જૂનો થઈ જઈ, તેની મંત્રશક્તિ ઘટી હોય; એટલે, એને સ્થાને એમને પસંદ પડેલો નવો શબ્દ 'આધ્યાત્મિક' વાપર્યો છે. મહાસભાનું રાજકારણ 'આધ્યાત્મિક' છે એમ કહો એટલે આગળ કાંઈ તપાસવાની જરૂર નથી; તેમ કહેનારા પછી માને છે કે, એને અંગેનું વિચારવા કરવા જેટલું એટલા માત્રે થઈ ગયું!

**'આધ્યાત્મિક' એટલે?**

આ 'આધ્યાત્મિક' શબ્દનો ચોક્કસ લક્ષ્યાર્થ સમજવો અઘરો છે. ધર્મઝનૂની હિંદુ-મુસલમાનોને મન, એનો અર્થ, કદાચ, મસ્જિદ સામે વાજાં વગાડવાં, ગોસેવા કે ગોવધ પણ હોઈ શકે. અણસમજુ માણસ એ શબ્દથી ગમે તેવી સ્થૂળ, ઢંગધડા વગરની કે જંગલી કલ્પના પણ કરી બેસે. પંડિત કે જ્ઞાનીને એમાંથી સૂક્ષ્મ સત્યોનો અર્થ દેખાય. આથી, કોઈ નીતિ

કે કાર્યક્રમને માટે એ શબ્દનો પ્રયોગ કરવાથી તેનો છેદ ઊડી ગયો એમ માનનાર પેલો ટીકાકાર શું કહેવા ઇચ્છે છે એ સમજવું અઘરું થઈ પડે છે. ટીકાકાર એ શબ્દથી 'અશાસ્ત્રીય અને અવ્યવહારુ' એવો અર્થ સૂચવવા માગે છે? પણ આધ્યાત્મિકતા હમેશ અવ્યવહારુ જ હોય એવું નથી. કેટલીક વાર એ ભયંકર વ્યવહારુ હોય છે ને હતી. અને ધર્મ હમેશ અશાસ્ત્રીય જ હતો એમેય નથી. જગતમાં એક જમાનામાં તો ધર્મગુરુ જ તેના જમાનાના વિજ્ઞાનમાત્રનો ખાં હોતો. એટલે, વિશાળ જનતાની વિશ્વાસપાત્ર બનેલી એક જવાબદાર સંસ્થાનાં કાર્યક્રમ ને નીતિ-રીતિની ટીકા કરતા હોઈએ, ત્યારે હમેશ ઉત્તમ માર્ગ એ છે કે, ટીકાકારે એવા શબ્દો વાપરવા કે જેનો અર્થ ઓછેવત્તે અંશે પણ કાંઈક ચોક્સ હોય. 'આધ્યાત્મિક' શબ્દ સંદિગ્ધ અર્થવાળો ન હોય તોપણ, અમુક નીતિ આર્થિક કે રાજકીય દૃષ્ટિએ ખરાબ ન હોય ને સાથોસાથ આધ્યાત્મિક હોઈ શકે છે. ઓછામાં ઓછું, ભૂતકાળમાં તો આવું હતું. એટલે, આધ્યાત્મિક રાજકારણ રાજકીય દૃષ્ટિએ અવશ્ય ખરાબ જ હોય એમ તો અમે જરાય સ્વીકારતા નથી. છતાં, વાદ ખાતર તપાસીએ કે, મહાસભાનાં ધ્યેય, નીતિરીતિ, કાર્યક્રમ તથા તેના કાર્યવાહકોમાં શુદ્ધ આધ્યાત્મિકતા કેટલીક છે.

**મહાસભાનું ધ્યેય આધ્યાત્મિક નથી**

મહાસભાનું ધ્યેય સમય અનુસાર વ્યાપક થતું રહ્યું છે; છતાં સદાય તે રાજકીય અને આર્થિક રહેલું છે. આરંભમાં મહાસભાએ, સ્પષ્ટ શબ્દો મૂકીને, ધાર્મિક અને સામાજિક સુધારાને પોતાના ક્ષેત્ર બહાર રાખ્યો હતો. આજ મહાસભા જે પૂર્ણ સ્વરાજ માગે છે; તેને કોઈ પ્રકારના આધ્યાત્મિક કે વૈયક્તિક સંયમ યા ઇંદ્રિયજયની સાથે જરાય જ સેવાદેવા

છે. હિંદનું રાજકીય ધ્યેય એક રાષ્ટ્ર તરીકેની પોતાની સ્વાયત્તતા છે, એટલું જ તે નિશ્ચિત રૂપે જણાવે છે.

મહાસભાનાં સાધનો પણ ફરતાં ને વ્યાપક બનતાં ગયાં છે. શરૂઆત થઈ વિરોધ અને બંધારણપૂર્વક ચળવળથી. આજ એ સાધનો છોડવામાં આવ્યાં નથી. પણ એમાં એક નવા શસ્ત્રનો ઉમેરો કર્યો છે, અને તે શસ્ત્ર તે સત્યાગ્રહ અથવા અસહકાર. અને આ સ્વીકારેલો સત્યાગ્રહ તે પણ વૈયક્તિક કે આધ્યાત્મિક નથી, પરંતુ રાજકીય, આર્થિક અને સામુદાયિક છે. 'સ્વરાજ' અને 'સત્યાગ્રહ' શબ્દોને આધ્યાત્મિક વ્યુત્પત્તિ છે; પરંતુ હિંદી રાષ્ટ્રને અર્થે મહાસભાએ એ અપનાવ્યા છે તે આધ્યાત્મિક મુક્તિ કે સાક્ષાત્કારના સાધન તરીકે નહિ; પણ, અન્યાય અને રાજદ્વારી તથા આર્થિક સુધારણાને માટેના અહિંસક અમલી ઉપાય તરીકે.

**તેનાં સાધનોય આધ્યાત્મિક નથી**

રાજકારણમાં હિંસાનો ત્યાગ કરવામાં આવ્યો છે તે વ્યવહારદક્ષતાને લઈ ને. વ્યક્તિજીવનની અહિંસા એક સ્થૂળ નહિ પણ સૂક્ષ્મ માનસિક વસ્તુ છે. સમૂહગત અહિંસામાં વૈયક્તિક અહિંસા ન જ હોય એમ નથી; પરંતુ બંને હમેશ એક સાથે નય હોય. વ્યક્તિગત આચારમાં, દેશકાળમાં સ્થૂળ રૂપે પ્રગટ થતાં કાર્યનાં જે પરિણામો તેમાં જ માત્ર નહિ, પણ કાર્યનો ઊગમ શા ભાવમાંથી છે—કયા સૂક્ષ્મ હેતુમાંથી છે તેમાં એનું રહસ્ય રહેલું હોય છે. સમૂહગત આચારમાં હેતુનું મહત્ત્વ તો છે, પણ તેમાં મુખ્ય ભાર બાહ્ય કાર્ય ઉપર દેવાય છે, કેમ કે તે કાર્ય સ્થૂળ પરિણામોનું જનક છે. વૈયક્તિક અહિંસા વ્યક્તિ વ્યક્તિએ, ધર્મે ધર્મે, કે કોમે કોમે અનેક ભિન્ન રૂપો ધારણ કરે છે. સામાન્ય મુસલમાન કે ખ્રિસ્તીને, માંસાહાર અહિંસાને અસંગત છે, એમ નથી લાગતું.

**અહિંસા ને સત્ય કઈ દૃષ્ટિએ ?**

ાન્ય હિંદુ એથી ઊલટો જ વિચાર રાખે છે; અને જૈન તો ય આગળ જાય છે. અહિંસાનાં આવાં આવાં ભેદો ને રૂપો. સભાએ સ્વીકારેલા સત્યાગ્રહમાં આવતાં નથી. એ આશા રાખે તે આટલી જ કે, મહાસભાવાદી પોતાના આર્થિક અને રાજકીય ની સિદ્ધિ માટે સ્થૂળ અહિંસા ન વાપરે. અને આ ઉપરાંત કહી સૂક્ષ્મ અહિંસા પર ભાર મુકાયો હશે તો તે વ્યવહારુ ણુને લઈ ને. એમાં એવી માન્યતા છે કે, વિચારમાં અહિંસા નારો પોતાનાં બાહ્ય સામુદાયિક કાર્યો કરતો હશે ત્યારે, ટીને બારીક સમયે, માત્ર બાહ્ય અહિંસાવાળાની સરખામણી- તેને માટે ભૂલ કરવાનો ઓછો સંભવ છે. અહિંસાનો હાસિક ઊગમ ગમે તેવો હશે, મહાસભાએ એની બાહ્ય અને દાયિક બાજૂ સ્વીકારી છે અને એથી બીજું કાંઈ એની પાસે રાવવાના પ્રયત્નો અફળ ગયા છે. ખરાખોટાનો પ્રશ્ન બાજૂએ , પણ મહાસભાએ પોતાના ધ્યેયના ‘ શાંતિમય ’ શબ્દને બદલી હિંસામય ’ કરવાની ના પાડી છે. અને તે એની સાચી સમજથી ઠયાલે શબ્દ કરતાં સૂચવાયેલ સુધારાનો પાછળનો શબ્દ વધારે ર્તાર્થવાળો છે. ‘અહિંસામય’ શબ્દમાં વધારે વૈયક્તિકતા અને યાત્મિક અર્થ સમાયેલાં છે.

ગાંધીજીએ વિચારેલું સત્યાગ્રહનું બીજું અંગ તે સત્ય. પણ સભાએ એ શબ્દનો પ્રયોગ કરવાનું નથી સ્વીકાર્યું, પણ એના l વધારે સાદો ને નમ્રતા ભર્યો શબ્દ ‘ યોગ્ય ’ સ્વીકાર્યો છે.

એટલે, મહાસભાએ પોતાની ધ્યેયસિદ્ધિ માટે જે સાધનો ૪ સુધી કલ્પ્યાં છે તે રાજકીય જ છે. એમને કોઈ પણ પ્રકારના આધ્યાત્મિક, ધાર્મિક કે વૈયક્તિક ખ્યાલ કે પુરુષાર્થ સાથે કશી લેવાદેવા નથી. અલબત્ત, એ સાધનો એવાં છે ખરાં કે જેનો ઉપયોગ નૈતિક કે આધ્યાત્મિક વલણવાળા માણસો પણ

ાહાસભાનાં ન રાજકીય છે

કરી શકે. પણ એથી એ સાધનોની શક્તિ ઘટવાને બદલે ઊલટી વધે છે. જે કાંઈ આધ્યાત્મિકતાની ગંધવાળું હોય તે તજવું એવી કાંઈ આજના જગતની નીતિ નથી. હિંદમાં તો એ વાત વિશેષે સાચી છે. છૂટાંછવાયાં કેટલાંક મંડળોની વાત બાદ કરો તો, સાધારણ મનુષ્ય, કોઈ રાજદ્વારી શસ્ત્ર–સાધન વ્યક્તિના કલ્યાણમાં પણ ઉપયોગી છે એમ જાણી તેટલા માત્રે એ છોડવું જોઈએ, એવો વિચાર નથી કરતો. હિંદનાં સમાજવાદી મંડળો પણ મહાસભાની 'શાંતિ'ની રીતિ સ્વીકારે છે, તે પરથી પણ સ્પષ્ટ સાબિત થાય છે કે, મહાસભા જે અહિંસાને વરેલી છે તે રાજકીય ઢબની છે. અને મહાસભાના 'વાજબી' શબ્દનો અર્થ એટલો જ માત્ર છે કે, સંકુચિત મુત્સદ્દીપણું અને કુટિલ કે લાગસાધુ ચાલબાજીને તેમાં સ્થાન નથી. અને આ વસ્તુઓ તો કોઈ પણ ડહાપણભરી ને દીર્ઘદર્શી તથા મૌલિક રાજનીતિમાં નહિ મળે. અમુક રાષ્ટ્રના મહત્ત્વના પ્રશ્નો મુત્સદ્દીવેડા અને લાગસાધુતા દ્વારા હલ થયા એવો દાખલો તમને ઇતિહાસમાં નોંધાયેલો જોવા નહિ મળે. ગુલામ રાષ્ટ્ર જો આવી જાતનાં સાધન વાપરે તો તેથી પ્રજાનાં ચારિત્ર્ય તથા નીતિ ચડવાને બદલે નીચે જ પડે. એટલે, કશું આધ્યાત્મિક કારણ તો બાજૂએ રહ્યું; ફક્ત રાજકીય અને વ્યવહારુ કારણો જુઓ તોપણ આ કાર્યનીતિને મહાસભાએ પોતાથી વેગળી રાખી છે એ બરાબર છે. સૈકાંથી ગુલામીમાં સબડતા દેશમાં, કોઈ પણ રાજદ્વારી અને આર્થિક કાર્યક્રમ તે દેશની પ્રજાના તથા વ્યક્તિઓના નીતિબળમાં અચૂક વધારો કરે છે. પણ તેથી કરીને તે કાર્યક્રમ કશા પ્રકારના સંકુચિત કે સાંપ્રદાયિક અર્થમાં આધ્યાત્મિક થઈ ગયો એમ નહિ.

'સિદ્ધિ મળે, તો ગમે તે સાધન પણ ચાલે' એવા સગવડિયા સિદ્ધાંતમાં પણ મહાસભા નથી માનતી. પણ તેથી કાંઈ

મહાસભા આધ્યાત્મિક ઓછી જ થઈ ગઈ મણાય ! અનેક આધ્યાત્મિક સંપ્રદાયો આવા પ્રકારના સિદ્ધાંતો માનતા આવ્યા છે ને માને છે. પણ કોન્ગ્રેસ તેવા કોઈ આધ્યાત્મિક કારણને લઈને તેમાં માન્યતા રાખે છે એવું નથી. તેની માન્યતાનાં કારણ નૈતિક, વ્યવહારુ અને ઉપયોગિતાની દૃષ્ટિવાળાં છે. આ સગવડિયો સિદ્ધાંત જગતમાં અંધ-ઝનૂન, જુલ્મ, ખૂનખારી અને વિનાશનો ઉત્પાદક થયેલો છે. મહાસભાએ એને ત્યાગ્યો છે તે નૈતિક, વ્યવહારુ અને ઉપયોગિતાનાં કારણોને લઈને. મહાસભાની કાર્યપદ્ધતિ નીતિધર્મની વિરોધી નથી.

ગમે તેવું સાધન ન ચાલે

નીતિધર્મનું ક્ષેત્ર મુખ્યત્વે પાડોશીઓમાં ન્યાયી, સત્ય અને પ્રેમાળ વર્તન રાખવા પરત્વે હોય છે. પાડોશીઓની ગણનામાં સામાવાળિયો અને ગુનેગાર પણ આવી જાય. કાયદામાં હોય તેમ, નીતિધર્મના વિચારમાં પણ આ બેઉ પ્રકારના માણસોને નિશ્ચિત સ્થાન મળેલું હોય છે. એમને અનાવશ્યક તકલીફ અને નાહક સતાવણી ન થાય એમ નીતિધર્મ કહે છે. પરંતુ, શાસ્ત્રીય ચર્ચામાં, કાયદો અને નીતિધર્મ અધ્યાત્મથી ભિન્ન છે એટલું તો સ્પષ્ટ હોવું જોઈએ.

મહાસભાનો સ્થૂળ કાર્યક્રમ જુઓ તો તેમાં ગ્રામસેવા, ગ્રામોદ્યોગ, મજૂર અને ખેડૂતોનું સંગઠન, ખાદી, કોમી ઐક્ય, અસ્પૃશ્યતાનિવારણ, હિંદીપ્રચાર, અને ધારાસભાનું કાર્ય, એટલાંનો સમાવેશ છે. એક અસ્પૃશ્યતાનિવારણ બાદ રાખો તો બાકીનું એકે અ-રાજકીય કે આધ્યાત્મિક ગણી ન શકાય. અમુક વ્યક્તિઓને માટે આ કાર્યો આધ્યાત્મિક અને નૈતિક વિકાસનાં સાધન હશે. પરંતુ મહાસભાએ તેમને અપનાવ્યાં

કાર્યક્રમમાંય અધ્યાત્મ નથી

છે તે તેમની રાજકીય, આર્થિક અને વ્યવહારુ કિંમત તથા ઉપયોગિતા સમજીને. અને જે રીતે આજ આપણા દેશમાં અસ્પૃશ્યતા હયાત છે તે માત્ર ધાર્મિક પ્રશ્ન જેવી નથી. તે પ્રશ્ન તો રાજકીય, આર્થિક, અને ખાસ તો દયાધર્મનો કે માનવધર્મનો છે. એને હલ ન કરાય તો રાષ્ટ્રમાં ભાગલા પડે અને તેની આઝાદીની માગણી ખાલી પોલપાલિયા ને માત્ર મોઢાની જ દેખાવાની.

**નેતાવર્ગ પણ આધ્યાત્મિક નથી**

*મહાસભાનો ભૂત ને વર્તમાન નેતાવર્ગ જુઓ તો તેમણે પોતામાં કોઈ પ્રકારની આધ્યાત્મિકતાનો દાવો કર્યો નથી. પણ, ધ્યેયમાં ( કે જે કોઈ રીતનું વૈયક્તિક નથી ) નિષ્ઠા, ત્યાગ અને સહન, એટલા પરથી આધ્યાત્મિકતાનો દાવો કરી શકાતો હોય તો આ ગુણો નેતાવર્ગ પાસે ઠીક ઠીક પ્રમાણમાં રહેલા છે. એ સિવાય, એક ગાંધીજીને બાદ રાખો તો, બધા નેતાઓ પક્કા વ્યવહારદક્ષ દેશભક્તો અને રાજપુરુષો હતા ને છે. અલબત્ત, ગાંધીજીમાં રાજપ્રકરણ ભેગી આધ્યાત્મિકતા છે. પરંતુ એમનામાં રાજપુરુષની વ્યવહારદક્ષતા ને કુનેહ-શક્તિ નથી એવું તો કદી કોઈએ માન્યું નથી. એક વખત લૉઈડ જ્યૉર્જે એમને વિષે કહેલું કે, ગાંધી આજનો ભારેમાં ભારે ચતુર ને ચાણાક્ષ રાજપુરુષ છે. કેટલીક વાર એમની નીતિરીતિ એમના સામાવાળિયાઓને એવી તો ભેદી ને ચાલાકીભરી લાગેલી છે કે, તેમણે એમને, ચાણક્યનીતિવાળા છો, એવો આક્ષેપ કરેલો છે. પણ એમના મિત્રો તથા નિષ્પક્ષપાત રીતે નિહાળનાર લોકને તે સાવ સ્વચ્છ ને સાફ દિલના, પ્રામાણિક, તથા જેવું મનમાં તેવું હોઠે કાઢનારા અને સ્પષ્ટ જાહેર નીતિથી કામ કરનારા લાગ્યા છે.

એટલે, આપણે જોયું કે, મહાસભાનાં ધ્યેય, નીતિરીતિ, કાર્યક્રમો કે તેના ચાલકો,-કોઈમાં કશી ખાસ આધ્યાત્મિકતા છે એવો દાવો ટકી શકે એમ નથી. તો પછી, જાણકાર ને જવાબદાર માણસો એનો આક્ષેપ શા માટે કરતા હશે? એ તપાસતાં બે કારણો મળે છેઃ એક કારણ તો એ કે, સમાજવાદની એક શાખાને એમ જ લાગે છે કે, જડવાદ અને સમાજવાદ સાથે જે વસ્તુને સંગતતા ન હોય તે મધ્યયુગીન અને તેથી આધ્યાત્મિક છે, કારણ કે મધ્યયુગનું ચાલક બળ મુખ્યત્વે આધ્યાત્મિક હોતું, નહિ કે રાજકીય. મધ્યયુગ વિષેનો આવો અભિપ્રાય કેટલે દરજ્જે સાચો ને સુબદ્ધ છે તેની ચર્ચા અહીં ન કરીએ. ગોટાળો થવાનું બીજું કારણ એ છે કે, જે પરિભાષા વાપરવામાં આવે છે તે પુરાણી ને અધ્યાત્મ-વિચારો સાથે સંબંધ ધરાવતી હોય છે. શબ્દ-પ્રયોગના દોષથી વિચારદોષ નીપજે છે એ જાણીતું છે. ભાષાને કારણે ઘણી વાર સ્પષ્ટ વિચાર ગૂંચવાઈ જાય છે ને આડે માર્ગે ચડી જાય છે. ભારે સાવધાની રાખીએ તો જ આ આફતમાંથી બચી શકાય છે. 'પૂર્ણ સ્વરાજ, સત્યાગ્રહ, રામરાજ, હડતાલ, ગ્રામોદ્યોગ, ખાદી' જેવા શબ્દોથી અર્વાચીન યુગના માણસમાં મધ્યયુગીન અને એથી આધ્યાત્મિક જેવા લાગતા વિચારો ઉદ્ભવે છે. એમને બદલે જો પૂર્ણ સ્વાતંત્ર્ય, અસહકાર, પ્રજાસત્તાક રાજ, વ્યાપક હડતાલ, નાના નાના અલગ ઉદ્યોગ—એવા શબ્દો વપરાય તો તે શુદ્ધ રાજકીય ને આર્થિક પરિભાષામાં આવે ને તેથી અર્વાચીન ને અપ-ટુ-ડેટ થાય. આ નવા શબ્દો પરભાષામાંથી ઘણે ભાગે હોય છે. આમ-જનતાને તે સમજાશે ને ગમશે કે કેમ એની પંચાતમાં આ કોન્ગ્રેસના ટીકાકારો પડવાની ચિંતા નથી કરતા.

ઉપસંહાર

જુલાઈ, ૧૯૩૭

## ૯. પ્રધાનપદાંનો સ્વીકાર*

**ન**વા બંધારણ અનુસાર પ્રાંતોમાં પ્રધાનપદાં લેવાં કે કેમ એ હિંદના રાજકરણનો તાત્કાળિક પ્રશ્ન છે. ...આ પ્રશ્ન તાત્ત્વિક નથી, પણ વ્યવહારનો, એટલે કે, જેનાં નફોનુકસાન ઝીણવટથી તોળવાં જોઈએ એવો પ્રશ્ન છે. કેમ કે, સ્વીકાર કે અસ્વીકાર વિષે તત્ત્વતઃ કશું સાચું કે ખોટું નથી. ગમે તે માર્ગ લો, બેઉમાં પોતપોતાના લાભાલાભ રહેલા છે.

**અસ્વીકાર-પક્ષની દલીલ**

અસ્વીકારના પક્ષકારો એ હકીકત પર ઊભા છે કે, મહાસભાએ નવા બંધારણનો ત્યાગ કર્યો છે, એટલે તે બંધારણ અનુસાર પ્રધાનપદ ન સ્વીકારી શકે. નવા બંધારણે ખડા કરેલા તંત્રનાં જો અંગ બનીએ અને એમ કરીને તેને અપનાવીએ, તો બંધારણનો ત્યાગ એ અર્થ વિનાની વાત થઈ જાય.

---

*આ લેખ લખાયા બાદ પ્રધાનપદસ્વીકારના પ્રશ્નનો નિકાલ પણ કરી નાંખ્યો છે. છતાં, તે નિકાલને સ્પષ્ટ સમજવામાં મદદ થાય એવી ચર્ચા આ લેખમાં હોવાથી, તેને અહીં સ્થાન આપ્યું છે. લેખને અંતે તારીખ નોંધી છે તે વાચક ધ્યાનમાં લઈને વાંચશે તો કાલક્રમદોષથી વિચારસંકરતા પણ નહિ આવે.

ધારાસભાઓમાં પ્રવેશની વાત વેળાએ પણ આવા જ પ્રકારની દલીલ કરવામાં આવી હતી. પ્રજાસત્તાક દેશોમાં ગયા

**બંધારણની રાજનીતિ**

સૈકામાં ને આ સૈકાના આદિ સુધી પ્રવર્તતા એક રાજકીય સિદ્ધાંત પર આનું આલંબન છે. આ સિદ્ધાંત પ્રમાણે, પ્રજાસત્તાક રાજતંત્રના બંધારણ અનુસાર કામ કરતા બધા પક્ષો તે બંધારણનાં મૂળતત્ત્વો સ્વીકારીને ચાલે છે એમ મનાય. જે બંધારણમાં રહીને બધા પક્ષો માંહોમાંહે ઝઘડે છે તે બંધારણ દેશનું સર્વોત્તમ હિત સાધે એવું છે, એમ બધા પક્ષો માને છે. જે તેમની પક્ષાપક્ષી તે તો બંધારણમાં કે દેશના હિતમાં યોજવા જોઈતા રોજિંદા કાર્યક્રમોમાં નાના નાના વિગતીય ફેરફારો પૂરતી હોય છે. એનો અર્થ એ થાય કે, તેમાંનો એકે પક્ષ, બંધારણમાં જ મૂલગત પરિવર્તન કરાવવા ચાહતો, એવો ક્રાંતિકારી નથી. આવા સંજોગોમાં ગાદી પર આવેલા પક્ષની જેમ જ તેનો વિરોધ કરનાર પક્ષ પણ બંધારણની સેવા કરે છે. પહેલો પક્ષ પદ સ્વીકારી રાજતંત્ર ચલાવે છે અને સામાવાળિયો પક્ષ પોતાની વિરોધી ટીકાટિપ્પણીઓ દ્વારા રાજપક્ષને જાગ્રત રાખે છે. એ રીતે બેઉ એક જ રાજવ્યવસ્થાનાં બે અંગ છે. વિરોધપક્ષની આ પદ્ધતિ ઇંગ્લૅન્ડમાં જન્મ પામી હતી. ત્યાં તે પક્ષને, તેથી કરીને, 'રાજાનો વિરોધપક્ષ' એમ કહેવામાં આવે છે, અને દરેક કટોકટીના મામલામાં પ્રધાનમંડળ વિરોધપક્ષની સલાહ લેવા ને તેને ઘટતું વજન આપવા બંધાયું છે એવો ધારો પડ્યો છે.

કેટલીક વાર બે પક્ષ એકત્ર થઈ, સામાન્ય રાજનીતિ રચી, તે પ્રમાણે કામ ચલાવે છે. મોટા ને સર્વસામાન્ય ભયોને પ્રસંગે નાનકડા સ્થાનિક ઝઘડાઓ ક્ષુદ્ર બની શમી જાય છે. આવા કટોકટીના પ્રસંગો તો ત્યારે જ આવે કે જ્યારે દેશની રાજકીય સ્વતંત્રતા કે રાષ્ટ્રની સમાજરચનાનો પાયો જ ભયમાં આવ્યા

હોય. સર્વસામાન્ય ભય વીત્યો કે તરત પાછા પક્ષો છૂટા પડે છે ને પોતપોતાની બંધારણ-સુધારની કે ભિન્ન કાર્યક્રમોની પંચાતો લઈ ઝઘડવા મંડે છે. એક પક્ષો બંધારણમાં રહીને અને તે અનુસાર ઘડાયેલા મૂલગત કાયદા પ્રમાણે ચાલે છે. જ્યારે આર્થિક અને રાજકીય પરિસ્થિતિ કાંઈક ધ્રુવતાવાળી હતી અને સમાજરચનાના મૂળ સિદ્ધાંતોમાં કશી શંકા નહોતી, ત્યારે ઉપર પ્રમાણેની રાજપદ્ધતિ સારી અને ડહાપણભરેલી હતી.

**ક્રાંતિકારી પક્ષોની નીતિ**

પરંતુ, યુરોપીય મહાયુદ્ધ પછી ખુદ બંધારણના જ મૂળ સિદ્ધાંતો સામે વાંધો લેનાર પક્ષો ઉત્પન્ન થયા છે. તેમાંના કેટલાક પક્ષો તો રાષ્ટ્રના રાજકીય, સામાજિક અને આર્થિક તંત્રના પાયા સામે જ વાંધો ધરાવતા હોય છે. એટલે કે, તે ક્રાંતિકારી પક્ષો છે. ધારાસભાઓમાં પ્રવેશ મેળવવા સારુ પ્રજાના મત મેળવવા પૂરતા જ તે પ્રજાસત્તાવાદી હોય છે. અને પોતા પાસે જરૂરી સત્તા છે એમ લાગે ત્યારે, કેટલીક વાર, આવા પક્ષો પ્રધાનપદાં પણ સ્વીકારે છે. પરંતુ, તેમાં એમનો હેતુ તો રાજબંધારણ કે સમાજમાં ક્રાંતિકારી નવવિધાન કરવાનો જ હોય છે. એટલે રાજબંધારણનાં મૂળતત્ત્વો કે સમાજબંધારણની મૌલિક સારાસાર-આંકણીને તેઓ સ્વીકારતા હોતા નથી. ધારાસભાઓમાં જવાનો તેમનો સ્પષ્ટ હેતુ એ જ હોય છે કે, ત્યાં જવાથી રાજસત્તાધારી પર કોઈ પણ રીતે છાપો મારવાનો લાગ મળે અને એ રીતે રાજસત્તા પોતાના હાથમાં કરી લેવાય. અને પદધારણ કરે છે તે પણ આ તેમનો હેતુ સારવાને જ. બંધારણ માટે એમને માન નથી. તેને કાંઈ કરી ન શકાય એવું આદરણીય તે તેને માનતા નથી. તે પક્ષો પ્રજાસત્તાવાદમાં માનતા કે ન્ય માનતા હોય: સામાન્યતઃ તે નથી માનતા હોતા. તેઓ

જાણે છે કે, રાજતંત્ર કે સમાજમાં કશો પણ મૌલિક ફેરફાર સાધવો હોય તો સત્તા પાસે હોવી જોઈએ. તેઓ માને છે, અથવા કહો કે માનતા થવા લાગે છે કે, પોતે પ્રજાહિતના વાલીઓ છે; એટલે, જો શક્ય હોય તો પ્રજાસત્તાવાદી પદ્ધતિઓથી, પણ જરૂર હોય તો તેમને ઉવેખીનેય, રાજસત્તા હાંસલ કરવી જોઈએ. યુરોપમાં અત્યારે ચાલતા બોલ્શેવિક કે નાઝી પ્રકારના બધા સરમુખત્યારોએ રાજસત્તા મેળવી તે પ્રજાસત્તાવાદના મૂળ સિદ્ધાંતોને સાચવીને નહિ પણ તેમનો અનાદર કરીને કરેલું છે. પોતે માનેલું પ્રજાનું હિત સાધવું એ મહત્ત્વનું તત્ત્વ છે; લોકશાહીતંત્રની રાજકીય રમતના નિયમો સાચવવા એ નહિ. બોલ્શેવિક પક્ષ, મુસોલોની, હિટલર, ને કમાલપાશાએ સત્તા હાથ કરી તે બંધારણને ફગાવી દઈને. ઈટલીના સરમુખત્યારને ફાવતું આવ્યું છે એટલે તે વળી કાંઈક લોકશાહીનાં રૂપરંગ રાખી રહ્યો છે. પણ, નાઝી પક્ષ અને બોલ્શેવિકો તો તેય દેખાવ સંઘરતા નથી. આયર્લૅન્ડમાં ડી વેલેરા ધારાસભામાં ગયો, બંધારણ પ્રમાણે પદ સ્વીકાર્યું; પણ તેની મર્યાદાઓમાં રહી તે ચાલતું રાખવા માટે નહિ, પરંતુ લાગ આવે કે તેને ઉડાડી મૂકવા સારુ. ક્રાંતિવાદી કે પ્રતિક્રાંતિવાદી પક્ષો અને સરમુખત્યારો માને છે તે સાચું છે કે, રાજ-બંધારણ વસ્તુ પોતે સાધ્ય નથી, તે તો પ્રજાહિતનું સાધન છે; એટલે જો તેના જ માર્ગમાં તે સાધન આડે આવતું હોય, તો તેને બાજૂએ મૂકવું જોઈએ. યુરોપનાં લોકશાહી રાજ્યો જે જૂના સિદ્ધાંતો પર કામ કરતાં—કે, રાજ્યના બધા પક્ષો બંધારણના ને સમાજરચનાના મૂળભૂત સિદ્ધાંતો સ્વીકારે છે—તે સિદ્ધાંતો આજના બદલાયેલા જમાનામાં સાચા નથી. એમ કહી શકાય, કદાચ, કે આ તો લોકશાહી માત્રનો ઇન્કાર થયો ગણાય. પરંતુ, આજના પ્રગતિકો કે પરાગતિકોને લાગે છે કે, લોકશાહી પણ એક સાધન જ છે. પ્રજાહિત જો સાધ્ય, તેને સ્થાને તમે

એને ન ઓડવી શકો. આ નવી ફિલસૂફી તમને ગમે ન ગમે એ જુદી વાત છે; પરંતુ એ નવા વિચારોમાં તર્કબદ્ધતા અને સંગતતા છે એની કોઈ ના ન પાડી શકે. આ નવી ફિલસૂફી શઠ અને સંત બેઉના હેતુમાં બંધ બેસે એવી છે, પણ તે મહત્ત્વનું નથી. કારણ કે, સદર્થક બધી વસ્તુઓ જો નઠારાના હાથમાં પડે તો તે તેમનેય ઉપયોગી થાય છે; પણ તેથી કરીને તે વસ્તુઓની કાર્યસાધકતા વિષે શંકા ન ઉઠાવી શકાય. એટલે, કોઈ પણ નીતિનું સમર્થન તે જે પરિણામો લાવી બતાવે તે પરથી મળી શકે.

આથી, મહાસભાવાદીના ધારાસભામાં જવાનો ન્યાય પેલા જૂના જરીપુરાણા દૃષ્ટિબિંદુએ નહિ, પણ આવી બાબતની બાબતોની આજ પ્રવર્તતી ફિલસૂફી પ્રમાણે તોળવો જોઈએ. અને એમ જ, ત્યાં જઈને પદસ્વીકાર પણ લોકશાહી પદ્ધતિની રમતને ન્યાયે નહિ, પણ પ્રજાહિત સાધવાની તેની શક્તિના નવા દૃષ્ટિબિંદુથી આંકાવો જોઈએ.

સપ્ટેમ્બર, ૧૯૩૫

## ૧૦. કેટલાક મુદ્દા*

સમાજવાદના અનેક ભેદો છે ને તેમાં મતમતાંતરતા છે. પણ આ ચર્ચામાં આપણે માર્ક્સપ્રણીત સમાજવાદની વ્યાખ્યા સમજીને ચાલીશું. એનાથી રશિયામાં ઠીક ઠીક સફળતા મળી છે, પરંતુ હજી તે પ્રયોગદશામાં જ છે એટલે છેવટનું પરિણામ જોવાનું રહે છે.

**સમાજવાદ ને 'ગાંધીવાદ'**

'ગાંધીવાદ' નામ જેને દેવાય એવી કોઈ વસ્તુ હું જાણતો નથી. ગાંધીજીના સિદ્ધાંતોએ હજી સુધી 'વાદ' નું રૂપ નથી પકડ્યું. ગાંધીજી પોતાનો વિચાર પ્રગટ કરે છે ને પ્રયોગથી એને કસી રહ્યા છે. કોક વાર એમાં ભૂલ થાય છે તો કોક વાર એમાં પરસ્પરવિરોધિતા પણ લાગે છે. ગાંધીજી એક પેગંબર જેવા છે.

*આ લેખ મૂળ પટણાના હિંદી પત્ર 'નવશક્તિ'માં ૧૪-૨-૧૯૩૬ના રોજ પ્રસિદ્ધ થયેલો, તે પરથી અહીં ઉતાર્યો છે. લેખનું વસ્તુ આચાર્યજીએ હિંદુ વિશ્વવિદ્યાલય (કાશી)ના વિદ્યાર્થીઓ સમક્ષ પ્રશ્નોત્તરી રૂપે મૂકેલું. પ્રસ્તુત લેખ તેના સારરૂપે ઉપર્યુક્ત પત્રમાંથી છે.

પેગંબર પોતાના સિદ્ધાંતોને પોતાના જીવનમાં ઉતારી જોઈ તપાસે છે; તેના પછીના વિચારકો તેને ગૂંથી ગોઠવીને 'દર્શન' કે 'વાદ' નું રૂપ આવે છે. ગાંધીજી પોતાના સિદ્ધાંતોનો પ્રયોગ કરી રહ્યા છે. તેમાં એમને હજી સફળતા મળી નથી. લેનિનને રશિયામાં, સફળતા મળી ગઈ. રશિયા યુરોપમાં સૌથી પાછળ, યંત્રોદ્યોગ-રહિત, અશિક્ષિત અને સમાજવાદ સ્થાપવા માટે સૌથી અયોગ્ય હતો; પણ ત્યાં જ લેનિન ફાવ્યો ને પોતાના વાદનો પ્રયોગ ને પ્રચાર કરી શકયો. તે વખતે જર્મની સૌથી શિક્ષિત, યંત્રોદ્યોગી ને સુયોગ્ય દેશ હતો. ને માર્ક્સે ભવિષ્યવાણી કરેલી કે સમાજવાદ સૌ પહેલો ત્યાં ફાવશે. પણ ત્યાં ઊલટો જ વાદ જોર પર આવ્યો, અને આજ હિટલર સમાજવાદને જ મૂળથી ઉખેડવા કમર કસે છે! એ સ્પષ્ટ સમજાય એવું છે કે, કોઈ પણ "વાદ"ની સફળતાનો આધાર તે તે દેશ ને કાળ પર અવલંબે છે. અને ગાંધીજીના 'વાદ' ની કસોટી એ કેવો કાર્યસાધક નીવડે છે એની પરથી થઈ શકે છે.

'મહાસભા સમાજવાદી દળ' નો મને કશો અર્થ નથી સમજાતો. હા, કેથલિક સમાજવાદ, ખ્રિસ્તી સમાજવાદ, માર્ક્સીય સમાજવાદ હું સમજી શકું છું. પણ જો હિંદુ વિશ્વવિદ્યાલયનો સમાજવાદ હોઈ શકે તો મહાસભાનો સમાજવાદ હોઈ શકે. મહાસભાના કેટલાક નિશ્ચિત સિદ્ધાંતો છે; એની નક્કી નીતિરીતિ છે. તે એક રાષ્ટ્રીય સંસ્થા છે, અહિંસા એની નીતિ છે, પૂર્ણ સ્વરાજ એનું ધ્યેય છે. પરંતુ માર્ક્સનો સમાજવાદ રાષ્ટ્રીયતાનો વિરોધી છે, અહિંસા સાથે એને કાંઈ પણ સંબંધ નથી, અને વર્ગવિહીન સમાજ સ્થાપવાની તેની નેમ છે. વર્ગવિગ્રહને તે અનિવાર્ય સમજે છે. આમ છે પછી, તેને મહાસભા કેવી રીતે એક ભેગાં થઈ શકે?

મહાસભા સમાજ-વાદી પક્ષ

મહાસભાની નીતિમાં માનનારો સમાજવાદી નીતિમાં કેવી રીતે માની શકે? અને એક સમાજવાદી મહાસભાની પ્રતિજ્ઞા પર કેવી રીતે સહી કરી શકે? હા, જો કદાચ એવું એક જાનવર જન્મે કે જેનું માથું એક પ્રાણીનું, ધડ બીજા પ્રાણીનું, ને પગ ત્રીજાના, તો તેવા પ્રાણીને મહાસભાના સમાજવાદીની તુલના આપી શકાય.

આજ સમાજવાદી શું કરી રહ્યા છે? મજૂર ને ખેડૂતોનું સંગઠન કરે છે. તે શું ક્રાંતિને માટે? ના, મજૂરી વધારાવવા ને મહેસૂલ ઘટાડાવવા. અને આ સુધારાની નીતિ થઈ, ક્રાંતિની નહિ. ગ્રામસંગઠન, અસ્પૃશ્યોદ્ધાર, ખાદીપ્રચાર વગેરે દ્વારા મહાસભા પણ એ જ કરે છે. જ્યાં સુધી રાજસત્તા હાથમાં નથી ત્યાં સુધી સમાજવાદ સફળ થઈ શકતો નથી. આજે હિટલર મુસોલિનીએ પોતાના દેશને બળજોરીથી પોતાની નીતિને અનુકૂળ બનાવ્યા છે, લેનિન પણ બળ વાપરીને જ રશિયામાં સમાજવાદ પ્રચારી શક્યો. મહાસભા પણ રાજસત્તા સ્વહસ્તક કરવા લડે છે. સમાજવાદ એક સારી વસ્તુ છે, અને કદી પણ જ્યારે એ ભારતમાં ફાવશે ત્યારે જણાશે કે મહાસભાએ એને આવવાનો માર્ગ કેટલો બધો સાફ સૂથરો કરી આપેલો.

**પ્રધાનપદ-સ્વીકાર**

ધારાસભામાં પદસ્વીકાર વિષે હજી કશું નક્કી નથી થયું.* પરંતુ આ પ્રશ્નનું શાસ્ત્રીય પૃથક્કરણ થવું જોઈએ. આપણે ધારાસભાઓમાં જઈએ અને ત્યાં બહુમતી પણ મળી જાય, તો તે સ્થિતિમાં સદા વિરોધ જ કરતા રહેવાથી નહિ ચાલે. અલ્પમતીવાળા પણ પ્રધાનમંડળ રચવાના. આપણે એમનો વિરોધ કરીશું. ત્યારે તેઓ ઉત્તર આપશે, "તો તમે અહીં આવો, અમે જગા ખાલી

* વાચક આ ભાગ વાંચે ત્યારે યાદ રાખે કે આચાર્યજીએ આ ચર્ચા ૧૯૩૬ ના ફેબ્રુઆરીમાં કરી હતી.

—સંપાદક

કરીએ છીએ; તમે હાથ ચલાવી જુઓ ને અમારાથી અચ્છું કામ કરો." ત્યારે આપણે શો ઉત્તર આપીશું? લોકશાસનની સંસ્થાઓમાં વિરોધ-પક્ષ એક આવશ્યક અંગ મનાય છે. રાજતંત્ર ચલાવવામાં સરકારી પક્ષ જેટલું જ એનુંય મહત્ત્વ મનાય છે. વિરોધ-પક્ષ બે જાતના હોય છે. એક બ્રિટિશ પાર્લામેન્ટના જેવો. તેનો વિરોધ-પક્ષ ત્યાંની શાસનપ્રણાલિના મૂળસિદ્ધાંતોમાં માને છે ને તે પ્રમાણે તેને ચલાવવાને માટે જ વિરોધ કરે છે; અને પોતાને બહુમતી મળે તો પ્રધાનમંડળ રચીને તે જ રાજતંત્રને ચલાવે છે, અને પૂર્વનો સરકાર-પક્ષ પછી વિરોધ-પક્ષ બની જાય છે. આ એક પ્રકારનો વિરોધ થયો. ડી. વેલેરા આઇરિશ ડેલ (ત્યાંની પાર્લામેન્ટ)માં જાય છે તે ત્યાંનું રાજતંત્ર ચલાવવા નહિ પણ તેને બદલવા. એટલે, પોતાને બહુમતી મળે તો તે પદગ્રહણ કરે છે ને પછી પોતાના મત પ્રમાણે રાજ ચલાવે છે. આ બીજા પ્રકારનો વિરોધ થયો.

મહાસભાનો વિરોધ આ બીજા પ્રકારને મળતો છે. તેણે નિશ્ચય કર્યો છે કે, આગામી બંધારણને તોડી પાડવું. બહુમતી સાથે ધારાસભાઓમાં જઈને સર્વદા વિરોધ જ કરતા રહેવાની નીતિ અવ્યાવહારિક અને અશાસ્ત્રીય છે. તો પછી આપણે ત્યાં જઈએ જ શું કામ? અને તમે કહેશો કે, આ પદસ્વીકારના પ્રશ્ન પર કૉન્ગ્રેસમાં ભાગલા પડશે ને પદ-સ્વીકારથી કૉન્ગ્રેસવાળાઓનું પતન થશે. હું માનું છું કે, કૉન્ગ્રેસમાં ફૂટ પડશે. ફૂટ તો બધે જ પડે છે. તેમાંય હિંદ તો ફાટફૂટ ને ઝઘડાનો દેશ છે. આપણે ત્યાં ૯૭ પણ અસ્પૃશ્યતાના કટ્ટર હિમાયતીઓ છે. એક બાજૂ મોટર ચાલે છે ને જોડે જ બેલગાડી પણ છે. ટેબલ પર ખાનારા છે ને પતરાળા પર જમનારાનીય ખોટ નથી. આપણી મનોવૃત્તિ જ ગુલામી થઈ ગઈ છે. સમય બદલાવાની સાથે આપણે ફરી નથી શકતા. આજે નહિ તો કાલે કૉન્ગ્રેસો

પદ-ગ્રહણ તો કરવાનું જ છે. તો પછી, આપણી અંદર જે કાચા સિપાહી હોય તે પહેલા જ શું કામ ના તરવાઈ જાય? બરાબર યુદ્ધ વેળાએ જ દગો દે તેના કરતાં એ કાચાં પેદાં પહેલાં જ વિણાઈ જાય એમાં શું ખોટું? માત્ર સંખ્યા જોઈ આપણે ભૂલ ખાવી ન જોઈએ. કેમ કે, વાસ્તવમાં ગમે તેટલા ઓછા હોય સાચા સિપાહીઓ જ સંસારમાં કાંઈ પણ કરી બતાવે છે. આજ કોન્ગ્રેસમાં પરસ્પર વૈમનસ્ય વ્યાપ્યું છે, અને મારો વિશ્વાસ છે કે, લડત નહિ મળે ત્યાં સુધી આપણે માંહોમાંહે જ લડવાના.

**કોન્ગ્રેસ અને દેશી રાજ્યો**

મહાસભાનું મુખ્ય ને તાત્કાલિક ધ્યેય પરરાજ્ય સામેની લડત છે. એમાં વિજય મળ્યા પછી દેશી રાજ્યોનો કોયડો તો એની મેળે ઉકલી જશે; એ ઉકેલવામાં કશી કઠણાઈ પડવાની નથી. જો એમ કહેવામાં આવે કે દેશી રાજાઓથી મહાસભા ડરે છે તો એ સાવ અસત્યની વાત છે. મહાત્મા ગાંધી અને કોન્ગ્રેસ સરકારથી નથી ડરતાં એ તો કબૂલ જ કરવું પડશે. તો માલિક જોડે લડી શકનાર એના આશ્રિતથી તે વળી કેવી રીતે ડરતો હશે? આજ આપણું ધ્યાન સૌમાં મુખ્ય વસ્તુ, સ્વરાજપ્રાપ્તિ પર ચોંટયું છે. આપણી સમગ્ર શક્તિ એકત્રિત રૂપમાં આપણે ત્યાં લગાવવા ઇચ્છીએ છીએ. સ્વરાજ મળી ગયું એટલે રિયાસતી પ્રજાને પણ સમાન અધિકાર મળી જવાનો. આ પ્રશ્ન વિષે, દેશના લોકોએ મહાત્મા ગાંધીની ઈમાનદારી પર આધાર રાખવો જોઈએ. જે સંસ્થા, જે વ્યક્તિ ન્યાયને સારુ લડી રહેલ છે, તે શું ભવિષ્યમાં અન્યાયનું સમર્થન કરવા લાગી જશે? ને માનો કે કદાચ એ એમ કરેય, તો તેમની જગાએ નવા ન્યાયસમર્થકો આવી જશે. ન્યાય માટે લડનારાઓ તો હમેશ પેદા થતા રહે છે. મહાસભાએ દેશી રાજ્યોને અંગેની પોતાની નીતિ સ્પષ્ટ ને અસંદિગ્ધ શબ્દોમાં વ્યક્ત કરી દીધી છે.

## ૧૧. ખાદી અને યંત્રોદ્યોગવાદ

રેંટિયા અને ખાદી વિરુદ્ધ, ભણેલા લોકની ને ખાસ કરીને સમાજવાદીઓની સૌથી પ્રિય, અને એમના ધારવા પ્રમાણે સબળતમ દલીલ એ છે કે, તે અર્વાચીન પ્રગતિને અવરોધક અને પાછી પાડનાર છે. પશ્ચિમની સમૃદ્ધિથી અંજાઈ ગયેલા તેઓ એમ માનતા થયા છે કે, દેશના દારિદ્રનો પ્રશ્ન યંત્રોદ્યોગો ઊભા કર્યાથી જ ઊકલશે. સ્પષ્ટ દેખાય છે કે, આ મિત્રોને અર્વાચીન પાશ્ચાત્ય યંત્રોદ્યોગવાદના ઇતિહાસનો વિવેકપૂર્વક અભ્યાસ કરવાનો પ્રસંગ નથી મળ્યો. નહિ તો આ બાબતમાં તેઓ આટલા બધા મતાગ્રહી ન હોત.

શું પશ્ચિમમાં કે શું પૂર્વમાં, દરેક જગાએ, ઔદ્યોગિક પ્રગતિને ડગલે ને પગલે, રાષ્ટ્રીય વર્ગસત્તાક સરકારનું સમર્થ પીઠબળ ઉદ્યોગપતિઓને હતું જ; એટલું જ નહિ પણ, ઘણા ખરા દેશોમાં, ઉદ્યોગપતિઓ અને મૂડીવાળા પોતે સીધા જ તે રાષ્ટ્રીય વર્ગસત્તાક સરકારો ચલાવતા, કે તે માટે તેમના પૈસા ખાતાં કલ્લાગરાં ઓઠાં ઊભાં કરતા. અને આજ પણ એ જ

સ્થિતિ છે. આધુનિક સરકારો સામે સમાજવાદીઓનો સૌથી મોટો આક્ષેપ એ છે કે, સીધી કે આડકતરી રીતે તેમનું તંત્ર, મૂડીના હિતમાં, મહાન ઉદ્યોગપતિઓ જ ચલાવે છે. ઇતિહાસ જોઈએ તો, ખેતીપ્રધાન દેશમાં ઉદ્યોગધંધા જમાવવાનો એક-માત્ર માર્ગ રાજસત્તાને એકહથ્થુ વર્ગસત્તાક કરવી, એ જ છે. રશિયામાં હાલ ચાલતો પ્રયોગ આ જ મુદ્દાને સાબિત કરે છે. ત્યાં એક બળવાન વર્ગે, સર્વસત્તા ને દેશની સમગ્ર સાધન-સંપત્તિ કબજે કરી, દેશને યંત્રોદ્યોગમય બનાવ્યો છે,—અને કેટલીક જગાએ તો લોકોની ઇચ્છા વિરુદ્ધ પણ. એ વાત સાચી છે કે, મૂડીવાદી દેશોની માફક ત્યાં આ યંત્રોદ્યોગો દેશના એક નાના વર્ગના—મૂડીદારોના—હિતાર્થે ન સ્થપાતાં, પ્રજાના આમ હિતાર્થે સ્થપાયા છે. પરંતુ સ્થાપનાની રીત તો બંનેની એક જ છેઃ પોતે શું ઇચ્છે છે અને પોતે શું કરવું છે એ સમજતી એવી બાહોશ ને સુસંગઠિત તથા સંગીન વર્ગસત્તાના હાથમાં આર્થિક અને રાજકીય બધી સત્તા એકત્રિત કરવી. હિંદમાં વર્ગસત્તાક રાજતંત્ર છે. પણ એ પરદેશી હોવાથી, આ દેશના નહિ પણ ઇંગ્લૅન્ડના ઉદ્યોગપતિ અને મૂડીદારોના હિતાર્થે કામ કરે છે. આજની વિદેશી નોકરશાહીને બદલે દેશી વર્ગસત્તા સ્થાપી શકાય, અને જો તે જરૂરી મૂડી અને વિજ્ઞાનવિદ્યાની મદદ બહારથી મેળવી શકે, તો તે દેશી સત્તા આ દિશામાં કાંઈક પ્રગતિ કરી શકે. પરંતુ, આ બંને મેળવવા, પરદેશીઓને કેટલીક અતિ મહત્ત્વની છૂટોના હક આપ્યા વગર રસ્તો નથી, જેને પરિણામે, હિંદની સ્વાયત્તતા ઘણા લાંબા સમય સુધી સારી પેઠે કુંઠિત રહે.

અર્વાચીન યંત્રોદ્યોગવાદનું બીજું અંગ તે પરદેશનાં બજારો છે. આ બજારો એટલે કાચો માલ પૂરો પાડતા અને તૈયાર માલ ખરીદતા, પછાત મનાતા દેશો. દિવસે દિવસે આ પછાત પ્રજાઓનું આવું આર્થિક શોષણક્ષેત્ર સાંકડું થવા માંડ્યું છે, અને તેનાં

કારણો હવે તો જગજાહેર છે. તેથી પશ્ચિમમાં, અમેરિકામાં, અને એશિયાના કેટલાક ભાગોમાં યંત્રોદ્યોગવાદની મુશ્કેલીઓ ઉત્તરોત્તર વધવા માંડી છે. ભૂતકાળમાં આવી મુશ્કેલીઓમાંથી મહાયુદ્ધ નીપજેલું. અને આજ જો હિંમતભેર ને વેળાસર ઉપાયો નહિ લેવાય, તો તેમાંથી ભવિષ્યમાં આનાથીયે વધારે વ્યાપક અને સર્વભક્ષી મહાયુદ્ધો પરિણમશે; અને આવી એકેક લડાઈઓ લડ્યા પછી, આપણી આ પૃથ્વી ઉપર કોઈ દેશ એવો સુખરેલો નહિ રહે કે જે ભવિષ્યમાં આવા યંત્રોદ્યોગવાદની ઇચ્છા કરે.

પરંતુ, આ યંત્રોદ્યોગી દેશોમાં પણ આમજનતાની ગરીબાઈનો પ્રશ્ન હલ થયો છે શું? કેટલાક ખાસ દેશોમાં આ પ્રશ્ન પતી જશે એમ એક સમયે લાગતું હતું. પણ એટલામાં પશ્ચિમમાં અને પૂર્વમાં બીજા દેશોમાં પણ યંત્રોદ્યોગો દાખલ થયા અને એ આખો પ્રબંધ તૂટી પડ્યો. અને આજે યંત્રોદ્યોગી એકે મૂડીવાદી દેશ બાકી નથી કે જ્યાં બેકારી ન હોય, ને તે એવી કે તે કાયમી ઘર કરી બેસશે એવી ભીતિદાયી. આ પરિસ્થિતિનો દોષ આજની મૂડીશાહીમાં સંપત્તિની અરાજક ઉત્પત્તિ અને વહેંચણીને દેવાય છે; અને એવી આશા રખાય છે કે, રાષ્ટ્રનું અર્થતંત્ર જો યોજનાસર ગોઠવાય તો તેમાંથી એ પરિસ્થિતિનો ઉકેલ મળી રહે. આવો ઉકેલ સંભવી શકે રશિયા, અમેરિકા કે બીજા તેના જેવા કેટલાક મોટા દેશોમાં,—કે જે દેશો કાચા માલની બાબતમાં ઓછેવત્તે અંશે સ્વાવલંબી છે અને જ્યાં તૈયાર માલ માટે પોતાને જ ત્યાં બહોળી બજારો પડેલી છે. પણ, ઇંગ્લેન્ડ, યુરોપનાં કેટલાક રાષ્ટ્રો તથા જાપાન જેવા નાના દેશોની બાબતમાં તો, જો એમનાં સામ્રાજ્યનાં બજારો બંધ થાય તો, આર્થિક યોજનાથી કશુંય સંભવી ન શકે. કાંઈ બની શકે એમ હોય તોય તેઓને પોતાની રહેણીનું વર્તમાન ધોરણ ખૂબ નીચે ઉતારવું પડે, અને તે એકાદ અમુક વર્ગનું નહિ પણ તમામ વર્ગોનું.

પરંતુ, અનુકૂળ સંજોગો મળતાં, સ્વતંત્ર ભારતને માટે યોજનાપુરઃસર અર્થવ્યવસ્થા અઘરી હોવા છતાં શક્ય છે. માત્ર, તે સારુ દ્વિમુખી ક્રાંતિ આવશ્યક છેઃ એક તો એવી કે જેથી આપણું રાષ્ટ્ર સ્વતંત્ર થાય, અને બીજી એવી કે જે વડે ઇટલીની કે બોલ્શેવિક પદ્ધતિની આર્થિક યોજના સાધી શકાય. આવી બે ક્રાંતિઓ ન સધાય ત્યાં સુધી આપણા દેશને યંત્રોદ્યોગી બનાવવાની વાતો, ઇષ્ટ હોય તોપણ તે કરવી વ્યર્થ છે. તાજેતરમાં કોઈક પ્રાંતિક ધારાસભાઓમાં યોજનાપુરઃસર અર્થવ્યવસ્થાની કાંઈક વાત નીકળી હતી. આવી વાતો નર્યું અજ્ઞાન જ બતાવે છે. આ અજ્ઞાનનો બચાવ એક જ છે અને તે એ કે તે વાતો ધારાસભામાં થઈ છે, અને દુનિયામાં બધે ધારાસભાના લોક ચતુરાઈમાં એવા જ હોય છે. તેમાંય, આપણા દેશમાં તો તેઓ સવિશેષે તેવા હોય છે, ને વળી આપણી ધારાસભાઓ પોકળ ખાલી ખોખાં છે તે ઉપરાંતમાં. કેવળ ઉત્પત્તિની કે એકાદ બે ઉદ્યોગોમાં આર્થિક યોજના થઈ શકેઃ તે ઘડવી હોય તો ઘટક તરીકે એક આખો દેશ તો લેવો જ જોઈએ, અને તેની ઉત્પત્તિ તથા વહેંચણી બેઉનો તેમાં સમાવેશ હોવો જોઈએ. તેમ ન કરો તો જેને શાસ્ત્રશુદ્ધ આર્થિક યોજના કહે છે તે ન જ સંભવી શકે.

હિંદની વર્તમાન પરિસ્થિતિમાં મોટા યંત્રોદ્યોગો સ્થાપવાનું કેટલું બની શકે એમ છે ને કેટલી તેની મર્યાદાઓ છે તે હિંદના ઉદ્યોગધંધાનો છેલ્લા થોડા સમયનો ઇતિહાસ દેખાડે છે. સ્વદેશીની ચળવળથી મળતા ભારે સંરક્ષણ ઉપરાંત વધારે ભીખવા માટે કાપડનો ઉદ્યોગ સરકારને બારણે હમેશ ઊભો જ હોય છે. અને તે એને મળે છે તે આ પ્રકારની ગર્ભિત સમજ સાથે કે, તે ઉદ્યોગવાળાઓ સખના ચાલશે; એટલે કે, સરકારી યોજનાઓને ટેકા આપતા રહેશે. સરકારની યોજનાઓ એટલે તેના શેડ-લેન્કેશાયરને મદદ કરવી એ પ્રથમ વાત. અને પછી, સામ્રા

હિતમાં હોઈ, જાપાનને ખોટું ન લગાડવું એ બીજી. આ બે દૃષ્ટિએ થતી બધી યોજનાઓમાં હિંદના કાપડ-ઉદ્યોગે સરકારને ટેકો આપવો જ જોઈએ. ઓટાવા-કરાર અને લૅન્કેશાયર જાપાન જોડેના બે કરારો આ વસ્તુને બરાબર પુરવાર કરે છે. કાપડ-ઉદ્યોગને રક્ષણ મળવાથી જે લાભ થયો તે બધો ઉપરના બે કરારોથી ધોવાઈ ગયો; અને વિનાશનો ભય પહેલાં હતો તેટલો જ આજ પણ એમના પર ઝૂમે છે. અને આ શંકાસ્પદ સંરક્ષણ પણ મહાસભાની વિરુદ્ધ જઈ સરકારના પક્ષમાં થવાથી તેમને મળ્યું. પણ જો એમનામાં અક્કલ હોત તો તેઓ સમજત કે, અન્તે તો મહાસભા જ એમનો સાચો સાથી છે.

બીજા હિંદી ઉદ્યોગોની હકીકત જોઈએ તો તે પણ આવી દુઃખની જ છે. કેટલાક ઉદ્યોગો, મહાયુદ્ધ દરમિયાન મળેલા સરકારી આશ્રયથી, જામેલા; પણ યુદ્ધ પૂરું થતાં તે આશ્રય અટક્યો,—એમ લાગવાથી કે એ ઉદ્યોગોને લીધે બ્રિટિશ વેપારમાં વાંધો આવે છે. હિંદી સરકારની વેપાર, ઉદ્યોગ તેમ જ નાણાં બાબતની આખીયે નીતિ ઇંગ્લૅન્ડના મોટા ઉદ્યોગપતિઓ મોટે ભાગે નક્કી કરે છે, એ જાણીતી બીના છે. અને આ સાવ સ્વાભાવિક છે. કેમ કે, અંગ્રેજો અહીં આવ્યા તે કાંઈ પરોપકારાર્થે નહિ; કે આજ અહીં રહે છે તે પણ કશા પરોપકાર માટે નથી. એટલે બ્રિટિશ ઉદ્યોગો તથા સામ્રાજ્યના હિતને ભોગે, હિંદી ઉદ્યોગોને તેઓ મદદ કરે એવી આશા રાખવી, એ પોતાની જાતે છેતરાવા જેવું છે.

૨

સરકારી મદદ હો કે ન હો, પણ હમેશની પ્રજાકીય મદદથી, છેલ્લાં ૪૦ વર્ષમાં હિંદમાં કેટલાક ઉદ્યોગો અસ્તિત્વમાં આવ્યા છે. તેનું પરિણામ આપણે જોઈએ:—

| વર્ષ | ખેતી પર અવલંબતી વસ્તીના ટકા |
|---|---|
| ૧૮૯૧ | ૬૧ |
| ૧૯૦૧ | ૬૬ |
| ૧૯૧૧ | ૭૧ |
| ૧૯૨૧ | ૭૨.૮ |

વસ્તીપત્રકમાં ૧૯૩૧ નો આંકડો ચોખ્ખો નથી જણાવ્યો. પણ અહીં આપેલી હકીકતો પરથી તે તારવવો મુશ્કેલ નથીઃ લગભગ ૭૩ ટકા આવે છે. (વસ્તીપત્રકના રિપોર્ટો પરથી તારણ.) આ આંકડા ઠીક આંખ ઉઘાડે એવા છે. તે બતાવે છે કે, લોકનો નિર્વાહ-ભાર ખેતી ઉપર ઉત્તરોત્તર વધતો આવ્યો છે. તે ઉપરથી એટલું જ સાબિત થાય છે કે, વર્તમાન સરકાર તળે તો ઉદ્યોગ-ધંધાની સ્થાપના કરવા માટે અગસ્ત્યના વાયદા જેટલી રાહ જોવી પડે તેમ છે.

આ બધું બાજુએ રાખીએ. પણ અત્યારે આપણા યંત્રો-દ્યોગવાદીઓ નવા ઉદ્યોગો વધારવાની વાતો કરવાને બદલે નાશ પામતા જતા આપણા હયાત ઉદ્યોગોને જ બચાવવાનું કરે એ યોગ્યતર નથી? અત્યારની હકીકતો જોતાં એમ લાગે છે કે, સ્વરાજ સરકાર વિના કોઈથી, યંત્રોદ્યોગસ્થાપનની દિશામાં, કશું લેખવા લાયક કામ થઈ શકે તેમ નથી.. એટલે પછી સહજ પ્રશ્ન એ ઊઠે છે કે, ભૂખે મરતા આપણા કરોડો દેશબાંધવોને મદદ કરવા માટે, સ્વરાજ આવે ત્યાં સુધી શું આપણે રાહ જોયા કરવી? પ્રજાની ગરીબાઈ દૂર કરી શકીએ તે સારુ આપણે યંત્રોદ્યોગો સ્થાપવા જોઈશે એમ જો હોય તો, મને ભય છે કે, મને કમને પણ આપણે રાહ જ જોવી પડશે.

અને છતાં, દરમિયાન આ કચડી રહેલા દારિદ્ર્યની કપરી ભીષણતાને હળવી કરવા કાંઈ ન કરવું એ ખરેખર નિષ્ઠુરતા જ,

લેખાય. આમ પ્રજાની ગરીબાઈ જેમને અત્યારથી ખૂબ સાલવા લાગી હોય તેવા લોકો જ સ્વરાજનું અસરકારક કાંઈ કાર્ય કરી શકશે. અને તેઓ સ્વરાજનું કામ કરવાની સાથે સાથે, જો પોતાના દેશભાઈઓની આ દુઃખદશા સુધારવા ગમે તેટલો નાનકડો પણ પ્રયત્ન ન યોજે, તો તેઓ તેમના ધર્મમાંથી ચૂક્યા કહેવાય. અરે ના, એવું કાર્ય જ પોતે સ્વરાજ માટેનું કાર્ય નીવડશે. આજના સંજોગોમાં આવું કામ કરવું હોય તો તે ખાદી અને રેંટિયા દ્વારા ઉત્તમોત્તમ થઈ શકે એમ છે. તે દ્વારા જનતા જોડે આપણો આવશ્યક સંબંધ સધાય ને વિશ્વાસ પ્રાપ્ત કરાય છે. એમની સક્રિય મદદ ન હોય કે, ઓછામાં ઓછું, મૂક અનુમતિ ન હોય તો, કોઈ પ્રકારની રાષ્ટ્રીય ક્રાંતિ ન સંભવી શકે.

આ ચર્ચામાં મેં વિવેકપૂર્વક ગાંધીજીના વિચારો અને વ્યક્તિત્વને નથી આણ્યાં. તે એ ખ્યાલે કે, આવી ચર્ચામાં, રેંટિયા-વિરોધીઓ અચૂક યંત્ર વિષે, પાશ્ચાત્ય સંસ્કૃતિ વિષે, સંયમ ને ધર્મ વિષે વિચારો ગાંધીજીના આણીને, જે સીધો સરળ મુદ્દો છે તે ગૂંચવે છે. એ બીતિ ટાળવા સારુ, એમના વિચારો ને વ્યક્તિત્વને મેં આ ચર્ચાથી બહાર રાખ્યાં છે; કેમ કે આ ચર્ચાને ચોખ્ખી ઐતિહાસિક, આર્થિક અને વિજ્ઞાનશુદ્ધ રાખવાનો મારો ઇરાદો છે.

સપ્ટેમ્બર, ૧૯૩૪

## ૧૨. ખાદીમાં સમાજવાદ

આજે સમાજવાદનો પવન વાઈ રહ્યો છે. દેશમાં ઠેર ઠેર સમાજવાદી સંઘો ને મંડળોની સ્થાપના થતી જાય છે. હિંદુસ્તાનમાં જ નહિ પણ આખી દુનિયામાં આમ બને છે. સમાજવાદ એ આજનો યુગધર્મ હોય એમ દેખાય છે. એણે જગતના ઘણા વિચારશીલ પુરુષોને આકર્ષ્યા છે. સંહતિવાદ: ('ફાસિઝમ') અને નાઝીવાદ જેવા એના શત્રુઓ પણ સમાજવાદનો વેશ ધારણ કરે છે, ને તેની પરિભાષા વાપરીને બોલે છે.

તેથી દરેક સમાજસુધારાને અને સામાજિક પ્રવૃત્તિને સમાજવાદની દૃષ્ટિએ પોતાની હસ્તી યોગ્ય છે એમ સિદ્ધ કરવું પડે છે. ખાદી પોતાની એવી યોગ્યતા સિદ્ધ કરી શકે છે કે કેમ તે આપણે જોઈએ. જનસમૂહની ઉન્નતિનું સમાન ધ્યેય રાખનાર બે પ્રવૃત્તિઓ વચ્ચે વિરોધ ન હોય એ પણ જરૂરનું છે.

આ પ્રશ્નની શાસ્ત્રીય અને વ્યવસ્થિત ચર્ચા માટે આપણે સમાજવાદનું ધ્યેય શું છે એ સ્પષ્ટ રીતે સમજવું જોઈએ. આ તપાસ કરતાં આપણે અનુકૂળ કે પ્રતિકૂળ ખ્યાલો પહેલેથી બાંધી

લઈને ન ચાલતું હોય, તો આપણે તરત જ કબૂલ કરીશું કે, અર્ધદગ્ધ અને ભોળા લોકોના મનમાં સમાજવાદની જોડે ધર્મ, સ્ત્રીપુરુષસંબંધ, કુટુંબ, સરકાર, યંત્રોદ્યોગવાદ અને બીજી અનેક વસ્તુઓ વિષેના જે ખ્યાલો જડાયેલા હોય છે, તેમાં કંઈ સમાજવાદનો મર્મ રહેલો નથી. સમાજવાદનો મર્મ તો એના સાચા કે ખોટા પણ એ સિદ્ધાંતમાં છે કે, કેટલાક માણસો પાસે ન્યાયપૂર્વક હોવું ઘટે તેના કરતાં વધારે ધન છે, ને તે જોરે તેઓ જનસમૂહને ચૂસે છે. આ વધારાનું ધન તે નફો, ગણોત અને વ્યાજના રૂપમાં મળે છે. જે ઉદ્યોગ કે વેપારમાં ધનનો વધારો ન રહે, અને જેમાં નફા, ગણોત કે વ્યાજને અવકાશ ન હોય, તે સમાજવાદી જ ગણાવો જોઈએ. એવા વેપારધંધાનો આરંભ કરનારા કે એના હિમાયતીઓ ઈશ્વર વિષે આસ્થા રાખનારા હોય કે જડવાદી હોય તેને અર્થશાસ્ત્રની સાથે કશી લેવાદેવા નથી. તેઓ સ્ત્રીપુરુષસંબંધ વિષે કેવા ખ્યાલો રાખે છે, તેઓ યંત્રોદ્યોગવાદને માને છે કે નહિ, એ બધાની જોડે અર્થશાસ્ત્રને કશો સંબંધ નથી. તેમનામાં ઉપર જણાવી એ એક વસ્તુ હોય તો તેઓ સમાજવાદના મર્મને અનુસરે છે એમ કહી શકાય.

હવે ખાદીના ઉદ્યોગમાં વધારાનું ધન મળવાનો અવકાશ જ નથી. તેમાંથી ગણોત, વ્યાજ કે નફો કશું મળવાનું નથી. જે કંઈ નફો થાય છે તે બધો ખરેખરી મજૂરી કરનારને જ મળે છે. એ સિવાયના બીજા કોઈને કશું મળતું નથી. મજૂરી કરનારને લગભગ સરખે ધોરણે પૈસા મળે છે. કેટલાક આંકડા આપવાથી આ મુદ્દો વધારે સમજાશે. વણકરની કમાણી મહિને ૧૩ થી ૧૫ રૂપિયા હોય છે, ધોબીની ૧૨ થી ૧૫ રૂપિયા, છીપાની ૨૫ થી ૩૦ રૂપિયા, અને સુતારની ૨૫ થી ૩૦ રૂપિયા હોય છે. કાંતનારની કમાણી ઓછી હોય છે, પણ કાંતવાનું કામ એ દિવસના અમુક જ ભાગમાં ફુરસદને વખતે કરવાનું હોય છે. આની સામે આ પ્રવૃત્તિના

વ્યવસ્થાપકો, જેમાં કેટલાક બહુ ઊંચું શિક્ષણ પામેલા છે, તેમને સરાસરી મહેનતાણું ૨૫ રૂપિયા મળે છે. (આ આંકડા મેરઠના ગાંધી આશ્રમના છે.)

ઉપર જે મુખ્ય સિદ્ધાન્ત ગણાવ્યો તે પરથી એક ઉપસિદ્ધાંત તારવીને સમાજવાદે એવો પણ આગ્રહ રાખ્યો છે કે, ઉત્પાદનનાં સાધનો પર સમાજની માલિકી હોવી જોઈએ. ખાદીમાં તો ઉત્પાદનનાં સાધનો ચરખો, પીંજણ, રેંટિયો ને સાળ છે. આના પર સમાજની માલિકી રાખવાની જરૂર નથી, કેમ કે એની કિંમત એટલી ઓછી છે કે ગામડાના સાધારણ માણસને એ રાખવાં પોસાય છે. જ્યાં ગામડાનો માણસ કામ કરવાને રાજી હોય પણ આ પ્રાચીન અને સાદાં સાધનો ખરીદી ન શકતો હોય ત્યાં ચરખા સંઘ, જે પ્રજાકીય સંસ્થા છે, તે તેને મદદ કરે છે. એટલે વસ્તુતઃ ઉત્પાદનનાં આ સાદાં સાધનો સમાજની માલિકીનાં હોય એવાં જ છે.

ઉત્પાદનનું બીજું સબળ સાધન તે મૂડી. આ ચરખા સંઘના હાથમાં હોઈ રાષ્ટ્રીય જ છે. એમાંથી ગણોત કે વ્યાજ કે નફો કશું ઊપજતું ન હોવાથી તે સામાજિક મિલકત છે. ખાદીના ક્ષેત્રમાં જે થોડાક લોકો ખાનગી રીતે ખાદી પેદા કરે છે તેમને પણ ચરખા સંઘનું ધોરણ સ્વીકારીને ચાલવું પડે છે. તેમના હિસાબ અને ભાવ તપાસવામાં આવે છે ને તેના પર અંકુશ રાખવામાં આવે છે. એમને ચરખા સંઘની જોડે હરીફાઈમાં પણ રહેવું પડે છે. તેથી તેમને બહુ જ ઓછે ધોરણે ગણતાં પોતાનું જે મહેનતાણું થાય એટલો જ નફો મેળવીને સંતોષ માનવો પડે છે. વસ્તુતઃ આખો ખાદીનો ઉદ્યોગ સમાજવાદનો જ એક પ્રયોગ છે.

સમાજવાદની રચના નરી હકીકતોના અભ્યાસ પર ઘડેલી

છે. પશ્ચિમમાંથી સમાજવાદ અને બૉલ્શેવિઝમનાં સાહિત્યનો જે ધોધ હિંદુસ્તાનમાં વહી રહ્યો છે, અને જેને આપણા લોકો આતુરતાથી ને હોંશે હોંશે પી જાય છે, તે સાહિત્ય પર હિંદુસ્તાનનો સમાજવાદી ગમે તેટલો નિર્ભર રહે, તોપણ એ વાતની તો ના નહિ જ પાડી શકાય કે સમાજવાદના સિદ્ધાંતો દુનિયાની નરી નક્કર હકીકતો પર રચાયેલા હોવાનો દાવો કરે છે. એ સિદ્ધાંતો યથાર્થદર્શી છે, હવામાં અધ્ધર ઊડનારા નથી. તમામ સમાજવાદી ફિલસૂફીનો એ દાવો છે. ખાદી વિષે એમ બેધડક કહી શકાય કે તે કોઈ પણ જાતના ખ્યાલ પહેલેથી બાંધી લઈને ચાલતી નથી; તે પ્રાચીન કે અર્વાચીન, ધાર્મિક કે વૈજ્ઞાનિક કોઈપણ જાતના રૂઢ વિચારોને વળગી રહેતી નથી. હિંદુસ્તાનનાં લાખો ગામડાંમાં જે નરી હકીકતો હયાત છે ને સ્પષ્ટ દેખાઈ આવે છે તે હકીકતોના અવલોકન અને અભ્યાસ પર જ ખાદીની પ્રવૃત્તિનું મંડાણ થયેલું છે.

સમાજવાદ બીજી અનેક વસ્તુઓ સાથે ક્રાંતિમાં પણ માને છે. રેંટિયાનાં ચક્રની ક્રાંતિ તો નજરે જોઈ શકાય છે. પણ તે ઉપરાંત રેંટિયાએ માણસની ફિલસૂફીમાં બીજી અનેક મોટી ક્રાંતિઓ કરેલી છે. પ્રાકૃત મનુષ્યને મન તો ક્રાંતિનો અર્થ હિંસા, મારફાડ, ઊથલપાથલ એવો જ હોય છે. પણ ક્રાંતિનો મર્મ તો મૂલ્યપરિવર્તનમાં રહેલો છે. આ દૃષ્ટિએ જોતાં અર્વાચીન હિંદમાં બીજી કોઈ પણ પ્રવૃત્તિએ આથી મોટું મૂલ્યપરિવર્તન કર્યું નથી. કેવળ પહેરવેશની બાબતમાં જ નહિ પણ બીજાં ક્ષેત્રોમાં પણ. તેણે પ્રતિષ્ઠિત લોકોને અપ્રતિષ્ઠિત, અને અપ્રતિષ્ઠિતને પ્રતિષ્ઠિત બનાવ્યા છે; સુંદર ગણાતી વસ્તુને કદરૂપી, અને કદરૂપી ગણાતીને સુંદર ગણાતી કરી છે. ખાદીના પ્રવેશની સાથે સુઘડતા, કળા, ઉપયોગિતા અને સ્વચ્છતા એ બધાં વિષેના ખ્યાલો બદલાઈ ગયા છે. રેંટિયાએ આમવર્ગના જ નહિ પણ બુદ્ધિજીવી લોકોના અર્થશાસ્ત્ર ઉપર પણ અસર કરી છે, અને હરિજનોને વિશેષ અપનાવ્યા છે. ખાદીની પાછળ

એક વિશિષ્ટ માનસ ને એક વિશિષ્ટ તત્ત્વજ્ઞાન રહેલું છે. એ તત્ત્વજ્ઞાનની સાથે આપણે સંમત થઈએ કે નહિ, પણ એ તો આપણી સામે ઊભું જ છે અને મૂલ્યપરિવર્તન અને મહાક્રાંતિ કરી રહ્યું છે. જેણે વિરોધભાવને લીધે મન કે ચક્ષુનાં દ્વાર બંધ કરી દીધાં હોય તે જ એ નજર સામે ચાલી રહેલી ક્રાંતિને ઉતારી પાડવા કે અવગણવા મથશે. જે માણસ સમાજવાદની, વિજ્ઞાનની અને નરી હકીકતોની દૃષ્ટિએ વિચાર કરવા માગે છે તેને તો એવી રીતે ખાદીથી થતી ક્રાંતિને ઉતારી પાડવા કે અવગણવા મથવું એ ન છાજે.

નવેમ્બર, ૧૯૩૪

## ૧૩. ખાદી વિષે શાસ્ત્રીય ભ્રમણાઓ

ગ્રામવાસી આગળ રેંટિયો ધરવામાં આવે છે ત્યારે તેની સામે તે કશી દલીલ નથી કરતો. તે એથી નહિ કે એને દલીલ કરતાં આવડતું નથી. પણ, એને સહજભાવે લાગે છે કે, રેંટિયો એની ઉત્પન્નશક્તિ વધારશે અને તેટલા પ્રમાણમાં તેને બચતનું કે નવી આવકનું સાધન સાંપડશે. એટલે, એની મુશ્કેલી બીજી છે. પોતાને ત્યાં કે ગામડામાં ઘેર ઘેર રેંટિયો જોઈએ ને તે ઉપયોગી છે, એમાં એને શંકા નથી. આજ કોઈ કાંતતું નથી તો હું કેમ કાંતું ! એ એની મુશ્કેલી છે. કેમ કે, એનું આખું જીવન રૂઢિવશ વર્તે છે.

ભણેલા વર્ગનું એથી ભિન્ન છે. ખાદીનું અર્થશાસ્ત્ર સંગીન છે એમ જો એમની પ્રતીતિ કરાવી શકાય, તો પછી તેમને કશો વાંધો ન પડે, આમ તેઓને લાગે છે. જોકે, રૂઢિવશતાની બાબતમાં તો તેમનું ને ગ્રામવાસીનું જીવન જરાક જ જુદું છે. ગ્રામવાસી બિચારો એનાં રૂઢિરીતરિવાજો અને સંકુચિત સ્વાર્થનું તાત્ત્વિક સમર્થન નથી કરી જાણતો; જ્યારે જ્ઞાનના ભંડારવાળો આ ભણેલો દેખીતી સફળતાપૂર્વક તેમ કરી શકે છે. તે કશુંય કરતા પહેલાં તેના

સમર્થનમાં વિચાર અને વિજ્ઞાનની કેટલીક વાતો રજૂ કરવાનું ચૂકતો નથી. આ વિદ્વત્તાવાળી રજૂઆત જો સૂક્ષ્મતાથી તપાસીએ તો ઘણી વાર તે અધસમજાયેલી ને અધવધરાના જ્ઞાન જેવી જ જણાય છે, — કહો કે એક જાતનું સાક્ષરી અજ્ઞાન.

આ લેખમાં એવા ભણેલ લોકના કેટલાક વાંધા વિચારવાનો ઇરાદો છે.

પહેલો વાંધો એ કહાય છે કે ખાદીની વાત અર્થશુદ્ધ (economic) નથી. આમાં આ વાંધાદારો સ્પષ્ટ ગોટાળો એ કરે છે કે, પોતાની ખાનગી કે ઘરેલુ અર્થનીતિને પ્રજાકીય અર્થનીતિ સમજી બેસે છે. આ તર્કદોષને સાક્ષરી ભાષામાં 'Undistributed middle' કહે છે. અલબત્ત, આ પોતાના તર્કદોષને તેઓ જાતે તો નથી જ જોતા. એમના વાંધાનો સાદો અર્થ કરીએ તો એટલો જ છે કે, વાર ખાદીનો ભાવ એના જેવા હિંદી કે પરદેશી મિલના કપડા કરતાં ઊંચો હોય છે. પણ આ વિધાનને અર્થશાસ્ત્ર જોડે કશી જ લેવાદેવા નથી. એ સાચું હોય તોય અર્થશાસ્ત્ર ખાદીને હિતાવહ અર્થનીતિ તરીકે સ્વીકારે એમ બને. વાત એમ છે કે, અર્થશાસ્ત્ર એ રાષ્ટ્રની સંપત્તિનું શાસ્ત્ર છે. તેથી કેટલીક વખત એને 'રાષ્ટ્રીય સંપત્તિશાસ્ત્ર' (Political Economy) પણ કહેતા. જેમ કે, એડમ સ્મિથે પોતાના અર્થશાસ્ત્રના ગ્રંથનું નામ "રાષ્ટ્રોની સંપત્તિ" એવું આપેલું. કેટલાક ધુરંધર અર્થશાસ્ત્રીઓ (classical economist) જરૂર માનતા કે, અર્થશાસ્ત્ર સર્વદેશીય–સાર્વભૌમ બનવામાં હવે વાર નથી; એમ થશે ત્યારે રાષ્ટ્રોની ભિન્ન ભિન્ન સંપત્તિ મટી તે આખા જગતની એકત્રિત સંપત્તિ ગણાશે, અને સંપત્તિની ઉત્પત્તિ, ઉપાડ, વહેંચણી અને વિનિમયના સમગ્ર આર્થિક વ્યવહારમાં આખો માનવસંસાર જ એક ઘટક બન્યો હશે; એટલે

પછી, રાષ્ટ્ર રાષ્ટ્રના ભેદ, તેમનાં પરસ્પર જકાતી બંધનો, તથા માલવેચાણ માટે માંહોમાંહે પડાપડી વગેરે મટી જશે, અને સંપત્તિ નિર્બંધ રીતે દેશેદેશમાં છૂટથી ફરતી રહેશે. આજ એ વાત અતિદૂર પડેલી લાગે છે. હવે અર્થશાસ્ત્ર પ્રત્યક્ષ જે વસ્તુસ્થિતિ હોય તેની હકીકતો લેખવીને ચાલે છે, ભવિષ્યના કોઈ સાચા કે કાલ્પનિક જગતની વાતો લેખવીને નહિ.

એટલે, આજ આપણા રાષ્ટ્રની જે સ્થિતિ છે તેને દૃષ્ટિમાં રાખીને ખાદી તપાસીએ. ખાદીની ઉત્પત્તિથી રાષ્ટ્રીય સંપત્તિમાં કાંઈક વૃદ્ધિ થાય છે ખરી ? . નિઃશંક એ કાંઈક ધન તો પેદા કરે જ છે. એમાં એ પ્રશ્ન વિચારણીય હોય કે, તેમ કરવામાં ખર્ચાતાં શક્તિ અને સમય તેથી વધુ શક્ય ધનલાભને ભોગે તો નથી ને ? ખાદીની સમગ્ર દલીલનો મૂળ પાયો આ અવિવાદગ્રસ્ત હકીકત છે કે, ખેડૂતવર્ગને ઓછામાં ઓછી વર્ષે ૩ માસની તો નવરાશ છે જ છે. અર્થશાસ્ત્રની પરિભાષામાં આવી ફરજિયાત નવરાશને બેકારી કહેવાય છે. એટલે ખાદીઉત્પત્તિનો અર્થ એ થયો કે, આ નવરાશનો સદુપયોગ થઈને વધારે રાષ્ટ્રધન નીપજે છે; તેનાથી રાષ્ટ્રની બેકારીનો, જૂજ જ હોય છતાં, કાંઈક ભાગ દૂર થાય છે. અને રાષ્ટ્રની બેકારી ફેડવી એ અર્થશાસ્ત્રનું તત્ત્વશુદ્ધ વિધાન છે.

વળી, ખાદીથી રાષ્ટ્રનું ઉત્પન્ન વધે છે. કેટલાક અર્થશાસ્ત્રીઓનું માનવું છે કે, હિંદની વસ્તીના જણ દીઠ ઉત્પત્તિનું પ્રમાણ વધે નહિ ત્યાં સુધી જીવન-ધોરણને સુધારવાનું ભાગ્યે જ બની શકશે. આ ઉત્પત્તિ-પ્રમાણને ખાદી વધારે છે, અને તે એનાથી વધુ સંપાદનની શક્યતાને ભોગે નહિ. તેનાથી હિંદી મિલો અટકી નથી. તેમ કરવું એની ધારણા પણ નથી. આજ આપણો કાપડનો વાપર પ્રમાણમાં બહુ થોડો કહેવાય. તે પ્રમાણેય રાષ્ટ્રને કાપડ

પૂરું પાડવા સારુ, હજી ઘણાં વર્ષો સુધી, ચાલે છે તેટલી ને તે ઉપરાંત બીજી મિલોની, તથા ઊપજે તેટલી ને એથી વધારે ખાદીની જરૂર રહેશે.

ખાદીથી રાષ્ટ્રની ખરીદ-શક્તિ પણ વધે છે. અને રાષ્ટ્રીય સંપત્તિની આકારણી કરવામાં ખરીદશક્તિનું માપ પ્રમાણભૂત રીત મનાય છે. જો રેંટિયો ચલાવે તો ગ્રામવાસી પહેલાં કરતાં તેના કાપડ સારુ ઓછું ખર્ચશે. એટલે, એને થોડીક બચત રહેશે, જે તેનો નિર્વાહ વધારે સારી રીતે કરવામાં વપરાશે. પૈસાદાર જ્યારે ખાદી ખરીદે ત્યારે તેને વધારે દામ બેસે છે; પણ ત્યારે નિર્વાહનું ધોરણ સુધારવાની જરૂરેય એને ક્યાં છે ? જોકે, વસ્તુતાએ તો, પૈસાદાર પણ ખાદીધારી બનીને કેટલાય રૂપિયા ઊલટા બચાવે છે. ખાદીના આટલા અનુભવ બાદ, આ બચત કેવી રીતે થાય છે એ અહીં ચર્ચવાની જરૂર નથી.

વળી, જેટલે અંશે ખાદી પરદેશી વસ્ત્રનો ઉપાડ ઘટાડે તેટલે અંશે દેશનું ધન બહાર ઢસડાતું રોકાય છે. એટલે વળી એમ થયું કે, રાષ્ટ્રની સંપત્તિ વધારે સંઘરાઈ રહી, જેથી કરીને લોકને મૂડી મળી, જે દ્વારા તેઓ ભવિષ્યમાં ઉત્પત્તિ ખીલવી શકે. એટલે, ખાદી ખરીદનારના ખિસ્સામાંથી કાંઈક જાય છે એમ દેખાય છે છતાં, સારાંશે ખાદી સમૃદ્ધિવર્ધક છે. કેમ કે, એક રૂપે ખરીદનારો ખુએ છે, તો બીજે રૂપે તેને તેનું કયાંય વધુ વળતર મળી રહે છે.

એટલે, (૧) રાષ્ટ્રની બેકારી ઘટે છે, (૨) રાષ્ટ્રીય ઉત્પત્તિનું પ્રમાણ વધે છે, (૩) ગરીબની ખરીદશક્તિ વધે છે (૪) અને રાષ્ટ્રની સંપત્તિમાં સરવાળે વધારો થાય છે,—આ ચાર દૃષ્ટિએ ખાદી અને રેંટિયો એ સંપત્તિશાસ્ત્રનું સાચું ને સંયુક્તિક વિધાન છે.

ઑક્ટોબર, ૧૯૩૪

## ૧૪. રેંટિયાના અવેજ

ખાદીના કેટલાક ટીકાકારો કહે છે કે, પૂરક ગૃહોદ્યોગ તરીકે વિચારતાં પણ, રેંટિયો ઠીક પસંદગી નથી, કારણ કે એના કરતાં વધારે મળતરવાળા ગૃહઉદ્યોગો આપણે પસંદ કરી શકત. અને એમ કહીને, સામાન્યતઃ, તેઓ દુગ્ધાલય અને મરઘાંબતકાંનો ઉછેર સૂચવે છે. કેટલીક વાર તેઓ, ખેતીમાં જ સુધારો કરો તો ખેડૂતની આર્થિક સ્થિતિ સુધરે, એમેય કહે છે. આપણે આ સૂચનો વિચારીએ.

૧. દુગ્ધાલય : આને અંગે આજ પણ આપણાં ગામડાંમાં પરંપરીણ કાંઈક તો ચાલે છે. પણ, સ્પષ્ટતઃ, આપણા ટીકાકારોની મતલબ એ છે કે, તેને બદલે વધારે વૈજ્ઞાનિક રીતો આણવી જોઈએ. ગ્રામીણ પરિસ્થિતિનો અભ્યાસ કરી જોતાં, આમ કરવામાં ઘણી મુશ્કેલીઓ નજરે આવે છે. એક તો, જરૂરી યંત્ર-સામગ્રી ખરીદવા ગ્રામવાસી પાસે પૈસા નથી. પછી, એનાથી કામ લેવા એની પાસે જરૂરી કળાજ્ઞાન નથી; અને કાંઈક સમય ને ધન ખર્ચ્યા વગર તે તેને સાંપડી પણ શકે એમ નથી. અને

એ એનો ખર્ચ એને પાલવે એવો નથી. આનું બજાર જોઈએ તો અર્વાચીન ઢબનાં મોટાં શહેરોમાં યુરોપિયનો અને તેના જેવી રહેણીવાળા હિંદીઓનું જ. જૂની રહેણીવાળા લોક ને આમ જનતા ધૂળની ચોપડી જામેલા, બજારમાં મળતા દહીંથી સંતુષ્ટ છે. મલાઈ તેઓ ખાવામાં વાપરતા નથી. ('ચીઝ')પનીરનો સ્વાદ એમની જીભે વસ્યો નથી, તેથી તેમને એ ગમતું નથી. અને માખણ તેઓ ભાગ્યે જ ખાય છે. પણ સૌથી મોટી મુશ્કેલી તો આ નવીન દુગ્ધાલયોની ચીજોના ભાવની છે. તેમના દૂધનો ભાવ ૫૦ ટકા વધારે ને માખણનો ૧૦૦ ટકા વધારે હોય છે. ગામડાંમાં ઘીનો ભાવ રૂપિયાનું લગભગ બશેર આજ છે; અને દુગ્ધાલયનું માખણ રૂપિયે શેરનું છે. બશેર ઘી કરવા માખણનું તેનાથી વધારે વજન જોઈએ. ભૂતકાળમાં, મોટાં શહેરોમાં અર્ધ ઉપરનાં દુગ્ધાલયો તૂટી જવાનું કારણ એ હતું કે, તેમના માલનો ઉપાડ ન મળ્યો. છતાં, જો આ ધંધો યોગ્ય રીતે સમજાય અને એની ચીજોનો વાપર લોકપ્રિય કરાય, તો તેમાં થોડાક બેકાર ગ્રૅજ્યુએટોને કામગરીનું ક્ષેત્ર મળે.

૨. મરઘાંબતકાં ઉછેરવામાં તો એથીય અઘરી મુશ્કેલીઓ છે. ઉચ્ચવર્ણી હિંદુઓ, અને કેટલાક પ્રાંતોમાં તો નીચવર્ણી હિંદુઓ પણ, આનો ઉપયોગ નથી કરતા. મુસલમાન, યુરોપિયન અને એના અનુયાયી હિંદીઓને જોઈએ એટલું ઉત્પન્ન આજ પ્રમાણમાં ઓછે ખર્ચે થાય છે. એમાં જો કાંઈયે વૈજ્ઞાનિકતા દાખલ કરીને ફાવવું હોય તો, હિંદુ લોકો પાસે એમના આહારમાં ફેરફાર કરાવવા મથવું પડશે અને ભાવતાલ ઠીક ઠીક વધશે જ.

૩. હિંદમાં ખેતીસુધારની બાબતમાં કોણ વાત કરે છે? જે કદાચ કદી હિંદી ગામડાંમાં ગયા નથી તેઓ જ. ના, જેમણે હિંદી ખેતીનું પુસ્તક કે વસ્તીપત્રક પણ ન જોયાં હોય

એવા જ. ઘણાખરા પ્રાંતોમાં જમીન એટલી બધી વહેંચાઇ ગઈ છે ને પરિણામે ખેતરો એટલાં નાનકડાં ને અલગ અલગ છે કે, ખેતીસુધારમાં કાંઈ કે કરવા માટે આ ટુકડાઓ એકત્રિત થઈ અનુકૂળ લોટબંધ થાય તે સારુ, આર્થિક અને રાજકીય ક્રાંતિ કરતાં હળવો એકે ઉપાય જ નથી. કેટલાક પ્રાંતોમાં સરેરાશે એક ખેતર બેએક એકરથી મોટું નથી આવતું. એનો અર્થ કે, આ સરેરાશથી નીચેનાં ખેતરો લાખો હશે. અને આવાં નાનાં ખેતરો પણ એક• સાથે લોટબંધ નથી હોતાં. વળી, ખેડૂત તેની જમીન પર નથી રહેતો. તે રહે [redacted] માઈલ બે માઈલ દૂર એના ગીચોગીચ, ગંદા ને જૂની ઘરેડના નાના ગામડામાં. સાચું જુઓ તો, હિંદની ખેતીનો આખો પ્રશ્ન એવો અઘરો કોયડો છે કે, તેનો ઉકેલ શુભમાં શુભ હિતૈષી સ્વરાજ સરકારને પણ, જો તે પોતાની આર્થિક અને રાજકીય સર્વ શક્તિસામગ્રી એમાં ન વાપરે તો, વસમો પડી જવાનો છે. હજી આગળ ખેતરોના ખંડ પડે તે રોકવા કડક કાયદા કરવા જોઈશે. ખેતરમાં ભાગ ન મળે તેવાં ખેડૂતનાં છોકરાંને કોઈક ઉદ્યોગધંધામાં ગોઠવવાં પડશે; અને આજ તેવા ધંધા છે નહિ તે ઉત્પન્ન કરવા જોઈશે. કેટલીય બધી જમીન સરકારે લઈ લઈને, તેની બરોબર કસીને ખેતી કરતાં ફાવે તે સારુ સુધારવા, જોઈએ તેવડા નવેસર ખંડ પાડવા જોઈશે. આવું આવું તો બીજું કેટલુંય કરવાનું રહેશે, જે અહીં ગણાવ્યું નથી. તે બધું કરવામાં આવે ત્યાર પછી ખેતીસુધારનો પ્રશ્ન વિચારવાનો વારો આવશે. અત્યારે શક્ય [redacted] તે આટલું જ કે, કોઈ પૈસાદાર વ્યક્તિઓ કે મંડળો લોટબંધ જમીન ખરીદી, ટ્રૅક્ટર વગેરે યંત્રોની મદદથી, મજૂરો રાખીને મોટા પ્રમાણમાં ખેતી કરાવે. આ કરવાને આવશ્યક સાહસ અને મૂડી મળી રહેશે કે કેમ એ શંકા છે; છતાં, તે મળે તો, આ રસ્તે એટલું સધાશે કે, ખેડૂતવર્ગ મટી જશે ને સાથે એનો પ્રશ્ન પણ ટળશે અને એને બદલે અવારનવાર બેકાર બનતો રહેતો કૃષિજીવી શ્રમવર્ગ ઊપજશે.

ઉપરનું સ્પષ્ટ વસ્તુનિરૂપણ ભણેલા વર્ગની બુદ્ધિને નય ગમે. તો સર્વમતે હૃદયદ્રાવક એવી આપણી ગરીબીને ફેડવાને માટે પોતાના મનગમતા ઇલાજો લેવામાંથી તેમને કોઈ રોકતું નથી,—રેંટિયાવાદીઓ તો બિલકુલ નથી જ રોકતા. આ દારિદ્રય દૂર કરવાની ગમે તેટલી યોજનાઓ હશે, પણ તે વધારેપડતી નથી જ થવાની. રેંટિયાવાદી તેની માન્યતા લઈને જન્મ્યો નહોતો; તે તો ઊલટું બીજું જ માનતો હતો. ખાદીસંગઠનકર્તાઓમાંના ઘણાખરા આધુનિક યુનિવર્સિટીમાં શિક્ષિત લોક છે. બંગાળાના કેટલાક કાર્યકર્તાઓ તો પાશ્ચાત્ય ઢબે ઉદ્યોગધંધા ખીલવવાની નામનાવાળા છે. તેમનું શિક્ષણ, વિકાસ અને રુચિ બધું જ રેંટિયા સામેનું હતું. પણ, હિંદી ગ્રામજીવનની ક્રૂર કઠોર વસ્તુસ્થિતિ પરથી એમનો વિશ્વાસ બંધાયો ને તેઓએ રેંટિયો સ્વીકાર્યો. અને તેને જમાવવા સારુ સંગઠન કરતાં તેમણે અંગત અગવડો અને આપભોગ ઓછાં નથી વેઠ્યાં. ખેડૂતના ખિસ્સામાં વધારે નાંખે એવી બીજી કોઈ પણ યોજનાનું તત્ત્વ જો એમને દેખાડી શકાય, તો તેને અપનાવવામાં ચૂકે નહિ એવા એ લોકો છે. પરંતુ અન્ય યોજનાઓના સમર્થકો માટે ઉત્તમ રસ્તો તો એ છે કે, તેઓ પોતે પોતાની શ્રદ્ધા અનુસાર વર્તે અને તે યોજનાઓના ગુણદોષ સપ્રયોગ સિદ્ધ કરી બતાવે. અને તે કર્યા પછી ખાદીવાળાઓને તેમનો ખાદીનો રસ્તો છોડી તેમાં જોડાવા નોતરી શકે. ત્યાં સુધી તેઓની જેમાં શ્રદ્ધા છે અને જેનાં સ્પષ્ટ નિશ્ચવાસદાયી ફળો એમને જોવાં મળ્યાં છે, એવી એકમાત્ર ખાદીની યોજના આગળ ધપાવતા માટે એમનો દોષ ન કાઢે.

ઑક્ટોબર, ૧૯૩૪

# ૧૫. સ્વદેશી અને ગૃહ-ઉદ્યોગો

કારખાનાંમાં મોટા પ્રમાણમાં થતી પેદાશે બધે જ યંત્રને માણસનું માલિક બનાવી દીધું છે. ઉત્તરોત્તર સંકોચાતાં જતા મંડળના હાથમાં સંપત્તિ એકઠી થવાથી, તેમાંથી પરસ્પર ઝગડનારા બે વર્ગો પેદા થયા છે. પરિણામે, સમાજની તુલા હંમેશ અસ્થિર રહે છે, અને ક્રાંતિ ને સામેથી પ્રતિક્રાંતિ થયા કરે છે. કારખાનાંનાં સામાજિક અને નૈતિક અનિષ્ટો સૌને સારી રીતે જાણીતાં છે, એટલે અહીં તે બતાવવા જરૂર નથી. પરંતુ, જો સત્તા સમજુ અને સારા લોકોના હાથમાં હોય કે જેઓ માલિકના હિતમાં નહિ પણ આમ પ્રજાના હિતમાં કામ કરનારા હોય, તો આ બધું નિયમનમાં લાવી શકાય. પ્રજાની કે પ્રજાના હિતમાં કામ કરતી સરકાર સંપત્તિની પેદાશ અને વહેંચણી એવી રીતે ગોઠવે કે જેથી અસમાનતાઓ ઓગળી જાય એમ કરવું એ સાવ શક્ય છે. અને એમ અસમાનતાઓ ટળે પછી યંત્રથી જથાબંધ પેદાશ કરતાં નીપજતાં સામાજિક અને નૈતિક અનિષ્ટો પણ દૂર થશે. ખાનગી નહિ પણ જાહેર હિત અને લાભ જોઈને યોજાયેલી ઉત્પત્તિ અને વહેંચણી હોય, તો માણસજાતને વિજ્ઞાનની શોધોના બધા લાભો,

તેનાં અનિષ્ટો વગર, મળી જાયઃ તેનાથી યંત્ર માણસનું ગુલામ અને, નહિ કે માલિક. પરંતુ આવી સમજદાર સત્તા ઉત્પન્ન કરાય કે સ્થપાય તે પૂર્વે, મનુષ્યજાતનાં વર્તમાન દુઃખો ઠીક ઠીક પ્રમાણમાં દૂર કરી શકાય એમ આશા રાખવી એ વ્યર્થ છે.

કારખાનાં તથા સામાજિક નિયમનને અંગે ગમે તેવા જબરા કાયદા તમે કરો, છતાં મૂડીવાદી વ્યવસ્થાએ નિપજાવેલી અસમાનતાઓ દૂર કરવામાં તે કાયદાઓ અસમર્થ નીવડ્યા છે એ અનુભવસિદ્ધ વાત છે. અસમાનતાઓ રહે છે, અને મત્તાવાળા અને મત્તાવગરના વર્ગો વચ્ચે ઈર્ષા, અસંતોષ, વેર, ઝઘડો અને યુદ્ધો ઉત્પન્ન કરે છે. મનુષ્યજાતનાં પ્રગતિ અને લાભ માટે જો વિજ્ઞાન આર્થિક જીવનને ઠીક ગોઠવવા ધારે તો તેણે ઉત્પત્તિ જ નહિ, પણ ઉપાડ, વહેંચણી, અને વિનિમય પણ નિયમનમાં લાવવાં જોઈશે. વર્તમાન મૂડીવાદી સમાજમાં વિજ્ઞાન ઉત્પત્તિને જ વધારી શકે છે, અને તે ઉપયોગી ચીજોની જ નહિ પણ અનુપયોગી ને નુકસાનકારી ચીજોની પણ. વિજ્ઞાને યંત્ર અને એનું આયોજન આપ્યાં ને ત્યાં અટકી ગયું. આ યંત્રો ખોટી કે ખરી રીતે (વધારે પ્રમાણમાં ખોટી રીતે) કબજે કરવામાં આવે છે, અને તેમ કરનાર વર્ગ એવો છે કે જે દિનપ્રતિદિન નાનો થતો જાય. એટલે, જો માણસજાતે વિજ્ઞાનમાંથી લાભ ઉઠાવવો હોય તો અનુપયોગી અને નુકસાનકારક ચીજોની પેદાશ બંધ કરી, ઉપયોગી ચીજોની પેદાશનું, આજની પેઢીના જ નહિ પણ ભવિષ્યની પેઢીઓના હિતાર્થે, વિજ્ઞાનશુદ્ધ નિયમન કરવા તત્પર થવું જોઈશે. વિજ્ઞાને જે બધી સંપત્તિની ઉત્પત્તિ કરવામાં મદદ કરી છે તેની વહેંચણી, વિનિમય અને ઉપાડ યોગ્ય રીતે ગોઠવવાં જોઈએ. જેમ ભૌતિક વિજ્ઞાનથી કુદરતી શક્તિઓને કામમાં લેવાનું શક્ય થયું છે, તેમ આજ સામાજિક વિજ્ઞાને શાસ્ત્રશુદ્ધ આર્થિક યોજનાં રચવાનું સાવ શક્ય કરી આપ્યું છે. એટલે, કારખાનાંમાં વિજ્ઞાનનો

વિનિયોગ કરવાના હિમાયતીઓએ, સંગતતાને ખાતર, તે એક અંગમાં જ નહિ પણ આખા આર્થિક અને સામાજિક જીવન-ક્ષેત્રમાં વિજ્ઞાનનું સામ્રાજ્ય પ્રવર્તાવવા સારુ, કારખાનાની જ મર્યાદા ઓળંગી આગળ વધવું જોઈએ. મનુષ્યજીવનના આર્થિક અને સામાજિક ક્ષેત્રમાં વિજ્ઞાનના આવા મર્યાદિત ને અર્ધાપર્ધા ઉપયોગને કારણે ગોટાળો અને અનવસ્થા ઉત્પન્ન થાય છે, અને આગળ જઈને તે રાજકીય જીવનમાં પણ એ જ અનિષ્ટો ઊભાં કરે છે.

યંત્ર અને કારખાનાં આવ્યાં તે પહેલાંની કૃષિપ્રધાન સંસ્કૃતિમાં ગૃહોદ્યોગોવાળું આર્થિક જીવન આજની મૂડીવાદી વ્યવસ્થા કરતાં વધારે સમાનતાપૂર્વક ગોઠવાયલું હતું. એટલે પ્રશ્ન તો એ ઊઠે છે કે, જે દેશોનું અર્થકારણ ઓછેવત્તે અંશે જૂની પદ્ધતિ પર ચાલુ છે તેમાં વધારે ગોટાળો દાખલ કરવાનું ઇષ્ટ છે કે કેમ. જૂની પ્રથાનું નિયમન રૂઢિ, રીતિરિવાજો દ્વારા થાય છે અને તેમાં સાવ બગાડ જ પેસે તેની સામે તેનું રક્ષણ સામાજિક અને નૈતિક પીઠબળનાં બંધનોથી થાય છે, જે બંધનોને ઉવેખવાનું ભારેમાં ભારે જબરા લોકને માટે પણ મુશ્કેલ હોય છે.

એટલે, યંત્ર અને યંત્રયુગનાં પક્ષના કે પક્ષ વિરુદ્ધના કોઈ પણ પૂર્વકલ્પિત વાદોને બાજુએ રહેવા દઇએ તોય, વ્યવહારદક્ષ સુધારક ગંભીરતાથી પોતે જાતે એ વિચાર કરવા લાગશે કે, આજે ચાલુ છે તે સ્થિતિને બદલી તેના કરતાં વધારે ગોટાળાવાળી આર્થિક અવસ્થા આણવી ઠીક થશે? કેમ કે, આ નવી સ્થિતિ એટલે અસમાનતાઓ, ગંદવાડ, દળદર; શારીરિક ને નૈતિક રોગો, ઈર્ષા, વેરઝેર, વર્ગવિગ્રહ વગેરેનો પરિવાર; અને એ દાખલ કર્યા પછી સમાજની સ્થિરતા પુનઃસ્થાપિત કરવા માટે ખૂનખાર ક્રાંતિની વાટ જોતા બેસવું. આવું દાખલ કરવા કરતાં, ખરાબ ખરાબ તોય, જ્યાં સુધી

વધુ વ્યવસ્થિત, શાસ્ત્રશુદ્ધ અને સુયોજિત અર્થતંત્ર રચવું શક્ય ન બને ત્યાં સુધી ચાલુ સ્થિતિમાં રહી, તેમાં વધારે પ્રાણ અને ચેતન રેડવાની શક્ય એટલી બધી તકોનો ઉપયોગ કરતા રહેવું એ વધારે પસંદ કરવા જેવું નથી ? આવા પ્રકારનો વિચાર સુધારક કરે એ સાવ બનવા જેવું છે. અને ગાંધીજી હાલમાં જે ગ્રામોદ્યોગો ને ગૃહોદ્યોગોને પુનર્જીવિત કરવા મથે છે તેના મૂળમાં એક આ વસ્તુ રહેલી છે. એટલે, ગાંધીજીને તેમની યોજના છોડી પોતાની હાય ધરવાનું કહેતાં પહેલાં, જેઓ વિજ્ઞાન અને યંત્ર-પ્રચારની હિમાયત કરે છે તેમનું એ બતાવી આપવાનું કામ છે, તેમની પાસે હિમાયતને અમલમાં મૂકી બતાવવાને જરૂરી ઇચ્છાશક્તિ અને બળ છે એટલું જ નહિ, પણ સામાજિક અને આર્થિક જીવનનાં બધાં પાસાં વિજ્ઞાનશુદ્ધ ગોઠવવાની તેમની પાસે સત્તા પણ છે.

હિંદમાં જુઓ તો, મૂડીવાદી રાજતંત્રવાળા બીજા સ્વતંત્ર દેશોની પાસે પોતાની આમ-જનતાને તેનાં અનેકવિધ ચૂસણોમાંથી બચાવવાને માટે જે કાનૂની સત્તા હોય છે તેનો અંશ પણ આપણી પાસે નથી. ગાંધીજીના મધ્યમ-માર્ગની નીતિથી દોરવાઈને ચાલતા અમદાવાદના મજૂર મહાજન જેવું ઘણું મર્યાદાશીલ ને અક્રાંતિવાદી મજૂર-મંડળ જુઓ, તો તે મજૂરોના સાવ સાદા ને વાજબી હકોને પણ સાચવી શકતું નથી. નિષ્ઠુર અને ટૂંકી દૃષ્ટિની સ્વાર્થ-નીતિથી પ્રેરાઈ, મિલમાલેકો હમણાં હમણાં ભારે પગારકાપો સાધવામાં પડ્યા છે; જોકે, અમદાવાદની મિલો આજકાલ સારી પેઠે નફો કરે છે ને પ્રતિવર્ષ તેમની સંખ્યામાં તો વધારો થાય છે; અને વળી તેમને સ્વદેશી હિલચાલથી મદદ અને સંરક્ષણ મળે છે, હિંદી ઘરાક લૅંકેશાયર ને જાપાનના એવા જ માલને માટે આપવા પડે તેના કરતાં વધારે પૈસા દેશી મિલના કાપડને આપે છે; જે જે કાંઈ સંરક્ષણ મિલોએ સરકાર પાસે માગ્યું તેને તેને લોકમતે ટેકો આપ્યો છે. અને તેમણે તો પોતાની જ આંતર-

વ્યવસ્થા ઠીક નથી રાખી તથા એજન્ટોના જે ભારે ને ગેરવાજબી નફા તેમાં તો કશા પણ કાપ મૂકવા ખુશી નથી. વળી પ્રજાસેવકો વગર-પગારે મિલોના માલના પ્રચારકો ને આડતિયા જેવા બન્યા છે. તેઓએ તેને જાહેરાત આપી છે અને ભારે ખરચો વેઠી તેના હિતમાં પ્રદર્શનો ભર્યાં છે. અને આ બધા જાહેર અને સ્વદેશાભિમાની તથા સ્વદેશીના પ્રયત્નોનો નફો થોડાક મૂડીદારો ચૂપચાપ હડપ કરતા આવ્યા છે. મહાસભાને ગંભીરતાપૂર્વક આપેલાં વચનો તેમણે તોડયાં છે. જ્યારથી સ્વદેશી ને બૉયકૉટની ધૂન દેશને લાગી છે, ત્યારથી મિલવાળાએ હલકટ, દેશદ્રોહી અને આત્મઘાતક વર્તન જ રાખ્યું છે. બંગભંગની સ્વદેશી ચળવળ વખતે એમણે એવા તો ભાવ ચડાવી મૂક્યા કે તેથી અક્ષરશઃ તે ચળવળને એમણે તોડી જ પાડી. ૧૯૨૧થી તેમણે જાડું કાપડ કાઢવાં માંડ્યું છે. એટલે કે, તેમને જ મદદ કરનારી જે ખાદીની ચળવળ તેની સામે સીધી સ્પર્ધા ખેલ્યા છે. કેમ કે, જે લોક ખાદી ન લેતા તે હમેશ સ્વદેશી ખરીદ્યાનું બહાનું દઈ સંતોષ ધરતા. ૧૯૩૨થી તો રાષ્ટ્રહિતને ખુલ્લંખુલ્લા દ્રોહ દેવામાં આવ્યો છે. સારા દહાડામાં મહાસભા જોડે કરેલા કરાર મિલ-એજંટોએ કેવી તુમાખીથી ફગાવી દીધા તે જાહેર સેવકો જાણે છે. અને એવા બીજા અનેક રસ્તાએ એમણે બતાવ્યું છે કે, તેમને સંકુચિત, ટૂંકી દૃષ્ટિવાળી સ્વાર્થનીતિ જ પસંદ પડે છે, નહિ કે રાષ્ટ્રનું હિત કે જે. જો તેમને સમજાવું

અને કશા થોભ વગરના લોભની આગળ લોકહિતની દુઃખદ અવગણના કરનારા જણાશે.

આવી આપણી અસહાય દશા છે: કે આપણે કરારો પણ પળાવી શકતા નથી, મજૂરને કે ઘરાકને રક્ષણ આપી શકતા નથી; ટૂંકમાં આપણી જ મહેનતમજૂરીના લાભ આપણે ઉડાવી શકતા નથી. તેવી દશા આગળ મોટા યંત્રોદ્યોગની પેદાશને ઉત્તેજવાની ને મદદ કરવાની વાતો વ્યર્થ છે. આપણાથી બનતી બધી નિષ્ઠા ને દેશભક્તિ ખરચીને એ આપણે કરવા મથ્યા છીએ. મોટા ઉદ્યોગોને આપણે પરદેશની હરીફાઈથી બચાવ્યા છે, પરદેશી સરકારથી બચાવ્યા છે, ક્રાંતિવાદી સમાજવાદ ને સામ્યવાદથી બચાવવા મથ્યા છીએ; આમ છતાં બદલામાં આપણને નરી કૃતઘ્નતા ને દ્રોહ વિના બીજું મળ્યું નથી. ઉદ્યોગપતિઓની આવી કથા છે તો વેપારીઓની તેથી સારી નથી. જથાબંધ કે છૂટક વેચનારા વેપારીઓ પરદેશી માલને સાચો સ્વદેશી કહી આપણી તરફ ધકેલતા જ ગયા છે.

આ જાણ્યા પછી, વિજ્ઞાન અને અર્વાચીનતાને નામે જે આપણને યંત્રોદ્યોગનો માલ આગળ કરવા અને સંરક્ષવા કહે તે, ખરેખર, આપણને આર્થિક અને રાજદ્વારી આપઘાત કરવા જ કહે છે એમ થાય. આવું કહેનારા મિત્રો માટે વધારે વાજબી ને ફળદાયક રસ્તો એ છે કે, પ્રથમ તેઓ સત્તા કબજે કરે કે જેથી, આમજનતા, ખેડૂતમજૂર અને ઘરાકને સંરક્ષણ આપવા સારુ જરૂરી પીઠબળ તેમને મળી રહે. તેઓ રાષ્ટ્રહિતમાં, એટલે કે આપણા અસહાય ભૂખ્યા દેશબંધુઓની આમ જનતાના હિતમાં, વચ્ચે આવતા લોકને શિક્ષા કરવાની ને જરૂર પડે તો ત્યાંથી વેગળા કરી શકવાની શક્તિનું સંગઠન કરે. આ શક્તિ તેઓ પ્રથમ મેળવે અને પછી યંત્રોદ્યોગની હિમાયત કરે. નહિ તો, ગાંધીજી એમની અનેક ધૂનોને કારણે ગણાય છે તેના કરતાં તેઓ વધારે મોટા ને

વધારે હાનિકારક સિદ્ધાંતવાદીઓ તથા વિજ્ઞાનને નામે વધારે ઝનૂની ને સિદ્ધાંતઘેલા ગણાશે. ગાંધીજી, કાંઈ નહિ તો, મૂડીદારના હિતથી ભિન્ન એવું આમજનતાનું હિત તો સંભાળે છે. તેમણે મૂડીદારોનો તેમાં સહકાર માગ્યો, પણ તેઓએ તો તેને કે તેમને એઉને દૂર રાખ્યા. જનતાની સેવાના સમાન હેતુમાં ગાંધીજીને સાથ દેવાનું, તેમના લોભ અને સ્વાર્થથી અંધ બની, તેમણે ના પાડ્યું. જેમનો લાભ લઈ તે તેમની વર્તમાન ઉચ્ચ દશાએ ચડ્યા તેમને જ તેમણે ઠોકરાવ્યા. આમાં માનપાત્ર અપવાદો છે તે મને ખબર છે; પરંતુ તે જૂજ ને વિરલ છે. એ પણ હું કબૂલ કરવા તૈયાર છું કે, કામ દે એવી પૂરતી સત્તા ન હોય તો આવું તો બીજે બધે પણ બને. પરંતુ આ બધા પરથી એટલું સાબિત થઈ રહે છે કે, ગરીબ અને મધ્યમ વર્ગોએ પોતાના જ ચૂસણ અને પારતંત્ર્યની કુહાડીના હાથા બનવામાં ફાયદો નથી. જેઓ ગરીબ છે તેમણે ધનવાનના ધનમાં વધારો કરતા જવાની જરૂર નથી. અને મોટર પર મોટર ઉમેરતા જવા ને બંગલા પર બંગલા બંધાવતા જવામાં ફાયદો નથી. એમ ન કહેવાવું જોઈએ કે, જેમની પાસે હતું તેમને ત્યાં વળી વધ્યું, ને જેમને ત્યાં થોડુંક કાંઈક હતું તેમનું તેય ખાલી થયું. આપણે તો સંપન્ન મૂડીદારની રમતમાં સહકાર દીધા વગર સ્વદેશીને અપનાવીએ, કેમ કે સ્વદેશીએ રાષ્ટ્રના પ્રાણ થવાનું છે.

એટલે, જ્યાં સુધી સત્તા હાથમાં ન આવે તથા સંપત્તિનાં ઉત્પત્તિ, વિનિમય, વહેંચણી અને ઉપાડ બધું જ એક જ યોગ્ય અને નૈતિક હેતુ—વધુમાં વધુ સંખ્યાનું મોટામાં મોટું શુભ સાધવું તે—ને સારવા ન યોજી શકાય, ત્યાં સુધી બધા વિચારવંત ને જાગ્રત દેશભક્તોએ, જનતાના સાચા હિતની દરકાર કરી, ગૃહોદ્યોગોની સાચી અને શુભ હિલચાલને મદદ કરવી જોઈએ.

એપ્રિલ, ૧૯૩૫

## ૧૬. રાજકારણ અને અધ્યાત્મ

આપણા દેશમાં દેશસેવા કે જાહેરસેવા કરવી એ અપવાદરૂપ છે, સાધારણ રિવાજરૂપ નથી બન્યું. પોતાના કુટુંબ માટે, જ્ઞાતિ માટે કે ધર્મ માટે ત્યાગ કરવા લોકો ટેવાયા છે. ત્યાગ જ્યારે રૂઢ થઈ જાય છે ત્યારે ત્યાગ તરીકેનું તેનું મહત્ત્વ જતું રહે છે: દરેક પાસેથી એની અપેક્ષા રખાય છે, અને જેઓ તેની ના પાડે છે તેઓ અસામાજિક કે અલ્પ કોટિના (subnormal) ગણાય છે. સમાજમાં રહેવા ખાતર માણસ હમેશ વ્યક્તિગત અગવડો ઉઠાવતો જ રહે છે. પણ એની અગવડોને કોઈ ત્યાગ નથી કહેતું, કારણ કે તે હમેશની રૂઢ વસ્તુ બની છે. હિંદમાં કુટુંબની, જ્ઞાતિની કે ધર્મની સેવા કરવાનો રિવાજ પડ્યો છે, તેમ રાષ્ટ્રસેવાનો નથી પડ્યો.

સેવાના બીજા પ્રકારો કરતાં રાષ્ટ્રસેવામાં કોઈ વિશેષ અગવડો કે મુસીબતો હોય છે એમ નથી. પણ એ જાતની સેવા કરવા કોઈ તૈયાર નથી થતું, તેથી તે કરનારા લોકોમાં ઉચ્ચ કોટિના ગણાય છે. તેઓ સાધારણ રૂઢિગત નહિ, પણ અસાધારણ અગવડો

ઉઠાવે છે. હિંદુસ્તાન એક જ જાતની ઉચ્ચતાને ઓળખે છે : ઉચ્ચ માણસ આધ્યાત્મિક હોવો જોઈએ. અને જૂના જમાનામાં આધ્યાત્મિકતાનો ગમે તે અર્થ હશે, પણ આજે અધ્યાત્મ એટલે દેહદમન અને વૈરાગ્ય એમ મનાય છે. એટલે, દરેક દેશસેવક આ ધોરણ અનુસરવું રહ્યું.

પશ્ચિમના દેશમાં રાષ્ટ્રસેવકો સર્વસાધારણ જીવન ગાળે છે. તે ભારે ત્યાગ કરે છે અને પ્રસંગ આવ્યે દેશ માટે પ્રાણ પણ પાથરે છે; પણ તે બધા છતાં, કોઈ તેનામાં આધ્યાત્મિકતા આરોપતું નથી, કે નથી કોઈ અપેક્ષા રાખતું કે તે જતિવૈરાગી થાય. ખાનપાન, પહેરવેશ વગેરે પાર્થિવ હાજતોની બાબતમાં તે સૌસમાન સાધારણ જીવન ગાળે છે. હિંદમાં, રાષ્ટ્રસેવક પૈસા અને સુખસગવડોનો ત્યાગ કરે એટલું પૂરતું નથી મનાતું. તેણે બધાં શારીરિક સુખોનોય ત્યાગ કરવો જોઈએ. અને હિંદુસ્તાનમાં —ખાસ કરીને હિંદુઓમાં—કઈ વસ્તુ શારીરિક સુખમાં નથી ખપતી ? લોકાપવાદ વહોર્યા વગર કોઈ સેવક સિનેમા જોવા ન જઈ શકે. તે ભૂખ્યો હોય તોય તેનાથી હોટેલમાં ન જવાય. તે ચા, કૉફી કે બીડી ન પીએ. તે મુસલમાન હોય તો દાઢી ન કરી શકે. કોક લાગણીવશ દિલને દૂભવ્યા વિના કોઈ હિંદુ સેવક ઈંડાં, માંસ કે માછલી ન ખાઈ શકે. પોતાની મિલકતનો ઉપભોગ ન કરાય. જો તે તેણે સેવામાં પડતા પહેલાં સ્વપ્રયત્ને મેળવેલી હોય, અગર તેને તે વારસામાં મળી હોય, તો લોકસંમત નિયમાનુસાર તેણે તેનો સંપૂર્ણ ત્યાગ કરવો જોઈએ. સેવિકા હોય તો ઘરેણાં-માત્રનો તેને નિષેધ છે. જૂની ઢબે જ તેણે સેંથો પાડવો જોઈએ, ને જો વાળને તે સદંતર રજા જ આપી શકે તો તો વળી, નવીન રાષ્ટ્રસેવાનીતિના કાનૂન પ્રમાણે, એ વસ્તુ આદર્શ ગણાય. ટૂંકમાં, દેશસેવકે પૂરેપૂરા વૈરાગીબાવા બનવું જોઈએ, કારણ કે એવા જ

ઉછાંછળથી પતતું હોય તો તો બહુ સરતામાં છૂટ્યું ગણાય. પરંતુ, વધારે ખરાબ તો એ થાય છે કે, બધા જ કાર્યકર્તાઓ આવા દંભી હશે એમ જનતા વહેમાય છે, અને પછી રાષ્ટ્રસેવકમાંથી જ એનાં વિશ્વાસ અને શ્રદ્ધા ઊડી જાય છે. રાષ્ટ્રીય કાર્યકર્તાઓ સામે સંભળાતી ફરિયાદો મોટે ભાગે આ જાતની જ હોય છે.

એક બીજી વાતઃ એમ મનાય છે કે, મહાસભાના દરેક કાર્યકર્તાએ ગાંધીજીનું ગુરુપદ સ્વીકાર્યું છે—માત્ર રાજકીય જ નહિ પણ આધ્યાત્મિક પણ. તમે કહો કે, હું ગાંધીજીનું રાજકારણ જ માત્ર સ્વીકારું છું, તોય લોકો તે સાચું જ નહિ માને ! તેમનો આખો જ નીતિ-પ્રયોગ તમે અનુસરો છો એમ જ તેઓ ધારી લે છે. ગાંધીજી પોતાને સત્યના પ્રયોગી, કોઈ પણ પ્રકારની સંપૂર્ણતા-વાળા નહિ એમ ગણે છે. પણ સામાન્ય લોકો તેમ જ તેમના કેટલાક પ્રશંસકો તેમની વતી એવી સંપૂર્ણતાનો દાવો કરે છે. રાજકારણમાં અહિંસા પાળવાનું તમે સ્વીકાર્યું હોય તો એટલે જ ન અટકતાં તમે આખી માનવજાત પર પ્રેમ કરો એવી અપેક્ષા રાખવામાં આવે છે,—પછી ભલે, એટલી ઉચ્ચ કક્ષાએ જવાને માટે, તમારી યોગ્યતા અને વિકાસશક્તિ અનુકૂલ હો યા ન હો. નહિ કે તમારા સ્વધર્મનું, પણ ગાંધીજીના સ્વધર્મનું,—બલ્કે લોકો તેની જે હાસ્યાસ્પદ કલ્પના કરે તેનું—તમે પાલન કરો એમ અપેક્ષા રખાય છે.

આજની પ્રજાઓને સત્યાગ્રહી કે શસ્ત્રધારી ગમે તેવા લડનારાઓની એક નોખી નાત કે વર્ગ પોષવાં પાલવે તેમ નથી. ઊંચનીચ, ગરીબતવંગર બધાએ જ રાષ્ટ્રકાર્ય કરવું જોઈએ. તેથી નાગરિકની ફરજો બધાએ જ અદા કરવી જોઈએ. જો તેઓ આમ કરે એમ ઇચ્છતા હોઈએ તો તેમના ઉપર અસાધારણ આચારાદર્શ ન લાદવો જોઈએ. સામાન્ય સુજનતાના આચારથી કટ્ટરમાં કટ્ટર

કસોટીવાળાએ પણ સંતોષ માનવો જોઈએ. રાજકીય જીવન અને આધ્યાત્મિક જીવન વચ્ચે ગોટાળો ન કરવો જોઈએ. ખરું જોતાં, રાજકારણને કોઈ કાળે પણ આધ્યાત્મિક બનાવી શકાય નહિ. રાજકારણનો મૂળ સંબંધ સમૂહપ્રવૃત્તિ સાથે, એટલે બાહ્ય વર્તન સાથે હોય છે. એમાં આંતરહેતુ અને વ્યક્તિગત વર્તન તથા વિવેકશક્તિ ઘણાં મૂલ્યવાન છે, પરંતુ આધ્યાત્મિક જીવનમાં તેમની જે આગળપડતી કિંમત છે તેવી એમાં નથી. અધ્યાત્મજીવન એ કાંઈ ઉપરનું ખોખું કે બાહ્યોપચાર નથી તેનો મુખ્ય સંબંધ વ્યક્તિના આંતરજીવન, એટલે કે, એની દૃષ્ટિ અને હેતુના જીવન સાથે છે. એટલે એમાં વ્યક્તિ એ મહત્ત્વની વસ્તુ છે, સમૂહ ગૌણ છે: આચારના બહિરંગ કરતાં તેનાં આંતર પ્રભવસ્થાનો વધુ મહત્ત્વનાં છે. અધ્યાત્મમાં પાપી આંખ એ મુદ્દો છે, પછી ભલે એનો બહિરાવિષ્કાર ન હોય. જો રાજકારણ, કાયદો, ને સામાજિક આચાર ઉદ્દેશ કે પ્રવર્તક હેતુને પોતાનો પ્રથમ વિષય કરે, તો જાહેર જીવન શુદ્ધ અને ઉન્નત બનવાને બદલે ગૂંચવાડામાં પડી જાય.

આધ્યાત્મિક જીવનનો જો કાંઈ કે અર્થ હોય તો તે આત્મ-સાક્ષાત્કાર છે. અને આ વસ્તુ આખા રાષ્ટ્ર કે સમાજનો આદર્શ ભાગ્યે જ બની શકે. આવી અનુભૂતિ કે સાક્ષાત્કાર માટે અનેકવિધ યમનિયમોની આવશ્યકતા હોય છે. કેટલીક વખત તે એટલા જટિલ અને 'પરસ્પરવિરોધી હોય છે કે સમૂહ જો તેમાં માથું મારે તો એ ભ્રમણામાં પડીને ગૂંચવાઈ જ જાય. અધ્યાત્મનું મૂક્ષક્ષેત્ર મુખ્યત્વે મનુષ્યહૃદયનું આંતરજીવન છે, જ્યારે રાજકારણનો મૂળ સંબંધ સમૂહ, અને તેથી ફલતઃ તેના સામાજિક બાહ્ય જીવન સાથે છે.

આમ હોવાથી, જ્યારે રાજકારણને આધ્યાત્મિક બનાવવાનું કહેવામાં આવે છે ત્યારે તેને નૈતિક બનાવવું જોઈએ એટલો જ

કદાચ તે કહેનારાઓનો ભાવ હોય છે. તેમાં ભાષાની સંદિગ્ધતા છે. કેમ કે તાત્ત્વિક દૃષ્ટિ આ બેમાં ભેદ જુએ છે. નીતિધર્મ એ આધ્યાત્મિકતાનો મોટો ભાગ છે, પણ એમાં જ આખી આધ્યાત્મિકતા નથી. જો બોલવા લખવામાં આ ભેદ લક્ષમાં રાખવામાં આવે તો ઘણી ગેરસમજ દૂર થાય, રાજકારણમાંથી કેટલોક દંભ ઓછો થાય, અને બીજા દેશોની જેમ આપણે ત્યાંય સાધારણ માણસોની નાનકડી સેવાઓ મળતી થઈને આપણા રાષ્ટ્રીય જીવનને લાભ થાય. આ લોકો આજના અતિઉચ્ચ આદર્શો—કે જે કદી સિદ્ધ થતા નથી—તેનાથી ભડકી જાય છે; અને જે કેટલાક આ આદર્શોને પહોંચવાની ઉમેદ રાખે છે તેઓ મહાત્મા નહિ પણ ભીલટા ઉપહાસપાત્ર થાય છે.

ડિસેમ્બર, ૧૯૩૫

## ૧૭ મહાસભા અને કોમી સંસ્થાઓ

[ આ વરસે મુસ્લિમ લીગ વિષે પ્રાસંગિક જાહેર ચર્ચા થઈ હ
તેમાં શ્રી. કૃપાલાનીએ મહાસભાના મહામંત્રી તરીકે કેટલાંક નિવે
બહાર પાડેલાં. તેમાં તેમણે મહાસભા અને કોમી સંસ્થાઓ વચ્ચેના સં
વિષે મનનીય સ્પષ્ટતા કરેલી છે. એમાંથી આ લેખ આપેલો છે.

—સંપાદક

**મ**હાસભા કોઈ પણ લઘુ કે ગુરુ કોમની સંસ્થા નથી. તે
એક રાષ્ટ્રીય સંસ્થા છે. તે શુદ્ધ રાજકીય અને આર્થિક સંસ્
છે. હિંદુ, મુસ્લિમ, પારસી, ખ્રિસ્તી ને બીજી કોમી સંસ્થાઓમ
તે.તે કોમના જ માણસો જોડાઈ શકે છે. મહાસભાનું તેવું નથી
કોઈ પણ જાત, કોમ કે ધર્મના માણસ માટે તેનાં દ્વાર ખુલ્લાં છે
આ યુગના કેટલાક મહાન હિંદુઓ, મુસલમાનો, પારસીઓ અ
ખ્રિસ્તીઓ એના ધ્યેયને સ્વીકારતા આવ્યા છે, તથા એના સભ્ય અ
માનવંતા કાર્યવાહકો થયેલા છે. પણ, હિંદુ મહાસભામાં કદી કો
અ-હિંદુ સભ્ય થયો કે થઈ શકે છે? મુસ્લિમ લીગમાં કોઈ અ-મુસ્લિ
સભ્ય થયો કે થઈ શકે છે? આવા પ્રકારની કોમી સંસ્થાઓ
બીજી કોમના માણસના જે કાંઈ રાજકીય વિચારો હોય તેમ

ધોરણે તેને લેવામાં આવશે ? દરેક કોમના માણસોના રાજકીય વિચારો અનેકવિધ ને ભિન્ન ભિન્ન હોય છે, પરંતુ તે તે કોમી સંસ્થાઓના સભ્ય થવાનું અમુક રાજકીય વિચારો ધરાવતા બધા જ લોકને ખુલ્લું નથી હોતું, પણ તેમને જ માટે ખુલ્લું હોય છે કે જે જન્મથી તે કોમના છે કે તેમાં ધર્માંતર કરીને આવે છે. કૉન્ગ્રેસનું આ પ્રમાણે નથી. તે શુદ્ધ રાજકીય અને રાષ્ટ્રીય સંસ્થા છે. અમુક નિશ્ચિત રાજકીય ને આર્થિક ધ્યેય માનનારા બધી કોમના લોક તેના સભ્યો છે. અમુક કોમમાં વિશેષ રાજકીય જાગૃતિ હોવાને કારણે તે કોમમાંથી કૉન્ગ્રેસને વધારે સંખ્યામાં સભ્યો મળ્યા હોય. પણ તેથી કરીને તે કોમની સામે એ કદી ફરિયાદની વસ્તુ ન બની શકે. તથા, અમુક રાજકીય-ને રાષ્ટ્રીય ધ્યેયવાળી રાષ્ટ્રીય સંસ્થા, કે જે બધી કોમોને માટે પોતાનાં દ્વાર ખુલ્લાં રાખે છે, તેમાં અમુક કોઈ કોમના માણસ વધારે પ્રમાણમાં સભ્ય બન્યા હોય, તેટલા માત્રથી તે સંસ્થા કોમી નથી થતી. સંસ્થાનો સાચો આત્મા તેના હેતુમાં, આદર્શમાં અને એના ધ્યેયમાં રહે છે, નહિ કે સતત ફરતા રહેતા તેના સભ્યોના પ્રકારમાં. અમુક કોમના માણસો બીજી કોમના કરતાં રાજકીય અને રાષ્ટ્રીય બાબતોમાં વધારે રસ ધરાવે છે તેમાં તે કોમનો ઓછો જ વાંક કાઢી શકાય ! જેમ કે, અમુક હિંદુ કે મુસલમાન વર્ગોના માણસો બિનવેપારી વર્ગોના માણસોથી સારા વેપારી હોય તેમાં તે વર્ગોનો દોષ નથી. વેપારી મંડળોમાં આ વર્ગોના માણસો વધુ પ્રમાણમાં હોય તો તેથી એ મંડળો કોમી થઈ ગયાં એમ નહિ કહી શકાય. તે વેપારી મંડળો,તેમના હેતુ ને ધ્યેયને લઈને, વેપારી મંડળ જ લેખાશે, —ભલે ને તેમના સભ્યોનો પ્રકાર પાછી ઉપર કહ્યું તેમ હોય.

હિંદુઓની પ્રમાણમાં વધારે રાજકીય જાગૃતિને લીધે, ભૂતકાળમાં તેમને જગતની પાર્થિવ સત્તાની બાબતમાં ભારે નુકસાન સહન

કરવાં પડયાં છે. અનેક રાષ્ટ્રીય હિલચાલોમાં, હિંદની અન્ય કોમો કરતાં હિંદુઓએ વધારે હાડમારી ને આર્થિક ખોટ ભોગવી છે. રાષ્ટ્રહિતમાં તેમણે પોતાને ભાગે પડે તેના કરતાં વધારે જાન અને માલનો ભોગ આપેલો છે. તેમનું સહન અને બલિદાન વિશેષ હોતું આવ્યું છે. એટલે, સ્વાભાવિક રીતે આવા બલિદાનથી તેમનું નૈતિક બળ વધે જ. શુભ હેતુ માટે સહન કરનાર ને બલિદાન આપનાર બધા જ લોકને આવા નૈતિક બળનું માન હકસર મળે જ છે. ખિલાફત ચળવળના જમાનામાં અલી-ભાઈઓ પોતાના શ્રોતાવર્ગને હંમેશ યાદ કરાવતા કે, હિંદુ અને મુસલમાનો વચ્ચે સ્પર્ધા હોય તો તે એક જ વાતની છે, અને તે વાત એટલે રાષ્ટ્રની સેવા અને બલિદાન છે. કેટલીક હિંદુ વ્યક્તિઓની સેવા ને બલિદાનને લઈને (કેમ કે, હિંદુઓમાં પણ ઘણા માખણિયા ને ખુશામતિયા હોય છે) કૉન્ગ્રેસ હિંદુ સંસ્થા થઈ નથી જતી. અને એની સાબિતી એ બીનામાંથી સારી રીતે મળી રહે છે કે, હિંદુ કે સનાતન સભા જેવી સંસ્થાઓ કૉન્ગ્રેસને હિંદુ હિતોના પ્રતિનિધિ તરીકે સ્વીકારવા ના પાડે છે. આ સંસ્થાઓ હંમેશ જાહેર કરે છે કે, મહાસભા મુસલમાનોથી ડરે છે અને એમનો પક્ષપાત કરે છે. મહાસભા હિંદુવિરોધી મંડળ છે એમ કહી એની પ્રવૃત્તિ સામે સાવચેતી આપવામાં આવે છે. બીજી બાજુથી મુસ્લિમ સંસ્થાઓ હંમેશ મહાસભાને હિંદુ છે એમ કહી એની અસરથી સંભાળવા મુસલમાનોને ચેતવણી આપે છે. અને આ બેઉ કથનો તો સત્ય ન જ હોઈ શકે....

ભૂતકાળમાં કોમી ઐક્યની વાતો તૂટી પડવાનું કંઈક અંશે કારણ એ હતું કે, હિંદુઓએ મહાસભાનું તેમના હિતનું પ્રતિનિધિત્વ નાકબૂલ રાખ્યું, અને એક અલગ કોમ તરીકે પણ તેમણે મહાસભાનું નેતૃત્વ સ્વીકારવા ના પાડી. મહાસભા હિન્દુઓમાં ભારે આદર અને લાગવગનું સ્થાન ભોગવે છે એ સાચું. પરંતુ સંકુચિત

કોમી હિતોવાળી કોમી સંસ્થાઓ ભોગવે છે તેવું સ્થાન તે નથી. આથી કરીને, બધા ધર્મો, સંસ્કૃતિઓ અને ભાષાઓને સામાન્ય સર્વસાધારણ ને પૂરતી સલામતીની ખાતરી આપવાથી વધુ કાંઈ તે ન કરી શકે. અને આ તેણે તેના કરાંચીના પ્રખ્યાત ઠરાવમાં કર્યું છે. એથી ઉપરાંત કાંઈ માગવું હોય તો તે બહુમતી કોમ પાસેથી જ માગવું જોઈએ. જો હિંદુ કોમની સંસ્થાઓ મુસ્લિમ અને બીજી લઘુ કોમોને તેમની સાચી કે કાલ્પનિક ભીતિઓ દૂર કરે એવું કાંઈ આપવાનું માને તો કૉન્ગ્રેસ તેથી ખુશી થશે.

## ૧. સ્નાતકોને સંદેશો*

લોકોએ મને ઘણી વાર કહ્યું છે કે, આપણે રાષ્ટ્રીય કેળવણીની પાછળ મોટી રકમો ખર્ચી છે અને હજી ખર્ચી રહ્યા છીએ. લોકો કહે છે કે જે પૈસા ખર્ચ્યા છે તેની સરખામણીમાં ફળ જોઈએ એવું સંતોષકારક મળ્યું નથી. હું સ્વભાવથી કંજૂસ છું; આમ છતાં જ્યારે જ્યારે મેં આ બાબતમાં જમા-ઉધાર તપાસ્યાં છે ત્યારે મને લાગ્યું છે કે, ગૂજરાતે જે કંઈ થોડા પૈસા વિદ્યાપીઠ પાછળ ખર્ચ્યા છે તેના હજાર ગણા તો શું પણ સો ગણા લાભ તેને મળી ગયા છે. વિદ્યાપીઠમાં રોકેલાં નાણાંથી ગૂજરાતને લાભ જ થયો છે. મને કાંઈ નહિ તોયે હિંદુસ્તાનની ચાર વિદ્યાપીઠોનો તો અનુભવ છે. એકમાં હું વિદ્યાર્થી હતો અને બીજી ત્રણમાં હું અધ્યાપક હતો. હું ખાતરી-પૂર્વક કહી શકું છું કે, આપણી સંસ્કૃતિના સંસ્કારોને લીધે આટલા અલ્પ સમયમાં અને આપણને મળેલાં થોડાં નાણાંથી

* તા. ૨૬-૧-'૨૮ ના રોજ ભરાયેલા દ્વિતીય સ્નાતકસંમેલનના પ્રમુખપદેથી આપેલા ભાષણનો સારરૂપ અનુવાદ.

આપણે જે પરિણામો બતાવી શકયા છીએ તેની સરખામણીમાં બીજી જૂની ગરેડની વિદ્યાપીઠોનાં પરિણામો હલકાં પડે છે. હું જે વાત કરી રહેલો છું એનાં પ્રમાણ તો આ સ્નાતકસંમેલનમાં જ હાજર છે. જ્યાં જ્યાં મારી નજર પડે છે ત્યાં એમાંથી એક તો, ગમે તે રાષ્ટ્રીય સંસ્થામાં કામ કરતો જ નજરે પડે છે. વળી હું એ પણ જાણું છું કે, જ્યાં જ્યાં આપણા સ્નાતકો કામ કરી રહ્યા છે ત્યાં ત્યાં તેમનું પદ માનભર્યું અને જવાબદારીવાળું જ છે.

શ્રીમાન કુલનાયકે આપણને હમણાં જ કહ્યું છે કે આપણે રાષ્ટ્રીય કેળવણીની બાબતમાં હજી અંધકારમાં જ ગોથાં ખાઈએ છીએ, હજી આપણને પ્રકાશ મળ્યો નથી. નાનાભાઈની વાતને હું સંપૂર્ણ રીતે મળતો થાઉં છું, પણ હું એટલું ઉમેરવા માગું છું કે આપણે પ્રકાશ-કદી જોઈશું જ નહિ, અથવા તો આપણે કદી ખરા અંધકારમાં હતા જ નહિ. હું તો માનું છું કે તિમિર-સાગર વલોવ્યા પછી જ પ્રકાશ મળી શકે છે. મારું કહેવું જરા હું સ્પષ્ટ કરું. જ્યારે માણસમાં થોડા ગુણો હોય છે ત્યારે તેને સ્વાભાવિક રીતે જ લાગે છે કે તે પાપી છે. જેમ જેમ તેના ગુણો વધતા જાય છે, તેમ તેમ તેની પાપને વિષેની સચેતતા પણ વધતી જતી માલૂમ પડે છે. આથી જેમ સાધુની સંતતા વિશેષ તેમ તેની પાપ અને ઊણપો વિષેની સચેતતા પણ વિશેષ. એમ જો ન હોત તો મોટા મોટા સાધુઓને પોતાને વિષે 'પાપી' શબ્દ વાપરતા આપણે ન જોત. શું તેઓ નકામો વિનય કરે છે કે પછી પાખંડી છે! એમ તો નથી જ. ખરી વાત તો એ છે, કે, સંતતાની જ્યોત તેમનો માર્ગ ઉજ્જ્વલ કરી રહી હોય છે એટલે બાકી રહેલો માર્ગ તેમને વધુ ને વધું લાંબો લાગતો જાય છે. સામાન્ય પ્રાકૃત જનતી સાથે સરખાવતાં તેઓ ઘણા ઊંચા હોય છે, પણ તેઓ જાણે છે કે સંપૂર્ણ થવાના તેમના ધ્યેયથી તેઓ ઘણું જ દૂર છે.

હિમાલય પર ચડતો માણસ એક પછી એક શિખર વટાવતો જાય છે, તેમ તેમ તેને લાગે છે કે પહેલાં જેને તે ઊંચામાં ઊંચું શિખર માનતો હતો તે તો બીજાં શિખરની તળેટી જ છે. જેટલાં શિખરો એ ચડે છે તે તો નવું શિખર ચડવાના પ્રયત્નની શરૂઆત-સ્વરૂપ જ ગણાય. આથી આપણે હજી અંધકારમાં જ ગોથાં ખાતા હોઈએ તો એથી ગભરાવાની કાંઈ જરૂર નથી. કદાચ આપણો અંધકાર એ મેલા સાધુના જેવો પણ હોય. કદાચ એ અંધકાર કેટલાંક શિખરો વટાવી ગયેલા હિમાલયપ્રવાસીનું ત્રીજું શિખર પણ હોય. જેમણે સર્વોચ્ચ શિખરે પહોંચવાનો સંકલ્પ કર્યો છે તેમને હજાર વાર ધન્યવાદ હો. પ્રગતિ કદાચ બહુ જ ધીમી હશે, કદાચ રસ્તો ભૂલી જવાશે, પણ અંધકાર અને નિષ્ફળતા છતાં જો પ્રયત્ન જારી રહેશે તો કોઈ દિવસ આપણે આ પૃથ્વીનાં ઘન દળોની ક્યાંયે ઉપર વિરાજતાં તુષારમંડિત શિખરોને ઉજ્જ્વલ કરતા સૂર્યરાજનાં તેજ ઝીલી શકીશું. પણ ધારો કે આપણે ટોચે ન જ પહોંચ્યા અને માર્ગમાં જ ખપી ગયા; તો એ નિષ્ફળતા પણ બીજી સફળતા કરતાં વધુ ગૌરવપ્રદ છે; એમાં અવનતિ નથી, હાનિ નથી. એ તો શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે તેમ,

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।

એટલે આપણે હજી અંધકારમાં જ ગોથાં ખાતા હોઈએ તો-યે મને કાંઈ ભય નથી. આપણે રાષ્ટ્રીય કેળવણી વિષે કાંઈ તો ફંફોસણી તો શરૂ કરી છે. એ પણ મને તો આપણી જાગૃતિનું જ ચિહ્ન લાગે છે.

મહાવિદ્યાલયનું શિક્ષણ તો જીવન શરૂ કરવા પહેલાંની તૈયારી ગણાય. તમારામાંના કેટલાક આજે તૈયારી પૂરી કરી જીવનમાં પ્રવેશ કરવાની અણી ઉપર છે, એટલે સ્વાભાવિક રીતે જ તમે મારી પાસે ઉપદેશનાં બે વાક્યોની આશા રાખો. પણ ઉપદેશ ?ના

હમેશાં કહું છું. નૈતિક ઉપદેશકનું પદ લેવાની મારામાં શક્તિ નથી. મને તેની જવાબદારીઓનું પૂરેપૂરું ભાન છે. હું એટલું બધું આત્મ-નિરીક્ષણ કરનારો છું કે મારું જીવન વિદ્યાર્થીઓ સમક્ષ ધરવા જેવું નથી એ જાણવાનું મારે બાકી નથી. વળી હું એ પણ જાણું છું કે ગુણ અને સ્વાર્પણની બાબતમાં તો મારા કેટલાક શિષ્યો મારા કરતા ચડિયાતા છે. આ બધાને હું અંતરમાં તો માનની અંજલિ અર્પી રહ્યો છું. ક્રમભાગ્યે હું એક સંસ્થાનો ચાલક હોવાથી એ પદને અંગે, સામાન્ય સંજોગોમાં હું કદી ન કરું એવું, એક કામ મારે કરવું પડે છે. આથી કૃપા કરીને તમે મારા જીવન તરફ જોશો નહિ, પણ મને તમે રસ્તો બતાવનારા થાંભલાનો હાથ ગણજો. ઘણા થાક્યાપાક્યા મુસાફરો એને જોઈને પોતાનો પ્રવાસ આગળ ધપાવે છે. એ હાથ તો એક ડગલું પણ આગળ ચાલી શકતો નથી. હું મારા જીવનને આદર્શ તરીકે ધરી શકતો નથી; પણ આજે આપણા સમૂહમાં બીજી ઘણીયે વ્યક્તિઓ એવાં જીવન ગાળી રહી છે કે જેના તરફ હું તમારું ધ્યાન દોરું છું.

તેમ છતાં મારે તમને એક બાબતમાં સાવચેત કરવાની જરૂર લાગે છે. તમે જે કોઈને અનુસરો, પછી તે વ્યક્તિ ગમે તેટલી મહાન હોય, તોપણ એટલું ધ્યાનમાં રાખજો કે તમારા ગુરુના આત્માને અનુસરવાનું છે, નહિ કે તેના બાહ્ય પ્રગટીકરણને. કહ્યું છે કેઃ—

"The word killeth but the spirit saveth."

કોઈનુંયે યંત્રવત્ અનુકરણ કરશો નહિ, બાહ્ય ક્રિયાઓને અનુસરશો નહિ. દરેક પોતપોતાના 'સ્વભાવ' અને 'સ્વધર્મ' અનુસાર વર્તે, પોતાના વૈયક્તિક વિકાસ મુજબ અનુસરે; કારણ કે—

શ્રેયાન્ સ્વધર્મો વિગુણઃ । અને પરધર્મો ભયાવહઃ ।

આ વસ્તુ સ્ફુટ કરવાને હું તમારી સમક્ષ દૃષ્ટાંત રજૂ કરું:

સ્વર્ગસ્થ ગોખલે અને લોકમાન્ય તિલક તેમના જમાનામાં મોટા દેશભક્ત હતા, એ વાતનો કોઈ પણ ઇન્કાર કરે એમ નથી. આમ છતાં આજે તેમના અનુયાયીઓ સહકાર અને પ્રતિસહકારની બૂમો પાડીને તેમનું અનુકરણ કરી રહ્યા છે. આ અનુયાયીઓ તેમના ગુરુના અંતરને—તત્ત્વને અનુસરતા નથી. તેમણે તો તે તત્ત્વને અનુસરીને સમય મુજબ ભાવ ગ્રહણ કરવાના છે. અને તેથી જ તેમને ગાંધી કહી શકે કે, "તે મહાન ગુરુઓનો ખરો અનુયાયી તો હું છું, તમે નથી. તેઓ શું ઇચ્છતા હતા અને આજની ફેરવાયેલી પરિસ્થિતિમાં તેમણે શું કર્યું હોત તે હું જાણું છું, તમે નહિ."

તમે ગમે તેને અનુસરો પણ એક વાત તમારે ધ્યાનમાં રાખવાની કે બાહ્ય કાર્યોનું અનુકરણ ન થાય. એથી તો ગુરુનું અપમાન જ થાય છે. યહૂદીઓએ તો ઇશુને એક જ વાર વધસ્તંભે જડયો; પણ ત્યાર પછી ઇશુના પોતાના અનુયાયીઓએ તેને કેટલીયે વાર જડયો છે. તેથી આપણે આપણું વર્તન એવું રાખવું જોઈએ કે જ્યારે આપણને ગુરુનો સાક્ષાત્કાર થાય, ત્યારે ગુરુને આપણને એવું કહેવાનો વખત ન આવે કે, અન્યાય કરનારાઓ, હું તમને પિછાનતો નથી.*

આપણે ગીતાનાં તત્ત્વાનુસાર વર્તવું જોઈએ. ગીતા આચારના ચોક્કસ નિયમો બાંધી આપતી નથી, પણ કહે છે કે માણસમાં આંતરિક શાંતિ અને સ્વાસ્થ્ય હોવાં જોઈએ. વળી માણસે જય–પરાજય બાબત ઉદાસીન રહેવું જોઈએ. અર્જુન સ્થિતપ્રજ્ઞના ગુણ જાણવા માટે શ્રીકૃષ્ણને પૂછે છે કે, આ સ્થિતપ્રજ્ઞ કેમ બોલે છે, કેમ ચાલે છે? ત્યારે જવાબમાં શ્રીકૃષ્ણ વાણીની કે ચાલવાની વાત ન કરતાં તેનું મન કેવું હોય છે તેની જ વાત કરે

* I know ye not, ye the workers of inequity.

છે. તે કહે છે કે મન ચિંતામુક્ત, સુખદુઃખ પ્રતિ ઉદાસીન, રાગવિહીન તથા ભય અને ક્રોધથી મુક્ત હોવું જોઈએ. તે વધારામાં કહે છેઃ

> अनाश्रितः कार्यफलं कार्यं कर्म करोति यः ।
> स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥

ખોરાકની બાબતમાં પણ ચોક્કસ પદાર્થો નથી ગણાવ્યા, પણ માનસિક રુચિઓ જ ગણાવી છે. યાદ રાખજો કે પરમાત્મા તો જુદા જુદા પ્રકારે કાર્યમાં લાભ આપે છે. હું આ વાત ઉપર ભાર મૂકું છું; કારણ કે તમે વિદ્યાપીઠમાંથી શિક્ષણ પૂરું કરીને બહાર પડયા છો. તમે ઉચ્ચ અને ઉદાર શિક્ષણ મેળવ્યું છે. ઉચ્ચ શિક્ષણ એ જ કહેવાય કે જેની સાથે ઐક્ય, ઉદારતા અને વિશાળ દૃષ્ટિ આવે. વિદ્યાપીઠમાં મળેલા શિક્ષણથી એકતાના પ્રસંગો શોધવાની અને વિરોધના પ્રસંગો ટાળવાની તમારામાં શક્તિ આવવી જોઈએ. તમે જો કર્મના આંતરિક મૂળને જુઓ અને એના બાહ્ય પ્રગટીકરણનો વિચાર સરખો પણ ન કરો, તો તમને અજબ ઐક્ય જણાશે. ધર્મમાં પણ એમ જ છે. બહારનાં પ્રકટીકરણ, માન્યતાઓ, મતો વગેરેને દૂર રાખો અને રહસ્યની એકતા નિહાળો. રોજના વ્યવહારમાં પણ તમે આવી જાતનું ઉદાર વાતાવરણ ફેલાવશો તો પછી સ્વર્ગ નરક, પાપાત્મા અને પુણ્યાત્મા, બદ્ધ અને મુક્ત એવા ભેદો પાડવાના રહેશે નહિ અને તમારાં જીવન અને કાર્યોમાં સર્વત્ર પ્રેમનું સામ્રાજ્ય જ પ્રવર્તતું રહેશે.

એક બીજી વાત હું તમારા ધ્યાન પર લાવવા માગું છું. હિંદુસ્તાનના ઇતિહાસના મારા અભ્યાસ અને મારા પોતાના અનુભવ ઉપરથી હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે, હિન્દી વ્યક્તિ તરીકે બીજા કોઈ પણ દેશના માણસ કરતાં ગુણોમાં

ઊતરતો નથી. આપણામાં સંઘ અને સમાજના ગુણોની જરૂખામી છે; હિન્દના ઇતિહાસમાં મહાન વ્યક્તિઓ અપવાદરૂપ નથી. આપણો ઇતિહાસ એ તો પ્રભાવી અને પ્રતિભા-શાળી વ્યક્તિઓનો જ ઇતિહાસ છે. પણ જ્યારે આપણું તે વ્યક્તિત્વ સામાજિક સ્વરૂપ પકડે છે ત્યારે પાછું પડે છે.

એક શીખ કે એક ગુરખો એક અંગ્રેજ કે એક જર્મન કે ફ્રેંચ સામે ટક્કર ઝીલવાને શક્તિવાન હોય છે. પણ શીખ ગુરખા કે પઠાણોનો સમૂહ અંગ્રેજ, જર્મન કે ફ્રેંચ સમૂહ સામે ટકી શકતો નથી. હિન્દીઓ સામાન્ય રીતે પોતાનાં શરીર અને ઘરને સાફ રાખે છે. વૈયક્તિક રીતે એમનામાં શરીરશાસ્ત્રના નિયમોનું પાલન બરાબર થાય છે; પણ તેમને ભેગા કરો અને અમદાવાદની એકાદ પોળમાં જોડાજોડ રહેવાનું કહો એટલે થઈ રહ્યું; પછાતમાં પછાત લોક કરતાં પણ તેઓ વધારે ગંદગી કરશે. આથી આપણે જો જગતની બીજી પ્રજાઓ સાથે સરસાઈ કરવી હોય અને સમાનતા ભોગવવી હોય તો આપણે સંઘમાં રહી સદાચરણનો સ્વભાવ કેળવવો પડશે. આપણામાં સંઘવૃત્તિ, સહકારવૃત્તિ અને વિરોધની બાબતો છોડી મળતાપણું ખોળવાની વૃત્તિ આવવી જોઈએ; પણ આજે તો આપણામાં એક સામાન્ય માન્યતા પણ સિદ્ધાંત થઈ પડે છે, અને તે કેમ જાણે એક મહાન ધ્યેય હોય તેમ તેને ઝનૂનથી વળગી રહીએ છીએ. જેમાં છૂટછાટ ન મૂકવાની હોય એવા સિદ્ધાંતોની સંખ્યા જેમ બને તેમ ઓછી રાખવી જોઈએ, અને ખાનગી તથા જાહેર જીવન વચ્ચે ઉપયુક્ત વિવેક પણ આપણે રાખવો જોઈએ. આપણે કોઈની સાથે ખાનગી જીવનમાં મતભેદ હોય તેથી જાહેરમાં પણ તે વ્યક્તિ સામે વિરોધ કરવો એ ન શોભે. આપણા ખાનગી મિત્રો આપણને જાહેર જીવનની ફરજોમાંથી ન ડગાવે તે પણ જોવું જોઈએ. તે મિત્રોને માટે આપણો સદાને માટે હાર્દિક પ્રેમ અને સત્કાર પણ હોય.

જાહેર જીવનમાં તો આપણે એક જ જાતની મૈત્રી અને એક જ જાતનું વિરોધીપણું સ્વીકારી શકીએ. જેઓ આપણા આદર્શો અને કાર્યોમાં સાથ દે તેઓ આપણા મિત્રો, અને જે વિરોધ કરે તે વિરોધીઓ. આ દેશના ઉત્કર્ષને માટે કામ કરી રહેલાં વિદુષી બેસન્ટનું નામ તો તમારાથી અજાણ્યું નથી. તેમણે પોતાના જીવનમાં જુદે જુદે વખતે આપણા અતિ માનનીય નેતાઓ સાથે વિરોધ કરીને તેમની ધૂળ ખંખેરી નાખી છે. પણ તે તે નેતાઓ સાથે પોતાના વિચારોનું સરખાપણું હોય ત્યારે પોતાનો આગલો વિરોધ ભૂલી જાય છે અને તેમની હરોળમાં ઊભાં રહે છે; એટલું જ નહિ પણ તેમની આગેવાની સ્વીકારે છે. તમારી સમક્ષ બાપુનો દાખલો મોજૂદ છે. મેં તમારી સમક્ષ શરૂઆતમાં જે પ્રેમ અને ઉદારતાની વાત કરી તે જો તમારામાં હશે તો સંઘપ્રવૃત્તિઓને સહાયક એવા સામાજિક ગુણો ફેલાવવા એ કાંઈ ભારે કામ નથી. પણ કદાચ એવું બને કે, સંઘપ્રવૃત્તિ અને સામાજિક સદાચાર ઉપર વધારે ભાર મૂકવા જતાં માણસનું ચારિત્ર્ય શિથિલ થઈ જાય. પશ્ચિમના રાજકીય જીવનમાં આપણે આવું જોઈએ છીએ. ત્યાં એક વ્યક્તિ તરીકે એટલે કે પોતાના ખાનગી જીવનમાં વચનભંગ કરતાં કે જૂઠું બોલતાં શરમાનાર માણસ રાજદ્વારી જીવનમાં તેમ કરતાં અચકાશે નહિ, અને તેનો અંતરાત્મા તેને ડંખશે પણ નહિ. આપણે ગાંધીજીને અનુસરીશું તો આવા સંદિગ્ધ અને દ્વિમુખી જીવનમાંથી બચી જઈશું. એમને તો નૈતિક નિયમોમાં અટલ શ્રદ્ધા છે. એ તો માને છે કે, વૈયક્તિક સદાચારનો ભોગ આપ્યે સામાજિક જીવનનું શ્રેય કદી પણ સાધી શકાતું નથી. સત્યના માર્ગમાંથી જરા પણ ચળ્યા સિવાય માણસ રાજકીય ક્ષેત્રમાં કેટલી અસર પાડી શકે છે તે એમણે બતાવી આપ્યું છે. સંઘપ્રવૃત્તિઓ હદ બહાર ન જાય એ માટે અહિંસા એક નિર્ભય પટો છે. આપણે જો એમને પગલે ચાલીશું તો આપણે આ લોક અને પરલોકમાં વફાદારી સાચવી.

એમ ગણાશે, એમ હું કંઈ પણ શંકા વગર કહું છું. આ જગતમાં પણ આપણે અસરકારક કાર્ય કરી શકીશું અને આપણો નંબર છેલ્લો નહિ આવે. જનક અને આપણા જૂના જ્ઞાની પુરુષો પોતાનું કાર્ય આ રીતે જ કરતા હતા.

બસ. હવે મારું કહેવાનું પૂરું થયું છે. તમોએ મને શાંતિથી સાંભળ્યો એ માટે તમારો આભાર માનું છું. તમારા આ સંમેલનના પ્રમુખસ્થાને મને નોતર્યો તે માટે પણ તમારો ઉપકાર માનું છું.

## ૨. તમારું કાર્ય

[ ગુજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ તેમ જ ગુજરાતની જનતામાંથી આચાર્યશ્રી કૃપાલાનીજીને આપવા માટે ખાદી-દક્ષિણા ઉઘરાવેલી તે દક્ષિણા પેટે રૂ. ૫૯૦૦) સંવત ૧૯૮૫ના પોષ સુદ ૧ ને શુક્રવાર તા. ૧૧-૧-'૨૯ના રોજ પૂજ્ય ગાંધીજીને હસ્તે આચાર્યશ્રીને સોંપેલા. તે રકમ સ્વીકારતી વખતે દક્ષિણા સમિતિનાં પ્રમુખની વિનંતી સ્વીકારીને વિદ્યાપીઠના સ્નાતકો અને વિદ્યાર્થીઓને તેમના જીવનમાં માર્ગદર્શક થાય તેવી સલાહ આપેલી તે નીચે આપવામાં આવે છે.-સંપાદક ]

તમે મને હેતપૂર્વક જે ભેટ આપી છે, તે માટે હું તમારો આભાર માનું છું. મને ખબર છે કે, તમારે કેટલીય વાર જૂના વખતના વિદ્યાર્થીની માફક બારણે બારણે હાથ ધરવો પડ્યો હતો. પ્રાચીન ભારતમાં દાન હૃદયના ઊંડા ભાવથી અને નમ્રતાપૂર્વક આપવામાં આવતું હતું, અને પોતાનું દાન સ્વીકારાય તો દાતા પોતાને કૃતકૃત્ય માનતો હતો. પણ આજે દાન બેપરવાઈથી અને સહેજ પણ શ્રદ્ધા કે સૌજન્ય વિના અપાય છે. આથી તમને ઘણી જગાએથી ખાલી હાથે પાછા ફરવું પડ્યું હશે. એ

પણ હું કલ્પી શકું છું. હું અને ગાંધી આશ્રમના મારા સાથીઓ આ દાનને યોગ્ય નીવડીએ એવી મારી પ્રાર્થના છે.

તમારાં પ્રમુખશ્રી ઇન્દુબહેને કહ્યું છે કે, મારે તમને છેવટની વિદાયવેળાએ શિખામણ અને આશિષના બે શબ્દો કહેવા. મારા જેવો આશિષ ન આપે એ જ યોગ્ય છે. એ તો ગાંધીજી ધરાશે એટલી આપશે, પણ માર્ગદર્શનના બે ચાર શબ્દો જરૂર હું તમને કહેતો જાઉં. તમારી સામે પડેલા નવજીવનમાં તે તમને મદદગાર થઈ પડશે. તે વિશાળ વિશ્વવિદ્યાલયમાં ચારિત્ર્યબળ જ માત્ર કામ આવશે. માણસનાં કાર્યોનો મોટો ભાગ જે અસંખ્ય ઝીણી ઝીણી નનામી વિગતોનો બનેલો હોય છે તે બધીનો હું ચારિત્ર્યમાં સમાવેશ કરું છું. ખરું ચારિત્ર્ય દૈનિક જીવનની ઝીણી ઝીણી વિગતોમાં જ તરી આવે છે. તમારી સામે ગાંધીજીનો દાખલો મોજૂદ છે. એમણે જે મહાન કાર્યો આરંભેલાં છે, તેમાં એમનું મહત્ત્વ અવશ્ય જણાઈ આવે છે. પણ મને તો એમનું મહત્ત્વ એમનાં વિનયનાં ઝીણાં ઝીણાં કાર્યોમાં, અચૂક વિવેકમાં અને એમના આચરણની મોહક મૃદુતામાં જ વધારે જણાય છે. તમે જો એમનું દૈનિક જીવન ધ્યાનથી તપાસશો તો તમે કોઈ સંપૂર્ણ કલાત્મક નાજુક કૃતિ જોતા હો એવું લાગશે. એમની આસપાસ માધુર્ય અને સૌજન્યનું જે તેજવર્તુલ પ્રસરી રહે છે, તેનું કારણ પણ આ છે. એ માધુર્ય અને સૌજન્યની અસર મિત્રો તેમ જ શત્રુઓ ઉપર પડ્યા વિના રહેતી નથી. તમે હજુ રાષ્ટ્રીય શિક્ષણના પ્રયત્નનું પ્રથમ ફળ છો એટલે સ્વાભાવિક રીતે જ સૌની નજર તમારા તરફ વળી છે. જ્યાં સુધી તમો તમારી નૈસર્ગિક અને ઉપાર્જિત શક્તિઓ નમ્રપણે દેશને ચરણે ન ધરો ત્યાં સુધી તમારું જીવન જગતની દૃષ્ટિએ સાર્થ ગણાશે નહિ. યાદ રાખજો કે, " પ્રભુને માણસના કાર્યોની કે તેની ભેટની જરૂર નથી. તેને મન તો, જેઓ દીન દરિદ્રની સેવા કરે છે

તેઓ જ સાચી ઉપાસના કરે છે." અને આજે તો તમારા દેશબંધુઓ જ દીનમાં દીન અને દરિદ્રમાં દરિદ્ર છે.

નવસારીના અંત્યજ આશ્રમની મેં થોડા જ દિવસ ઉપર મુલાકાત લીધી હતી. તમારામાંના બે જણ ત્યાં આ જ ભાવનાથી કાર્ય કરી રહ્યા હતા. તેમને જે બાળકો સોંપવામાં આવેલાં છે તેમની તેઓ જેવા હેતપૂર્વક સંભાળ લે છે, તે જોઈને લક્ષાધિપતિઓનાં બાળકોને પણ અદેખાઈ આવે. તે આશ્રમના એક એક બાળકના પ્રત્યેક કાર્યમાં નિવસતી સ્વતંત્રતા જોઈને મારા મન ઉપર ભારે અસર પડી. આપણા એક સ્નાતકે જે વસ્તુને વિદ્યાપીઠની મોટામાં મોટી વિશિષ્ટતા કહી હતી તેનું મને સ્મરણ થયું. તેણે કહ્યું હતું કે, આ સંસ્થામાં જો તે કોઈ પણ એક વસ્તુ સૌથી સારી રીતે શીખ્યો હોય તો તે એ કે અમદાવાદના ધનિકમાં ધનિક શેઠિયાને અને ભંગીને સમાન દૃષ્ટિએ જોવા. હિન્દને આ સમાન દૃષ્ટિની ભાવનાની જ જરૂર છે. અને હું માનું છું કે તમો જ્યાં જશો ત્યાં એ ભાવનાને પણ લેતા જશો.

મેં આપણા કેટલાક સ્નાતકોને બારડોલીમાં કામ કરતા જોયા. તેમણે સારું કામ બજાવ્યું છે, અને આજે બજાવી રહ્યા છે. તેમને વિદ્યાપીઠ પ્રત્યે ઘણો પ્રેમ છે, પણ એથીયે વધુ ભક્તિ તેમને પોતાની ફરજ પ્રત્યે છે. અને એથી જ તેઓ અને તેમના મહાન સરદાર આપણા આ મોટા વાર્ષિક ઉત્સવમાં ગેરહાજર છે. તેમાંના એકે બહુ જ રસિક પ્રશ્ન મને પૂછ્યો હતો. 'રાષ્ટ્રીય જીવનમાં અને રાષ્ટ્રીય નવચેતનમાં બુદ્ધિનું સ્થાન કયું ?' ગાંધીજીના આધ્યાત્મિક બળ વિષેની આપણી ભક્તિને લીધે રાષ્ટ્રીય જીવનમાં એમની તીક્ષ્ણ બુદ્ધિ અને વિશાળ જ્ઞાને જે અગત્યનો ભાગ ભજવ્યો ▪ તે આપણે ભૂલી જઈએ એવો સંભવ છે. તેઓ માત્ર મહાત્મા જ નથી પણ ભારે મુત્સદ્દી પણ ▪ એ

વાત કદી ભૂલવાની નથી. એમનું માનવ સ્વભાવનું અને ઇતિહાસનું જ્ઞાન આજીવન ધીરજ અને ખંતથી કરેલા અભ્યાસનું જ ફળ છે. પુસ્તકો પણ એમણે છોડ્યાં નથી. એઓ જ્યારે યરોડાની જેલમાં હતા, ત્યારે એમણે કરેલા વિશાળ વાચનની વાત તો તમે જાણો જ છો. આજે એમને લાગે કે માણસના ઐહિક અને પારલૌકિક મોક્ષને માટે એકલી ગીતા બસ છે, એ સંભવિત છે. પણ ગીતાના અઢાર અધ્યાયમાં જગતનો સમસ્ત જ્ઞાનભંડાર જોઈ શકીએ તે પહેલાં જગતના સાહિત્યનો મોટો ભાગ આપણે ખતમ કર્યો હોવો જોઈએ. સામાન્ય માણસ જો માત્ર ગીતાને જ વળગી રહે તો ગીતાના જ્ઞાનભંડારથી તે વંચિત રહે.

કલકત્તામાં મળેલી સર્વપક્ષ-પરિષદને વિષે લખતાં કેટલાક પત્રોએ ટીકા કરી હતી કે 'ગાંધીજી ગયા, જોયું અને જીત્યા.' આ એમના ત્વરિત વિજયમાં એમની આધ્યાત્મિકતા કરતાં એમની કાયદાવિષયક અને બૌદ્ધિક શક્તિ જ વધારે કારણભૂત હતી. યાદ રાખજો કે દેશમાં આજે વિવેકબુદ્ધિનો અભાવ છે. કેટલાક સૈકાઓ થયાં દેશ આ અભાવથી પીડાઈ રહ્યો છે. અને એનું પરિણામ તો જુઓઃ વિવેકબુદ્ધિ વિના આપણું પાવિત્ર્ય અસ્પૃશ્યતામાં પરિણમ્યું, આપણો મહાન ધર્મ વહેમોનું માળખું બન્યો, આપણી નીતિ જુગુપ્સોત્પાદક રૂઢિબંધન બની, અને આપણું ઉચ્ચ દર્શનશાસ્ત્ર પણ માત્ર વિદ્વાનોની તાત્ત્વિક ચર્ચાની અવનત દશાને પામ્યું. એટલે આપણે જો આપણા પાવિત્ર્યને પવિત્ર કરવું હોય, ધર્મમાં નવચેતન પ્રેરવું હોય, આપણી નીતિને રૂઢિના જડબંધનમાંથી ઉગારવી હોય અને આપણા પ્રાચીન તત્ત્વજ્ઞાનને શાબ્દિક ઝગડામાંથી ઉગારવું હોય તો જ્ઞાનપ્રદીપને ઊંચો રાખવો પડશે. અને આ કાર્ય રાષ્ટ્રીય વિદ્યાપીઠના સ્નાતકો સિવાય બીજું કોણ કરશે? વિદ્યાપીઠ એ ગમે તેમ તોયે જ્ઞાનમંદિર છે, અને ઈશ્વરે

પણ તેમાં પ્રવેશ કરવો હોય તો તે વિવેક અને જ્ઞાનના સિંહદ્વારમાં થઈને જ કરવો પડે. આ મંદિરમાં ભક્તિને પણ સ્થાન છે, પણ તેણે જ્ઞાનના સહાયક થવાનું છે, જ્ઞાનની જગા પચાવી પાડવાની નથી. આટલા માટે તમારી માનસિક શક્તિઓની ખિલવણીમાં ખંત રાખજો, તમારું જ્ઞાન હંમેશાં તાજું રાખજો. તો જ તમો ભાવિ પુનર્ઘટનાના કાર્યમાં યોગ્ય ફાળો આપી શકશો. તમે આજે મને જે ભારે ભેટથી લાદ્યો છે તે માટે હું તમારો ફરીથી આભાર માનું છું.

## ૩. ગુજરાતીઓને*

**પ્રમુખશ્રી અને મિત્રો,**

મારા વિદ્યાર્થીઓ પાસેથી રજા લેવી એ મારે માટે મુશ્કેલ કામ થઈ પડશે એમ હું જાણતો હતો. પણ અત્યારે મને એ જેટલું મુશ્કેલ લાગે છે તેટલું મુશ્કેલ થશે એવી મને કલ્પના ન હતી. આચાર્ય ગિદવાણીની ગાદી ઉપર હું જેમ છાનોમાનો આવીને બેસી ગયો એવી જ રીતે છાનામાના સટકી જવાનો મારો ઇરાદો હતો. ગુજરાતની જનતા કેટલાંક વર્ષથી એક જ આચાર્યને ઓળખતી હતી અને તે આચાર્ય ગિદવાણીને. મારું અસ્તિત્વ અજ્ઞાત હતું. અને તે સ્થિતિ મને મધુર હતી. હું આવ્યો હતો તેમ કોઈના જાણ્યા વગર ચાલ્યા જવાની મારી ઇચ્છા હતી. પણ આટલી બધી ચકોર જુવાન આંખોએ મારું એ કામ અશક્ય કરી મૂક્યું. તેમની સરત ચૂકવવાને મેં બાપુનું શરણું લીધું, પણ તે મને મળ્યું નહિ, હું ઓલામાંથી ચૂલામાં પડ્યો. તેમણે તો પોતાના માલની જાહેરખબર આપવાનો નિશ્ચય કર્યો. અને તેઓ

---

* મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ પાસેથી વિદાય લેતી વખતે આપેલું ભાષણ, તા. ૭-૨-૧૯૨૮.

જેની જાહેરાત આપવા ઇચ્છે તેની ફેશન ઊભી કરે છે. અને આજે શેઠ અંબાલાલજીને પ્રમુખ થવાનું આમંત્રણ આપીને આજના જાહેર મેળાવડાની ફેશન કરવામાં કશી મણા રાખી નથી.

મોઢું મોટું દેખાડતા અરીસામાં તમે કોઈ દિવસ તમારું મોં જોયું છે? મેં મારું જોયું છે. હું તમને ખાતરી આપું છું કે તેમાં મોં બહુ જ કદરૂપું દેખાય છે. આજે જ્યારે હું તમારી પાસેથી કદાચ હંમેશને માટે રજા લઉં છું ત્યારે તમે આવા અરીસાની ભેટ આપવા જેટલા ક્રૂર થશો એમ મેં ધાર્યું ન હતું. હું જેવો છું તેવું જ મારું ચિત્ર કાઢવાની, એક ધારું પણ નહિ છોડી દેવાની, મેં તમને વિનંતિ કરી હતી. પણ મારે જાણવું જોઈતું હતું કે પ્રેમીઓ મારાંને પણ સુંદર કહી શકે છે. વળી હિન્દના વિદ્યાર્થીઓ પોતાના શિક્ષકોનાં કલંકો ક્યારે જુએ છે?

હું તમારા સુંદર દેશમાં આવ્યો તેને આજે સાડાપાંચ વર્ષ થયાં. હું એક વર્ષ માટે જ આવ્યો હતો. અને અનિવાર્ય કારણોને લીધે મારું રહેવાનું લંબાતું જ ગયું છે. મારો ગૂજરાતી થવાનો ઇરાદો ન હતો. હું ત્રણ પ્રાંતોનો રહેવાસી થઈ ગયેલો હતો—બિહાર, સંયુક્ત પ્રાંત અને સિંધનો. મારા કરતાં વધારે મહત્ત્વાકાંક્ષી માણસ પણ આટલાથી સંતોષાઈ ગયો હોત, પણ ગૂજરાતની વિરાટ જનતા આગળ મારા જેવા એક બિન્દુનું શું ચાલે! તમારા સ્વભાવમાં બળવાન વ્યવહારિકતા, વેપારીની ઝીણવટ, ઉદ્યોગ, કરકસર એ સદ્‌ગુણો ઉપરાંત ચારિત્ર્યમાં રહેલો અડગ નિશ્ચય પણ મને જણાયા વગર રહ્યો નહિ. નાકલીટી તાણવાનો હુકમ પંજાબને બદલે ગૂજરાતમાં થયો હોત તો કોઈ એકનબળો માયકાંગલા જેવો દેખાતો વાણિયો તો નીકળત જે ઉગામેલા સંગીનની પણ દરકાર કર્યા વિના તેની સામે થયો હોત, તેની મને શંકા નથી. તમારા સ્વભાવની આ નિશ્ચળતા અને અહિંસાની તમારી મહાન ભાવનાએ મને આકર્ષ્યો. પશુ, પક્ષી અને માછલાં અહીંના જેટલી સ્વતંત્રતાથી

અને નિર્જંપતાથી દુનિયામાં બીજે ક્યાંયે વિહરતાં નથી. તમારા સ્વભાવમાં રહેલી સ્નેહાળુતાએ પર્યું અને આકર્ષ્યો. ઉપર ઉપરથી જોનારને તમે ટાઢા અને નિઃસ્નેહ દેખાઓ છો. એનું કારણ એ છે કે તમે લાગણીનો દેખાવ કરતા નથી. પણ તેથી હું લાંબો વખત છેતરાયો નહિ. કઠોર અનાકર્ષક બાહ્યાકાર નીચે ચિરસ્થાયી પ્રેમનો મધુર ગર્ભ મેં ઓળખ્યો. આ છેલ્લા દિવસોમાં તમે તેની પુષ્કળ સાબિતીઓ આપી રહ્યાં છો. આ સર્વથી અને મેં તમારી જે થોડી સેવા કરી તેથી હું તમારો થઈ ગયો છું. હું માનું છું. અને મારા અનુભવે મારી માન્યતા દૃઢતર થઈ છે કે, નિઃસ્વાર્થ સેવાવૃત્તિથી માણસો જેટલાં નિકટ આવે છે, તેટલાં બીજા કશાથી આવતાં નથી. આ બધાથી હું તમારી એટલો નિકટ અને નિકટ આવતો ગયો છું કે કેટલાએક વખતથી હું ગૂજરાતી હોઉં એમ મને લાગે છે. મને તેનું અભિમાન છે.

એટલા માટે આજે તમારી થોડીક નિર્દોષ ટીકા કરવાની મને રજા આપશો. પણ હું તમારો જ હોઉં તો મારે તમારી રજા પણ શા માટે જોઈએ? મને જણાયું છે કે, આપણી દૃષ્ટિ જોઈએ તેટલી વિશાળ નથી. આપણે અહીં બધું નાના પ્રમાણમાં છે. આપણી પોળો સાંકડી છે, આપણાં ઘરો નાનાં છે, આપણાં બારીબારણાં નાનાં છે, આપણાં છાપરાં નીચાં છે, આપણી નદીઓ ઝરણાં જેવી છે, આપણા પર્વતો ટેકરા જેવા છે. ખુદ સ્ત્રી અને પુરુષો પણ કદમાં ઠીંગણાં છે. આપણી બીજી ઊણપ એ છે કે, આપણે મળતાવડા નથી અને ભાષામાં વિવેક, સભ્યતા ઓછાં છે, તેથી વ્યક્તિઓ અને સમૂહો એકબીજાથી તદ્દન અલગ રહી જાય છે. આપણા ચારિત્ર્યનું બીજું એક કલંક તે આપણામાં રહેલી અહિંસા છતાં એક સૂક્ષ્મ ક્રૂરતા છે. આ કેટલીએક આપણી બહારપડતી ઊણપો છે. હિન્દના બીજા પ્રાંતો કરતાં હાલમાં આપણામાં વ્યાપારી બુદ્ધિની અતિશયતા જામી

ગઈ છે, તેનું તો આ પરિણામ નહિ હોય? આ શબ્દો કદાચ સખત લાગશે. પરંતુ આપણી ઊણપો પ્રત્યે ધ્યાન ખેંચાય તેટલા સારુ અહીં વાપર્યા છે.

આ સંસ્થામાં, ગૂજરાતમાં જે કાંઈ મહાન હોય તેની વૃદ્ધિ કરવાને અને જે કાંઈ નિર્બળ અને નાલાયક હોય તેનો ઉચ્છેદ કરવાના પ્રયત્નો થયા છે. ગાંધીજીની મહત્તાનું પ્રતિબિંબ પાડવાને પણ અમે પ્રયત્ન કર્યો છે. હું જાણું છું કે ગાંધીજીની પ્રવૃત્તિ એટલી બહુવિધ છે કે અમે તેનું પૂરેપૂરું પ્રતિબિંબ ઝીલી શકીએ નહિ. તેઓ એક હોવા છતાં ત્રિમૂર્તિરૂપ છે. અને તેની ત્રણ મૂર્તિઓ અમદાવાદના જુદા જુદા ત્રણ સમૂહો અને ત્રણ સંસ્થાઓમાં પ્રતીત થાય છે. ત્રિમૂર્તિનું એક મુખ જે સંન્યાસ અને તપસ્યાનું પ્રતીક છે તેનું આશ્રમમાં દર્શન થાય છે. તેમની મહાન અથાગ શક્તિ અને ઉદ્યોગનું એ પ્રતિબિંબ છે. આશ્રમ બીજી કોઈ પણ પ્રવૃત્તિ કરતાં ઈશ્વરને પાદપીઠ પહોંચવા પ્રયત્ન કરે છે, જ્યાં ઈશ્વરનાં પદો ગરીબ, હલકા અને અંત્યજોમાં પ્રતિષ્ઠિત થયેલાં છે. આ બધાનું ચિહ્ન ચરખો છે.

આ ત્રિમૂર્તિનું બીજું અને સામેનું મુખ સાબરમતીને સામે કાંઠે છે. તેનું પ્રતિબિંબ વલ્લભભાઈમાં પડ્યું છે. તે એકે હજાર જેવા છે. તે બાપુના રાજકરણના, તેમની પ્રબળ વ્યવહારદક્ષતાના, તારતમ્ય સમજવાની દૃઢ બુદ્ધિના, અને તોડજોડ જે રાજકારણમાં આવશ્યક છે તે તોડજોડની તરતબુદ્ધિના તેઓ પ્રતિનિધિ છે.

આ બેની વચ્ચે-ત્રિમૂર્તિનું વચલું મુખ છે તે આપણી વિદ્યાપીઠ છે. અહીં આપણે તેમની ભક્તિથી અંકિત થયેલી વિદ્વત્તાના અને મહાન દીનતાથી અંકિત થયેલી મહાન સંસ્કૃતિના પ્રતિનિધિઓ છીએ. તેમની બૃહદ દૃષ્ટિ, મતાન્તરક્ષમતા, ઉદારતા,

વિરોધોનું સમાધાન કરનારી અનેકાંતિક દૃષ્ટિના, આપણે પ્રતિનિધિ છીએ. અહીં આપણે ખુલ્લા આનંદી એવા હાસ્યમાં, કાવ્ય, સંગીત, કળા, પુષ્પ, અને બાળકના પ્રેમમાં તેમની સાથે રાચીએ છીએ. અહીં આપણે ગુરુ અને શિષ્યના અકિંચનત્વની પ્રસન્ન ભાવના રાખવા પ્રયત્ન કરીએ છીએ. આપણો સંપ્રદાય નિષ્કિંચન વિદ્યોપાસનાનો છે, પણ નિષ્કિંચનત્વ આપણને કડવું લાગતું નથી, કારણ કે આપણે તેનો સ્વેચ્છાથી સ્વીકાર કર્યો છે. એ નિષ્કિંચનત્વ પછી આપણે ગરીબ થતા નથી પણ સમૃદ્ધ થઈએ છીએ, અભિજાત થઈએ છીએ, ઉત્કૃષ્ટ થઈએ છીએ. એ અકિંચનત્વ દુનિયાની બધી સારી વસ્તુઓની સાથે મોજશોખ આપે તો તેને પણ સ્વીકારે છે, પણ મોજશોખની લાલસાને ધિક્કારે છે. ઉદ્ધત સત્તા આગળ કે ઉદ્ધત લક્ષ્મી આગળ તે હાથ જોડવાની ના પાડે છે.

અમે મધ્ય સ્થિતિમાં છીએ, અને ત્રિમૂર્તિનાં બીજાં બન્ને મુખોના સંપર્કમાં છીએ. આ રીતે અમે બન્નેનો સમન્વય કરીએ છીએ. અમારું મુખ્ય કામ વિદ્યા અને સંસ્કૃતિની વૃદ્ધિ છે. પણ પ્રસંગ પડે અથવા બીજાં બે મુખો પોતાનું કામ બરાબર કરતાં નથી એમ અમને લાગે ત્યારે અમારી ચોપડીઓ છોડતાં અમો જરા પણ વિલંબ કરતા નથી. તેથી રાજકારણની સભાઓમાં જતા અને સરઘસોમાં ભાગ લેતા તમો અમને વારંવાર જોશો. વળી જ્યારે કંઈક રચનાત્મક કાર્ય કરવાનું હોય છે ત્યારે અમે પાછા પડતા નથી. અહીં અને દૂરના સિંધ પ્રાંતમાં રેલસંકટનિવારણનું કરેલું કામ તેની સાક્ષી પૂરશે. માટે આ સંસ્થાના મુખ્ય પદે હું નિમાયો એ કાંઈ અકસ્માત ન હતો. સ્વભાવથી હું પુસ્તકપ્રેમી છું, પણ પ્રસંગે જરૂર પડી છે ત્યારે ચોપડીઓ બંધ કરી રાજકારણી પ્રચારમાં ભાગ લેતાં અને જેલ જતાં હું અચકાયો નથી. કાશીમાં જે આશ્રમમાં હું ખાદી ઉત્પન્ન કરું છું તે મારા ગુરુના ચરખાનું ચિહ્ન છે.

અત્યારે જે વિચારો મેં તમારી સમક્ષ રજૂ કર્યા છે, તે વિચારો તરફ સીધું લક્ષ રાખી મેં આ સંસ્થા ચલાવી છે. મારી પછી આવનારાઓને એ વિચારો સોંપતો જાઉં છું. હું આશા રાખું છું કે તેઓ એ વિચારને અમલમાં મૂકશે અને વિકસાવશે. હું આશા રાખું છું કે હાલની પુનર્ઘટનામાં તેઓ ગમે તેવા નવા ફેરફારો કરે પણ આ સ્થિર થયેલી પરંપરાની આડે ન આવે. તેઓ જો આને તોડશે તો વિદ્યાપીઠનો નાશ થશે એટલું જ નહિ પણ ગૂજરાત દરિદ્ર થશે. તેમનાથી થઈ શકે તે તેઓ ભલે કરે, પણ અત્યાર સુધીમાં સિદ્ધ-થયું [illegible] તેનું તેમણે રક્ષણ કરવું જોઈએ, કારણ કે તે સારું છે, અને ત્રાજવે તોળી જોતાં તેમાં કસર દેખાઈ નથી.

હવે હું થોડા શબ્દો મારા વિદ્યાર્થીઓને સંબોધવા ઇચ્છું છું. હું તેમની સાથે ખુલ્લા દિલે વાત કરવા માગું છું. પ્રમુખશ્રી, હું તમારી અને બીજા ઘણા મહેમાનો જેમણે આજનો પ્રસંગ શોભાવ્યો છે તેમની હાજરી તરફ દુર્લક્ષ કરું, તો મને ક્ષમા કરશો. તમારા માનપત્રમાં તમે ખાતરી આપી [illegible] કે, મારા ક્રોધ અને ગુસ્સામાં પણ તમે મારો પ્રેમ જોયો છે; સામેથી હું તમને ખાતરી આપું છું કે તમારા આજ્ઞાભંગમાં અને બળવામાં મેં તમારા પ્રેમ વિશે શંકા કરી નથી. બળવો એ જુવાનીનો હક છે. અને તેથી તે વખતે મને ગમે તેટલી અગવડ પડી હશે તેમ છતાં મને ક્ષોભ થયો નથી. હું જાણતો હતો કે તમારો મિજાજ ગમે તેટલો બગડ્યો હશે તોપણ તમે વિવેકની મર્યાદા ઓળંગશો નહિ. તમારા પ્રેમની મેં કદી શંકા કરી નથી. હું લાયક હતો તે કરતાં તમારો પ્રેમ વધારે હતો. સરવાળે આનંદ અને લાભ મને જ થયો [illegible] અને આજે હિસાબનું સરવૈયું કાઢતાં હું જાહેર કરું છું કે હું નાદાર છું. હું પૂરેપૂરું જાણું છું કે આ વેપારના દેશમાં નાદારીનો કાયદો અજાણ્યો નથી. આ નાદારી માત્ર કાંપદેસર સંબંધને જ સ્પર્શ કરે છે. નૈતિક

જવાબદારી રહે છે અને કદાચ હમેશાં રહેશે. તમારા પ્રેમનો બોજો આ છેલ્લા દિવસોમાં તમે ઘણો વધારે ભારે કર્યો છે. કેમ જાણે તે પૂરેપૂરો ભારે ન હોય, તમારા મોં ઉપર જે વાદળાં પસાર થયેલાં અને જે રોકી રાખેલાં આંસુ તમારી આંખો ભીની કરી છે તે મારી સરત બહાર રહી નથી. તમને પણ એવું જ થયું લાગે છે, કારણ કે તમારામાંથી એકે કહ્યું કે, મારી ઇચ્છા હતી તે પ્રમાણે મને સટકી જવા દીધો હોત તો વધારે સારું થાત.

છેવટે શિખામણના બે બોલ. હું માત્ર બોધવાક્યોનો ઉપદેશ આપવાનો નથી. હું તો આર્ષિણી પરંપરા અખંડ રાખવાનું તમને સોંપું છું. ગમે તેમ થાય તોપણ આપણે અત્યાર સુધી રાખી છે તે ત્રણ પ્રકારની શાંતિ જાળવજો. પહેલી પ્રાર્થના સમયની શાંતિ. જ્યારે જ્યારે હું પ્રાર્થનામંદિરમાં દાખલ થયો છું ત્યારે ત્યારે શાંતિમય આનંદનો અનુભવ કર્યો છે. જેમના પૂર્વજોએ વર્ષોનાં વર્ષો સુધી અખંડ શાંતિ જાળવી છે તેમને આજે શાંતિનો ઉપદેશ આપવાની જરૂર પડે છે એ ખેદની વાત છે. આપણાં પૂજાનાં સ્થળો પણ ઔચિત્યહીન ઘોંઘાટથી મુક્ત હોતાં નથી. મને એ કહેતાં હીણપત લાગે છે, પણ મેં તમને વારંવાર કહ્યું છે તે જ ફરી કહું છું કે, પ્રાર્થનામંદિરમાં ખ્રિસ્તી દેવળના જેવી શાંતિ રાખજો. તેને ચિત્રો અને ફૂલોથી શણગારજો, ધૂપ બળતો રાખજો અને તેની પવિત્રતા જાળવવા ચીવટ રાખજો. જે બીજી શાંતિ રાખવાની આપણે જરૂર છે તે સંગીતના સૂરોના પ્રારંભની છે. ગાયક પોતાના સંગીતથી આપણને ભાવનાની સૃષ્ટિમાં લઈ જાય છે તેને માટે આભાર દર્શાવવાની અને સંગીતની કદર કરવાની એ એક જ રીત છે. કોઈ અણગમતો વક્તા બોલતો હોય ત્યારે આપણે સાંભળીએ છીએ તે ત્રીજા પ્રકારની શાંતિ છે; જે પ્રકારની શાંતિ તમો અત્યારે પાળો છો. આ ત્રણ પ્રકારની શાંતિ તમો અહીં પાળો એટલું જ બસ નથી,

પણ તમે જ્યાં જાઓ ત્યાં સાથે રાખો અને આખા ગુજરાતમાં ફેલાવો. આ ત્રણ શાંતિઓ અહીં સચવાય તેટલી બધે સચવાય તો જાહેર જીવન કેટલું મધુર થાય અને આપણી સભાઓ કેટલી વ્યવસ્થિત ચાલે તે તમે ભાગ્યે જ જાણતા હશો.

મહાવિદ્યાલયમાં એક સહિયારું કુટુમ્બજીવન જીવવા માટે મેં હંમેશાં પ્રયત્નો કર્યા છે. તમારી સંસ્થા એક સાચો આશ્રમ બની જાય ત્યાં સુધી આ પ્રયત્નો જારી રાખજો. તમને યાદ હશે કે, રાષ્ટ્રીય તહેવારો સિવાયના બધા તહેવારો અઠવાડિયાના અન્તની રજાઓ અને લાંબી છુટ્ટીઓ મેં બંધ કરી હતી. તમે તે ફરી દાખલ કર્યા, પણ તેને બને તેટલા ઓછા રાખજો. એક દિવસ તે આપણા ધર્મ અને સંસ્કૃતિના ચિહ્નરૂપ હતા પણ આજે તે આપણા આલસ્ય અને નિર્જીવતાની નિશાની છે. છેવટે આનંદ અને મજાનું વાતાવરણ સાચવી રાખવાનું હું તમને કહું છું. તે જુવાનીનો હક છે. તમારા આદર્શો, આશાઓ અને અભિલાષો પછીના જીવનમાં પણ અણીશુદ્ધ રાખશો. જીવનનો બોજો ગમે તેવો ભારે હોય પણ તે હળવો હોય છે તે યાદ રાખજો. બીજાની મૂર્ખતા તરફ સ્મિત કરતાં તમારી પોતાની મૂર્ખતા તરફ પણ સ્મિત કરતાં શીખજો. નસીબ તમને ગમે ત્યાં લઈ જાય, પણ હું તમને ખાતરી આપું છું કે, હાથીને હોદ્દે કે ઢગીને લાકડે જીવન એક વહાણુ જેવું જ છે.

હું વધારે કહીશ નહિ. હવે આપણે જુદા પડવાનો નિશ્ચય કરીએ. આપણે જાણીએ છીએ કે આ દુનિયામાં મિલન થોડા વખતને માટે છે, વિયોગ શાશ્વત છે. તમારામાંથી એકે કહ્યું કે મને આસક્તિ, મોહ નથી. મને જિંદગીમાં ઘણા માણસોની, ઘણી સંસ્થાઓની એક સંન્યાસીની પેઠે વિદાય લેવાનો ફરજ પડી છે. હા, જ્યારે હું જુવાન હતો, જ્યારે મારામાં વધારે જીવનશક્તિ

હતી, જ્યારે નવા વિજયો મેળવવાની આશા હતી, ત્યારે એમ બનતું હશે; પણ આજે તો શરીર નિર્બળ છે, નવા વિજયો મેળવવાની આશા ઝાંખી છે, અને તેથી વિદાય લેવાનું કામ અતિ મુશ્કેલ લાગે છે.

અમદાવાદના જે વિદ્યાર્થીઓએ આવી મોટી સંખ્યામાં હાજરી આપી છે તેમના તરફ આભારની લાગણી દર્શાવ્યા વિના હું બેસી શકું નહિ. તેમના પોતાના શિક્ષકો તરફ તેમણે જે આદર અને સભ્યતા દર્શાવ્યાં છે તેવાં મારી તરફ પણ દર્શાવ્યાં છે. અમદાવાદની જાહેર જનતાને માટે મને બોલવાના શબ્દ જડતા નથી. હું તમારા ભરચક શહેરમાં બહુ ઓછો ફર્યો છું, પણ જ્યારે જ્યારે ફર્યો છું ત્યારે ત્યારે ઓળખાણ અને સદ્ભાવના, મૂક સ્મિતોનો આદર મળ્યા વિના રહ્યો નથી.

## ૪. રાષ્ટ્રીય કેળવણી એટલે શું ?

જ્યારે જ્યારે હિંદમાં રાજદ્વારી જીવન જોરદાર માલૂમ પડ્યું છે, ત્યારે ત્યારે રાષ્ટ્રીય કેળવણીનો પ્રચાર પણ જોરદાર રહ્યા કર્યો છે. બંગભંગના કામમાં હિંદનું રાજદ્વારી જીવન સતેજ હતું તો તે વખતે બંગાળામાં રાષ્ટ્રીય કેળવણીની સ્થાપના થઈ હતી. જ્યારે શ્રીમતી બેસંટે હોમરૂલ લીગની ચળવળ ચલાવી ત્યારે પણ રાષ્ટ્રીય કેળવણી પુનઃ ફેલાવા લાગી હતી. અને ૧૯૨૧માં અસહકારની ચળવળ-વેળાએ પણ રાષ્ટ્રીય કેળવણી દાખલ થઈ, જેના અંશો વર્તમાન કાળમાં પણ માલૂમ પડી રહ્યા છે. રાષ્ટ્રીય કેળવણીનો પ્રશ્ન દરેક રાજદ્વારી ચળવળ-વેળાએ ઉપસ્થિત થાય છે તે ઉપરથી જ એટલું તો જણાઈ આવે છે કે, હાલની કેળવણીની પદ્ધતિમાં કાંઈ મહાભારત ખામી હોવી જોઈએ.

**રાજકારણ અને કેળવણી**

કેળવણીમાં હંમેશાં ત્રણ અગત્યની બાબતો હોવી જોઈએઃ (૧) કેળવણીનું નિશ્ચિત લક્ષ્યબિંદુ, (૨) વિદ્યાર્થીઓને ચોક્કસ

**કેળવણીની ત્રણ મહત્ત્વની બાબતો** પ્રકારની જિંદગી માટે તૈયાર કરવા, અને (૩) એ જિંદગી લોકોને માન્ય હોવી જોઈએ. કેળવણીનું ઉત્તમ સ્વરૂપ તે તે દેશના પૂર્વજોની સંસ્કૃતિ છે. અને તેવી સંસ્કૃતિ જ દેશને માટે કેવળ સ્વાભાવિક લેખાય. અત્યારની કેળવણીની પદ્ધતિમાં કશું નિશ્ચિત લક્ષ્યબિંદુ છે જ નહિ.

હિંદની કેળવણીનો ઇતિહાસ તમે વાંચશો તો તમને જણાશે કે સરકાર, પાદરીઓ અને સુધારકોએ હાલની કેળવણીનું સ્વરૂપ ઘડેલું છે. વિક્ટોરિયાના કાળના નવા વિચારના સુધારકો કે જેઓ જડવાદ તરફ ખેંચાયેલા હતા તેઓએ ઘડેલું આપણી કેળવણીનું હાલનું સ્વરૂપ છે. તેમણે માન્યું કે, **અંગ્રેજી કેળવણીનો ઇતિહાસ** હિંદનો સમાજ બુદ્ધિવાદ ઉપર નહિ પણ ચાલતા આવેલા રિવાજો અને વહેમો ઉપર રચાયેલો છે. એટલે તેમણે હિન્દના ભૂતકાળનો વિચાર કર્યા વિના જ હિન્દને આપવાની કેળવણીનું સ્વરૂપ ઘડ્યું. મેકોલેને રંગમાં તથા લોહીમાં હિંદ જ જોઈતું હતું, પણ કેળવણી અને બુદ્ધિમાં તેને ઈંગ્લેંડ બનાવવું હતું. આવી સંસ્કૃતિ હિંદને માટે પરદેશી સંસ્કૃતિ કહેવાય તેનો વિચાર તેણે કર્યો નહિ. હિંદમાં આવી વસેલા પાદરીઓને વળી હિંદમાં ખ્રિસ્તી ધર્મ ફેલાવવો હતો. આવી રીતે બધાને હિંદમાં કેળવણીની પાશ્ચાત્ય પદ્ધતિ જોઈતી હતી. અને તે તેમણે દાખલ કરી. પરંતુ યુરોપના કોઈ દેશમાં રાજદ્વારીઓ, પાદરીઓ તથા સુધારકોને કેળવણીની બાબતમાં એકત્ર થયેલા તમે જોશો નહિ. પ્રગતિનો જુસ્સો અને સમાજવાદ તે વખતે આગળ આવ્યાં જ નહોતાં. લૉર્ડ બેન્ટિકના વખતથી આ પ્રકારની કેળવણી શરૂ થઈ. હું કહું છું કે આની કેળવણી ચાલુ કરવામાં તેમનો ઇરાદો સારો હતો. પરન્તુ એકલો ભલો ઇરાદો બસ નથી; તે માટે મગજનું શાણપણ હોવું જોઈએ.

હું સરકારને આટલા કારણથી સેતાની કહેવા તૈયાર નથી. તે સહાનુભૂતિવાળી છે, પણ તેની બુદ્ધિના પ્રકાશ જેવી જ તેની સહાનુભૂતિ છે. આવી કેળવણીનું પરિણામ આજે આપણે જોઈએ છીએ.

હાલની કેળવણીની ખામીઓ

કેળવણી હંમેશાં ઇતિહાસની સાથે આગળ વધતી રહે છે અને હિન્દની કેળવણી પણ તેના ઇતિહાસને આધારે આગળ વધવી જોઈતી હતી. પરંતુ અંગ્રેજોએ આપણી કેળવણીનું ધોરણ ઘડતાં ઇતિહાસની અવગણના કરી. તેઓએ આપણા હિન્દુત્વની અવગણના કરી. તેઓ આપણા દેવોને જૂના રોમના દેવોના જેવા માત્ર વહેમી માન્યતાના પરિણામરૂપ સમજવા લાગ્યા. આપણી ન્યાતજાતની અને અસ્પૃશ્યતાની પણ તેમણે અવગણના કરી. આપણી સંયુક્ત કુટુંબની ભાવનાની પણ તેમણે અવગણના કરી. આ બધા ગૂંચવણભરેલા કોયડાઓને ધ્યાનમાં લઈને ભવિષ્યની કેળવણીનું સ્વરૂપ—રાષ્ટ્રીય કેળવણીનું સ્વરૂપ ઘડાવું જોઈશે; નહિ તો બીજી કોઈ પણ જાતની કેળવણી આ દેશમાં નિષ્ફળ જશે.

કેળવણી ઉપરનો સરકારનો અંકુશ

કેળવણી ઉપરનો સરકારનો અંકુશ એ હાલની કેળવણીનો મહાન દોષ છે. કેળવણી સંબંધી હિલચાલ સાથે રાજ્યને કશો સંબંધ જ ન હોવો જોઈએ. સરકારી અમલદારો કે જેઓ કર ઉઘરાવવાનું અને ખર્ચવાનું જાણતા હોય છે તેઓને કેળવણી સંબંધી કશો ખ્યાલ જ હોતો નથી. તેઓ બહુ તો દેશમાં સુલેહ અને વ્યવસ્થા જાળવવામાં ચતુર હોય છે; પરંતુ આજે તેવા અમલદારોને કેળવણીખાતાના વડાની પદવીઓ અપાય છે. વ્યવસ્થા કરવાની નોકરશાહીના જેવી ચતુરાઈ કેળવણી માટે કામની નથી. એવા અમલદારો 'બાયોલૉજી'માં પ્રવીણ હોય

એવા પ્રોફેસરને ઇતિહાસ શીખવવા મોકલશે. કારણ કે તેની વ્યવસ્થાને અંગે તે તેને જરૂરનું લાગશે. તેવા અમલદારો છોકરાઓનાં કપડાંની સુઘડતા માત્ર જોશે, અને ઇંગ્લિશ ડ્રેસમાં હાજર થવાનું ફરમાન કાઢશે. આથી કેળવણી નિઃસત્વ બની જાય તેમાં શી નવાઈ ? આવી પદ્ધતિથી શિક્ષકનું જે કાંઈ વ્યક્તિત્વ હોય છે તેની તો છોકરા ઉપર કશી અસર થતી નથી. પૂર્વે આપણા ગુરુઓ સ્વતંત્ર હતા. તેઓ વિદ્યાર્થીઓને કોઈ પણ જાતના નિયમો કે બંધનો વિના જ્ઞાન આપતા; પરંતુ આજે તો અમુક ચોપડી જો છોકરાને ન શીખવાય તો તે નાપાસ થાય છે અને જ્ઞાન આપવાની શિક્ષકની બધી મહેનત પાણીમાં જાય છે. આજકાલ સિવિલ સર્વિસના અંગભૂતોને કેળવણી ખાતામાં ઓધ્ધો સોંપાય છે, તેથી શિક્ષણનું સાચું તત્ત્વ ઊતરતા પ્રકારનું રહે છે. હાલની કેળવણીએ ગાંધી, ટાગોર અને તિલકને ઉત્પન્ન કર્યા છે એમ માની શકાશે નહિ. તેમનામાં જે પરંપરાથી ઉચ્ચ સંસ્કાર ઊતરી આવેલા તેનું જ પરિણામ તેમનું જીવન છે. ગાંધી કે ટાગોરે તો યુનિવર્સિટીનાં બારણાં પણ જોયાં નથી.

રાષ્ટ્રીય કેળવણી કેવી હોવી જોઈએ એ પ્રશ્ન મહત્ત્વનો છે અને તે વિષે માત્ર શાસ્ત્રીય દૃષ્ટિથી જ વાત કરીશ. આજે ઇતિહાસ હિંદનો કે ઇંગ્લેંડનો શીખવાય છે. પરન્તુ જે શીખવાય છે તેમાં ઇતિહાસની દૃષ્ટિ હોતી નથી. ભૂગોળમાં વિદ્યાર્થી રામાયણના કાળના હિન્દુસ્તાનને ઓળખતો નથી, પણ ઈંગ્લેંડનાં પરગણાં જરૂર બોલી જાય છે.

**રાષ્ટ્રીય કેળવણી કેવી હોવી જોઇએ ?**

હું કહીશ કે હિંદમાં સ્વદેશી સરકાર હોય કે પરદેશી સરકાર હોય, પણ તેને કેળવણીમાં માથું મારવાનો કશો અધિકાર ન હોવો જોઈએ. શાંતિનિકેતન, ગુરુકુળ, વિદ્યાપીઠ જેવી સ્વતંત્ર સંસ્થાઓ માત્ર વિદ્યાર્થીઓને જ્ઞાન આપે. અમુક

દષ્ટિનું જ જ્ઞાન હોવું જોઈએ એવી મર્યાદાની જરૂર નથી. કેળવણીનું વાહન દેશી ભાષા નહિ રખાય ત્યાં સુધી કેળવણી નિઃસત્ત્વ જ રહેશે. કહેવામાં આવે છે કે વિદ્યાપીઠ અને યુનિવર્સિટી બેઉ ગણિત કે ઇતિહાસ જેવા સરખા વિષયો શીખવે છે. પરંતુ બેઉના શિક્ષણનો હેતુ જુદો જુદો હોવો જોઈએ. વિદ્યાપીઠનું શિક્ષણ સાર્વત્રિક છે. પણ યુનિવર્સિટીનું શિક્ષણ ચોક્કસ હેતુને પાર પાડવા માટેનું છે. જ્યાં સુધી આવી કેળવણી પ્રજાને મળ્યાં કરશે ત્યાં સુધી દેશ કદાપિ આગળ વધશે નહિ અને સ્વરાજ્ય પણ મળશે નહિ.

* * *

વિદ્યાર્થીએ મેળવેલા જ્ઞાનની કસોટી માટે પરીક્ષાની હંમેશાં જરૂર હોય એમ મને લાગતું નથી. ગુરુનું અભ્યાસનું પ્રમાણપત્ર જ બસ છે. છતાં જો પરીક્ષાની જરૂર લાગે તોપણ તે હાલના સ્વરૂપમાં તો ન હોવી જોઈએ.

**પ્રશ્નોત્તરો**

જેવી રીતે મુસલમાન બાદશાહો કેળવણીની સંસ્થાઓને નાણાંની મદદ આપીને દૂર રહેતા હતા તેવી રીતે સરકારે માત્ર મદદ આપવી જોઈએ, પણ તેની વ્યવસ્થામાં માથું મારવું ન જોઈએ. કેળવણી એ રાજ્યનું કાર્ય જ નથી. મદદ આપતી વખતે તે શિક્ષકોની યોગ્યતા ભલે જુએ. હું તો સ્થળે સ્થળે શાન્તિનિકેતનો અને ગુરુકુળો સ્થપાયેલાં જોવા ઇચ્છું છું. સરકારને રાજ્ય ચલાવવા માટે કારકુનો જોઈએ તો તે ભલે પોતાની જુદી નિશાળો કાઢીને ચલાવે. બીજા દેશોમાં સરકાર માત્ર કેળવણીમાં રસ લેનાર આશ્રયદાતા હોય છે. કેળવણીનો હેતુ માત્ર 'જ્ઞાન' જ જોઈએ—બીજો કશો નહિ. અંગ્રેજી કે બીજી કોઈ ભાષાનું શિક્ષણ જરૂરનું હોય તો તે બીજી ભાષા તરીકે અપાવું જોઈએ.

માર્ચ, ૧૯૨૭

## ૫. રાષ્ટ્રીય કેળવણી શા માટે?

સરકારી શાળા કૉલેજોના બહિષ્કારનો સવાલ ઘણાં નાનાં મોટાં કારણોને લીધે કરીએ છીએ. પરંતુ સરકારી શાળા કૉલેજોથી આપણી સંસ્કૃતિ ચાલી જાય છે તે મુખ્ય કારણ છે. માણસનું શરીર નાશ પામે તો તેનું મરણ થયું કહેવાય, અને રાષ્ટ્રનું મરણ તેની સંસ્કૃતિના ઉપર આધાર રાખે છે. સાચી જીવન્ત રાષ્ટ્રશક્તિ એને જ કહી શકાય જેથી પૂર્વકાળની સંસ્કૃતિનો નાશ ન પામે, પણ કાં તો તે સુધરતી જાય અથવા તેને સંરક્ષણ મળી રહે. કોઈ પણ વસ્તુમાં કે જનાવરમાં જીવ છે એમ ક્યાં સુધી કહેવાય કે જ્યાં સુધી તે વિજાતીય તત્ત્વોને પોતાનામાં પચાવી શકે. જેમ કે, માણસ ખોરાક લે છે તેનું લોહી થઈને નસોમાં ભળી જાય છે.

અત્યારે ગ્રીક રોમન લોકોના કોઈ જૂના વીરોમાંથી કોઈ સજીવન થઈ આવે તો તેમને તે દેશ શારીરિક અને માનસિક રીતે બદલાઈ ગયેલો લાગશે. તેમને કોઈ ઓળખશે પણ નહિ અને કદાચ તેમને જંગલી પણ ગણી કાઢે. જૂનાં ગ્રીક અને રોમન રાષ્ટ્રો અત્યારે નષ્ટ થઈ ગયાં છે, અને અત્યારની તેમની પ્રજા

તેમનાં નામ ધરાવે છે; પણ આ ગ્રીક લોકો જૂની ગ્રીક પ્રજાનાં નામ અને થોડાં લોહીનાં ટીપાં—જે દિવસે દિવસે ઓછાં થતાં જાય છે—તે સિવાય બીજું કંઈ ધરાવતા નથી. પણ અત્યારે આપણા ઋષિમુનિઓમાંથી કોઈ પણ ઊતરી આવે, તો તેમને આપણામાં બહુ ફેર માલૂમ પડે, પરંતુ મુખ્યત્વે બહુ જ થોડો ફેર લાગે. કોઈક ઠેકાણે તો તેમને પુરાણું હિન્દ લાગે જ.

રાષ્ટ્રને જો જીવતું રહેવું હોય તો તે રાષ્ટ્ર પોતાની સંસ્કૃતિને બીજા દેશની સંસ્કૃતિ કરતાં વધારે સારી બતાવે અને જો તે બીજો રાષ્ટ્ર આ સંસ્કૃતિ સ્વીકારે તો. જેમ પોતાની રીતભાત, આચાર વિચાર અને આદર્શો વધારે લોકો સ્વીકારે, તેમ તે રાષ્ટ્ર વધારે જીવન્ત રહે. આર્યો ઉત્તરથી આવ્યા અને તેમણે અનાર્યોની સાથે આંતરલગ્નો કરીને અનાર્યોને પોતાનામાં મેળવી દીધા. તેમણે પોતાની સંસ્કૃતિ બતાવી અને તે સંસ્કૃતિ અનાર્યોની સંસ્કૃતિ કરતાં વધારે ચડિયાતી છે તેમ સાબિત કરી આપ્યું. અનાર્યોને પણ આ નવી આર્ય સંસ્કૃતિ સાચી લાગી, તેથી તેમણે તે સ્વીકારી. આમ આર્ય સંસ્કૃતિ પ્રસરી. ચીન જાપાનમાં પણ કેળવણીનાં સાધનોથી આર્ય સંસ્કૃતિ ઉચ્ચતર છે તેમ આર્યોએ સાબિત કરી આપ્યું, તેથી તેમણે પણ તે સ્વીકારી. મોગલોએ હિન્દને જીત્યું ખરું, પણ તે વિજેતાઓ પણ હારેલાઓને હાથે જિતાયા. કારણ કે મોગલોને આપણા રીતરિવાજો સ્વીકારવા પડ્યા. એટલે પોતાની સંસ્કૃતિને આર્યાવર્ત જેવા પ્રાણવાન સંસ્કૃતિના પ્રાચીન દેશમાં પોતાની જીતથી દાખલ કરી શક્યા નથી. અંગ્રેજો આપણને જીત્યા તો ખરા, પણ આપણે અંદરથી તો તેવા ને તેવા જ રહ્યા છીએ. તે લોકોએ આપણી જમીનજાગીર લીધાં છે, પણ આપણાં હૃદય તો તેવાં જ રહ્યાં છે. આ સત્ય તે અંગ્રેજ લોકોને દેખાયું અને તેથી તેઓને લાગ્યું કે જો પશ્ચિમની કેળવણી હિંદના યુવાનો લેતા થઈ જાય, તો હિન્દના રાષ્ટ્રસ્વરૂપમાં ફેરફાર થઈ

શકે. તેથી તેમણે આ સરકારી શાળા કૉલેજોનાં ખાતાં ચલાવ્યાં. અંગ્રેજી લોકનો આ ખાતાં ચલાવવાનો એક ઉદ્દેશ, મેકૉલેના શબ્દોમાં કહીએ તો, એ છે કે, "એક અંગ્રેજ અને એક હિન્દીમાં ધોળી કાળી ચામડીનો જ તફાવત જોઈએ." અને બીજો ઉદ્દેશ બહારથી કે અંદરથી કાંઈ જ ફેર ન રહેવો જોઈએ. ટૂંકામાં, અંગ્રેજ લોકને હિન્દી પ્રજાને ફેન્સી સૂટમાં અને ચૈડચુંવાળાં પગરખાંમાં રાચતી કરવી હતી. ઉપલું મહાન યુદ્ધ યુરોપખંડમાં ચાલ્યું તેનું મુખ્ય કારણ એ હતું કે, બધા દેશોને લાંબામાં લાંબું જીવવું હતું. એટલે વધારેમાં વધારે લોકોમાં પોતાની સંસ્કૃતિ પ્રસરાવવી હતી. અંગ્રેજ લોક પાસે બહુ જમીન છે એટલે જર્મની તેની સામે લડ્યું. આપણે તો એટલા અધમ સ્થિતિમાં મુકાયા છીએ કે આપણામાંથી કેટલાક શિક્ષિત ભાઈઓ ઇંગ્લૅંડને પોતાના 'ઘર' તરીકે સમજતા થયા છે, અને તેઓ વિલાયત જતા તો માદર વતનમાં જાય છે તેમ માનતા આવ્યા છે.

હ.સ. ૧૯૨૩

## ૯. ગૂજરાત વિનય મંદિર*

**તે ખુલ્લું મૂકવાની ક્રિયા**

અમને એક પ્રશ્ન મિત્રવર્ગ હંમેશાં પૂછે છે કે, રાષ્ટ્રીય કેળવણી કોઈ જગ્યાએ ફળીભૂત નથી થઈ અને વિદ્યાર્થીઓની સંખ્યા દિનપ્રતિદિન ઘટતી જાય છે, એવા સમયમાં એક નવું વિનયમંદિર સ્થાપવાની શી જરૂર છે? આ પ્રશ્નનો જવાબ આપવો આવશ્યક છે. હું માનું છું કે, રાષ્ટ્રીય કેળવણીનો પ્રશ્ન આપણે વહેલો મોડો ઉકેલવો જ પડશે. જ્યારે જ્યારે આપણે આપણા રાષ્ટ્રીય જીવનનો વિચાર કર્યો છે, ત્યારે ત્યારે રાષ્ટ્રીય કેળવણીનો પ્રશ્ન આપણી સમક્ષ અચૂક રીતે ઊભો થયો છે. રાષ્ટ્રીય કેળવણી વિના રાષ્ટ્રીય જીવન સંભવતું નથી. જ્યારથી રાષ્ટ્રીય ચળવળ શરૂ થઈ છે ત્યારથી રાષ્ટ્રીય કેળવણીની ચળવળ શરૂ થઈ છે. આપ કદી એમ ન સમજશો કે, રાષ્ટ્રીય કેળવણીની ચળવળ અસહકાર વખતે મહાત્માજીએ જ શરૂ કરી. જ્યારે જ્યારે રાષ્ટ્રીય જીવન બળવાન થયું છે ત્યારે ત્યારે રાષ્ટ્રીય કેળવણી પણ પ્રાણવાન બની છે અને જ્યારે જ્યારે રાષ્ટ્રીય જીવન હેઠે પડ્યું

* તે ખુલ્લું મૂકવાની ક્રિયા વખતે કરેલા વ્યાખ્યાનની નોંધ.

ત્યારે ત્યારે રાષ્ટ્રીય કેળવણી નરમ પડી છે. આ બન્ને વસ્તુનો અભેદ્ય સંબંધ છે. બંગભંગ સમયે બંગાળીઓ આંદોલન કરે, મિસિસ બેસન્ટ હોમરૂલનું આંદોલન કરે કે મહાત્મા ગાંધીજી અસહકારનું આંદોલન કરે, પણ એ દરેકને રાષ્ટ્રીય કેળવણીનો પ્રશ્ન પ્રજા સમક્ષ ધરવો જ પડ્યો છે. આર્યસમાજીઓને પણ ગુરુકુળ સ્થાપવાં પડ્યાં છે. અને સનાતનીઓને પણ એ પ્રશ્ન હાથ ધરવો પડ્યો છે. રવીન્દ્રનાથ ટાગોરને હિન્દી સંસ્કૃતિનું પુનર્જીવન કરવાને માટે પણ એ રસ્તો લેવો પડ્યો છે. આ પ્રશ્ન આપણી સામે હરદમ ખડો છે અને તેનો ઉકેલ કર્યાં સિવાય છૂટકો નથી.

રાષ્ટ્રીય કેળવણીનો પ્રશ્ન એ સિદ્ધાન્તનો પ્રશ્ન છે, આદર્શનો પ્રશ્ન છે. જગત એને છોડી દે એથી એ પ્રશ્નનો નિવેડો થતો નથી. લોકો કહે છે કે, અમારા વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી થઈ છે, એથી એ કામ અમારે છોડી દેવું જોઈએ. પણ આ કામ છોડવાથી છૂટે એમ નથી. અમે છોડીશું તો બીજા કોઈ એને ઉપાડશે. કારણ સત્ય એવી વસ્તુ છે કે જ્યાં સુધી જગતમાં એની સ્થાપના થઈ નથી ત્યાં સુધી એ નજર આગળથી ખસતું નથી. વિદ્યાપીઠ બરબાદ થઈ જાય, મહાવિદ્યાલય આખું બરબાદ થઈ જાય તોપણ ફિકર નહિ. જ્યાં સુધી એક પણ માણસ એવો રહેશે કે જેને રાષ્ટ્રીય કેળવણી માટે પ્રેમ છે, જેને રાષ્ટ્રીય કેળવણી માટે દિલનો ભાવ છે, ત્યાં સુધી આ ચળવળ જીવતી છે. જ્યાં સુધી સિદ્ધાંત ફળીભૂત થતો નથી ત્યાં સુધી સિદ્ધાંતવાદી ઊંઘી નથી શકતો. આપણે જોઈએ છીએ કે દુનિયામાં દરરોજ સત્યનું ખૂન રહ્યું છે. વેપારી, વકીલ, ડૉકટર સૈ કોઈ એનું ખૂન કરી રહ્યું છે. તેથી કાંઈ સત્યનો સિદ્ધાંત ખોટો શું ?

અમારો અટલ વિશ્વાસ છે કે, રાષ્ટ્રીય કેળવણી એ જ સાચો

માર્ગ છે અને સરકારી કેળવણી ખોટા માર્ગની છે. અમે એમ નથી માનતા કે રાષ્ટ્રીય કેળવણીનો જે માર્ગ અમે સ્વીકાર્યો છે તે ખોટો છે. આ માર્ગમાં અમે સફળ ન થઈએ તે અમારા દોષને લઈને, વિદ્યાર્થીઓના દોષને લઈને, અગર પ્રજાના દોષને લઈને, પણ સિદ્ધાંતના દોષને લઈને તો હરગીજ નહિ. જ્યાં સુધી અમે જીવતા છીએ ત્યાં સુધી પ્રજાની આગળ આ પ્રશ્ન જરૂર મૂકીશું. અને જ્યાં સુધી રાષ્ટ્રીય કેળવણીનો ઝંડો આખા હિન્દુસ્તાનમાં ફરકતો નથી ત્યાં સુધી અમે સૂવાના નથી. રાષ્ટ્રીય કેળવણીમાં શરીર અને ચારિત્ર્ય ઉપર પૂરતું ધ્યાન આપવા અમે પ્રયત્ન કરીશું. જ્યારે સૌનો વિશ્વાસ મંદ થઈ જાય ત્યારે પણ અમારો વિશ્વાસ અટલ રહે એટલું બળ પ્રભુ અમને આપો!

* * *

**પ્રશ્નોત્તરી**

સારી વસ્તુને જાણતા છતાં માણસ ખરાબને કેમ સ્વીકારે છે? સત્યને જાણીને અસત્ય કેમ બોલે છે? એનો મને જવાબ દો તો હું તમને કહું કે માણસ ખરાબ વિદ્યા શા માટે લે છે. કોઈ પણ વસ્તુ આપણી પાસે આવે તો આપણે ત્રણ સવાલ તો જરૂર પૂછીએ કે કોણ લાવે છે, કેમ લાવે છે અને શું લાવે છે? સરકારી કેળવણી માટે આ સવાલ તમે પૂછ્યા છે? લાંબું ભાષણ નહિ કરતાં તમારી શંકાનો હું જવાબ આપીશ. તમારે સવાલો પૂછવા હોય તો પૂછો.

સ૦—કઈ રીતથી શિક્ષણ આપવામાં આવશે?

જવાબ—માણસ સારું જીવન જીવે તેવું શિક્ષણ અપાશે. અમારા શિક્ષણના બે વિભાગ કરી શકાય: એક ઐહિક અને

બીજો શારીરિક. એકમાં જ્ઞાન અને બીજામાં હસ્ત-કૌશલનો સમાવેશ થશે. બાકી તો, દુનિયાના ધક્કા ખાઈને જ તે ઘડાશે. અને દુનિયાના ઘસારા સામે ટકવાની શક્તિ તેનામાં આવે તેના તરફ ખાસ લક્ષ અપાશે. ઔદ્યોગિક શિક્ષણનો અર્થ એવો નથી કે તે સુથાર કે દરજી થાય, પણ ભીડને પ્રસંગે થોડુંઘણું કમાઈને પોતાનું પેટ ભરી શકે એટલી શક્તિ તેનામાં ખીલશે.

## ૭. કેળવણીમાં ઉદ્યોગ*

**આપ** કોઈ ઉદ્યોગથી વાકેફ માણસને આ પ્રદર્શન ખોલવા બોલાવ્યો હોત તો સારું. હું જૂના જમાનાનો અધ્યાપક છું. અમારા જમાનામાં કેળવણીમાં ઉદ્યોગને સ્થાન ન હતું. હું માનું છું કે કેળવણીમાં ઉદ્યોગને સ્થાન અવશ્ય જોઈએ, બહુ ઊંચું સ્થાન જોઈએ. માણસને હાથ, આંખ અને શરીર વાપરતાં આવડે એ બહુ જરૂરનું છે. એના વિનાની કેળવણી દોષવાળી છે. ઉદ્યોગની કેળવણીના ફાયદા વિષે જેને શંકા હોય તે આ વિદ્યાર્થીઓનું પ્રદર્શન જોશે તો તેની શંકા દૂર થશે.

તમારા પ્રદર્શનમાં હું બધી જગાએ મગનલાલભાઈનો હાથ જોતો હતો. જે વસ્તુઓ બનાવેલી છે તે પૂરી સફાઈથી બનાવેલી છે. વિદેશી વસ્તુઓમાં જે જાતની સફાઈ હોય છે તે સ્વદેશી વસ્તુઓમાં ભાગ્યે જ દેખાય છે. અહીંના જેટલી સફાઈ હિંદુસ્તાનમાં બહુ ઓછી જગાએ મળશે. જે કામ પૂરી સફાઈથી થાય છે તેમાં

* તા. ૫–૨–૧૯૨૮ના રોજ સત્યાગ્રહ આશ્રમ, સાબરમતીની શાળાના વાર્ષિક મહોત્સવ વખતે પ્રદર્શન ખુલ્લું મૂકતાં આપેલું વ્યાખ્યાન.

જ મજા આવે છે. હું માનું છું કે આ સફાઈનું શિક્ષણ આપણે ત્યાં દક્ષિણ આફ્રિકાથી આવેલું છે.

આપણા ભણેલા ભાઈઓ કહે છે કે, જ્યાં સંયમ હોય ત્યાં કળા નથી સંભવતી. એમ સમજનારને આ પ્રદર્શન બતાવશે કે, સંયમ હોય ત્યાં કળા ન હોય એવો નિયમ નથી; એ બંને વસ્તુઓ એકઠી હોય ત્યારે સરસ શોભે છે. ઘણાનો આક્ષેપ એવો છે કે ખાદીમાં કોઈ જાતની કળા નથી. તેમને પણ આ પ્રદર્શન બતાવશે કે, ખાદીમાં તેમ જ સંયમથી રહેવામાં પણ કળા હોઈ શકે છે. સંયમની કળાની જ્યારે કદર થશે ત્યારે પેલી બીજી કળા ફીકી લાગશે. જે માણસ અહીં આવે છે પણ અહીંનું કામ નથી જોતા, તેને લાગશે કે આશ્રમના જીવનમાં કળાનું અંગ નથી. પણ જે પૂરું જોશે એને એ અંગ દેખાશે.

એક વાત મેં પ્રદર્શનમાં એ જોઈ કે, જેટલું કામ થયું છે તે છોકરાંઓએ પોતે કરેલું છે; અધ્યાપકોએ માત્ર થોડો ભાગ લીધો છે, માત્ર દિશા બતાવી છે. કામ તો બધું વિદ્યાર્થીઓનું છે. તેને સારુ તમને ધન્યવાદ ઘટે છે.

## ૮. કડડભૂસ થતું સામ્રાજ્ય*

હું મને દોષિત નથી માનતો. રાજદ્રોહ, અસંતોષ અને ધિક્કાર ફેલાવવાનું બહુમાન મને સાંપડ્યું નથી. એ ફેલાવવાનું કામ તો સરકાર જ સારી રીતે કરે છે, અને તે એની પોતાની હિંદુસ્તાનને ચૂસી ચૂસીને ધોળી પૂણી જેવું કરી મૂકવાની આર્થિક નીતિથી તેમ જ જાસા તથા ધાકધમકીનાં આંધળિયાં કરનારી રાજદ્વારી નીતિથી. મારો જીવનવ્યવસાય નોખો છેઃ હું તો વિદ્યાગુરુઓના બંધુસંઘમાંનો એક છું. મારા જાહેર જીવનનો મોટો ભાગ મેં અધ્યાપક તરીકે ગાળ્યો છે. લોકો મને આચાર્ય કહે છે. વ્યક્તિઓને તેમ જ રાષ્ટ્રોને ચેતવણીના સૂર સંભળાવવા એ અમારા સંઘનો માનભર્યો અધિકાર છે, પવિત્ર ધર્મ છે. મારી તેમ જ તમારી એમ બેઉ પ્રજાઓને મેં ચેતવણી આપી છે. તમારા લોકોની ટીકા કરતાં હું મારા લોકોની ટીકા કરવામાં વિશેષ આકરો થયો છું. કારણ કે તેમને વિષે તેમ કરવાનો મારો હક છે,

*૧૯૩૦માં સંયુક્ત પ્રાંતમાં એક ભાષણને માટે પકડયા ત્યારે ન્યાયાધીશ આગળ કરેલું નિવેદન.

તેમના પ્રત્યે મારી વિશેષ ફરજ છે. કડડભુસ થતા સામ્રાજ્યના કડાકા મેં સાંભળ્યા છે, અને તેથી તમારા પોતાના દીર્ઘદર્શી દેશબાંધવો, સી. એફ. ઍંડ્રુઝ અને બીજાઓ, જેમ આજે કરી રહ્યા છે અને બર્ક ને ફોક્સે તેમના જમાનામાં જેમ કર્યું હતું, તેમ ભયની લાલ-બત્તી ધરવાનું મને યોગ્ય લાગ્યું છે. મારા દેશબંધુઓને મેં દીર્ઘકાળની ગુલામીનાં ઘોર પરિણામો સામે ચેતવ્યા છે, અને તેઓ જેને સુખઆરામ માને છે એની ક્ષુદ્ર તંદ્રા સામે પણ મેં ચેતવ્યા છે. આ બધાંમાં મેં નીતિનો, કાયદાનો કે એવો કશો બીજો ગુનો કર્યો હોય એમ મને લાગતું નથી.

હું માનું છું કે ઇંગ્લંડ જેમ અંગ્રેજોનું છે, જર્મની જેમ જર્મનોનું છે, તેમ જ આ ભૂમિ અમ હિંદીઓની છે. હું માનું છું કે માણસમાત્રના ચહેરા ઉપરથી જ, કુદરતી રીતે, તેનું વતન ઓળખી શકાય છે. અંગ્રેજોના ચહેરા અને ઘાટ તેમને ઇંગ્લંડના ઠરાવે છે, અને મારા મને હિંદનો ઠેરવે છે. જાપાનીના મુખ ઉપર તે જાપાનનો હોવા વિષે કુદરતની મુદ્રા છે. માણસની મજાલ નથી કે ઈશ્વર અને કુદરતે જે કર્યું છે તેને તે કશું નુકસાન કર્યા વિના ભૂંસી શકે. આથી હું માનું છું કે ઇંગ્લંડ જેમ હિંદીઓનું ન હોઈ શકે, જર્મની જેમ ફ્રેંચોનું ન હોઈ શકે, તેમ હિંદ બ્રિટિશોનું પણ ન જ હોઈ શકે. એ વસ્તુ જ ભયંકર છે, અને કુદરત એ ભયંકરતાઓને સતત મિટાવતી રહે છે. અમે તો અમારા ધીરા પણ ચોક્કસ માર્ગે એને મદદ આપી રહ્યા છીએ.

અને આમાં અમે જે કરી રહ્યા છીએ તે એક ક્ષુદ્રમાં ક્ષુદ્ર અંગ્રેજ પણ આ સંજોગોમાં કરવાની પોતાની ફરજ સમજશે. અરે, અમે તો તમારા શ્રેષ્ઠ વીરોએ જૂના જમાનાઓમાં કર્યું હતું તે જ કરવા માગીએ છીએ; અમે હેમ્પડન, મિલ્ટન અને ક્રોમવેલે તેમના વખતમાં કર્યું તે જ કરવા માગીએ છીએ; જ્યોર્જ વૉશિંગ્ટને અમેરિકા માટે જે કર્યું હતું, મૅઝિનીએ ઇટાલી માટે જે કર્યું હતું,

અને બીજા અનેક દેશભક્તોએ પોતાના દેશ ઉપરની દેશી કે પરદેશી ઝૂંસરી સામે જે કર્યું હતું તે જ અમે કરવા માગીએ છીએ; અરે ના, અમે તો ગાંધીજીના ઝંડા તળે ઇતિહાસનાં દૃષ્ટાંતોને પરિશુદ્ધ કરવા માગીએ છીએ. પેલાઓએ પોતપોતાના સમૂહો સામે મુસાના 'થાય તેવા થઈએ'ના નિયમને પાળ્યો હતો. પણ અમે તો બુદ્ધ અને ખ્રિસ્તના આદેશને અનુસરવા માગીએ છીએ. અમે બૂરાઈને ભલાઈથી જીતવા માગીએ છીએ. અમે માનીએ છીએ કે વેરે વેર શમતું જ નથી, અને આંતરરાષ્ટ્રીય બાબતોમાંય પ્રેમથી જ વેર શમે છે. અમારું ધર્મયુદ્ધ વિશુદ્ધ છે; ને એવાં જ વિશુદ્ધ અને નિરપવાદ અમારાં સત્ય ને અહિંસાનાં સાધનો છે.

અંગ્રેજોએ ક્રોમવેલ, હેમ્પડન અને મિલ્ટનનાં નામોને ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખ્યાં હોય, અને તેઓ અમારી સ્વતંત્રતાની ધગશને—તે એમને ક્યાંક કઠતી હોય તેટલા ખાતર—હડધૂતી કાઢે, તો તેમાં કશું વજૂદ નથી. તેઓ જાણે [illegible] અથવા તેમણે જાણવું જોઈએ કે, લોખંડી સળિયા અને પથ્થરોની દીવાલ અમારી લક્ષ્યસિદ્ધિની આડે એટલાં જ અથવા એટલાં જ ઓછાં આવી શકે, જેટલાં એ જરીપુરાણાં, કાટ ખાતાં, જુલમોનાં હથિયારો ભૂતકાળમાં આડે આવ્યાં હતાં. અને આથી તો અમારા અંતરની જ્વાલા વધારે ભભૂકી ઊઠે છે. અમારા ધર્મયુદ્ધના ન્યાયીપણામાં અને એની સ્વાભાવિકતામાં જ અમારી શ્રદ્ધા રહી છે, અમારું બળ રહ્યું છે; અને તેવી જ રીતે બીજા દેશનો કબજો રાખવાની અસ્વાભાવિકતામાં અંગ્રેજોની નબળાઈ સમાયેલી છે.

આજે મને સુખ જેવું લાગે છે કે, મોડું મોડુંયે મને તેડું આવ્યું, અને મારી આગળનાઓની જેમ કષ્ટસહનથી મારી શ્રદ્ધાને કસોટીએ ચડાવવાનો મને અવસર મળ્યો. મને દુઃખ [illegible] તો તે એટલું જ કે, પ્રમાણમાં મારે ભાગે જેલની સુરક્ષિતતા જેવું આવે

છે, જ્યારે મારા સાથીઓને ભાગે લાઠીના સપાટા અને બંદૂકના ગોળીબાર પણ આવશે. હું સુખિયો તો છું જ, છતાં મને ખબર છે કે ઇંગ્લંડમાં તમે એક સ્વાતંત્ર્યપ્રેમી અંગ્રેજ હોવાથી અહીં તમારી સ્થિતિ કઢંગી અને કપરી છે. આમાં તમારી સાથે મારો સમભાવ માની લેજો.

જૂન, ૧૯૩૦

## ૯. આકાશનાં ફૂલ ને પૃથ્વીના તારા

**મા**રા પિતાશ્રી, એ અત્યારે નષ્ટ થયેલા જૂના જમાનાના માણસ હતા. બ્રિટિશ પ્રજાએ અમારી વેરાન ભૂમિ જીતી લીધી એ પહેલાં એમનો જન્મ હતો. એ અંગ્રેજી જાણતા નહિ, અને આપણી શાળા ને શિક્ષકોના હાથમાંથી પસાર થયા ન હતા. શ્રીકૃષ્ણભગવાનના એ પરમ ભક્ત ને ધર્મચુસ્ત વૈષ્ણવ હતા. સિંધમાં એવા ચુસ્ત વૈષ્ણવ ભાગ્યે જ મળે.

અમારા ઘરમાં એક નાનું સરખું મંદિર હતું. પિતાજી સવારમાં વહેલા ઊઠી ત્યાં પૂજા કરવા બેસે ને એ સ્થિતિમાં બપોરના બાર ને એક પણ થઈ જાય.

અમારું ઘર શહેરમાં આવેલું હતું; પણ પ્રભુની પૂજાર્થે તો પુષ્પો દરેક ઋતુમાં જોઈએ, એથી અમે પુષ્પોનાં કૂંડાં વસાવ્યાં હતાં. નાનું બાળક પણ જાણતું કે એ ફૂલ ચૂંટી તો શકાય જ નહિ; એ તો પ્રભુને માટે જ હતાં. તેમને સ્પર્શ કરવાની હિંમત કોઈ કરી શકતું નહિ એ પ્રથા જ હતી. માત્ર કુટુંબમાં કોઈ માંદું પડે ત્યારે ઈશ્વરને ચરણે ધરેલા અર્ઘ્યમાંથી ફૂલો તેની પાસે લાવવામાં આવતાં.

સખત ઠંડી પડતી હોય તેવા દિવસોમાં પિતાશ્રી રાત્રે પ્રાર્થના ખુલ્લા આકાશમાં જ કરતા. કલાકો સુધી એ બેસી રહેતા ને તારાને જોઈ રહેતા. ગગનને નિહાળવા મને પણ બોલાવતા. હું બીતો. કાળી ઘોર રાતની મને બીક લાગતી, અને આંખમાંથી લળી પડેલા ડોળા જેવા તારા બિહામણા લાગતા—જાણે કોઈ હાડપિંજરની આંખો મને તાકતી ન હોય! પણ પિતાશ્રી કેમ જવા દે? કહેતા કે 'બીશ નહિ, બેટા! જો આપણે અહીં આ ફૂલ છે એવાં જ એ ફૂલ છે. આ જમીન પર છે ને તે આકાશમાં છે, એટલો જ ફેર. જેમ આપણે આ વડે ભગવાનને પૂજીએ છીએ તેમ નિરંતર એ ફૂલ વડે આકાશમાં પણ એની પૂજા થાય છે. આ પૃથ્વી ઉપરનાં ફૂલ એ ખરી રીતે આકાશના તારા છે. તારાઓ પહેલાં તો ભાઈની પેઠે આકાશમાં રહેતા; પણ એમનામાં તકરાર ઊભી થઈ ને તેઓ જુદા પડ્યા. ફૂલ અહીં પૃથ્વી ઉપર પડ્યાં અને તારાઓ આકાશમાં જ રહ્યા. થોડા વખતમાં તારાઓને લાગ્યું કે, તેમના પૃથ્વી પરના ભાઈઓ દુઃખમાં આવી પડ્યા છે; પૃથ્વીના દયાહીન મનુષ્યો તેમને તોડી લે છે, તેમનાં અંગેઅંગ પીંખી નાખે છે અને ચારે દિશામાં વેરી દે છે. આકાશમાંના તારાઓને આને માટે ખૂબ દુઃખ થયા કરે છે અને તેમને ઘણી દયા આવે છે. એ દુઃખ જોઈ જોઈને તારાઓ રડે છે. સવારમાં વહેલો ઊઠી જોશે તો તેઓનાં ઢાળેલાં આંસુ ફૂલ ઉપર પડેલાં જણાશે. કાલ સવારે આ પ્રેમ અને શોકનાં આંસુ હું તને બતાવીશ.'

પણ મેં કહ્યું, 'આપની આજ્ઞાથી જ્યારે હું કોઈ વખત મંદિર માટે ફૂલ લેવા જતો ત્યારે એ આંસુ મેં જોયાં હતાં.' પિતાશ્રી આથી પ્રસન્ન થયા ને કહ્યું, 'હં, તેં બરાબર જોયું. પણ કેટલાક હિંમતવાળા તારા માત્ર આંસુ પાડીને જ રહેતા નથી. તેમનો પ્રેમ તો એટલો નિસ્સીમ છે કે આકાશમાંથી ખરી પડી

તેમના દુઃખમાં ભાગ લેવા ઇચ્છે છે. પણ તે એટલા બધા નાજુક છે કે પૃથ્વી પર પગ માંડે કે તરત જ મરી જાય છે. અહીંની હવા તેમને માટે ઝેર જેવી છે. તેં આ ખરતા તારાઓને કોઈ વખત જોયા નથી?'

હા, મેં તેમને જોયા હતા. મારા પિતાશ્રીમાં મારી શ્રદ્ધા બેઠી. મને ખાતરી થઈ કે તેમણે કહ્યું તેમ જ આ બધું બને છે. તેમણે કહ્યું, 'એ ભાઈઓને બેગા કરવાનો હવે માત્ર એક જ માર્ગ રહ્યો છેઃ પૃથ્વી પરનાં ફૂલોને ચૂંટી ઈશ્વરને ચરણે ધરી દેવાં. આમ કરીએ છીએ ત્યારપછી સ્વર્ગમાં એ ફરી અવતાર લે છે ને 'તારા બને છે.'

આ મીઠી દુઃખભરી વાર્તા મારા હૃદયમાં વસી ગઈ. ફૂંડાંનાં ફૂલોને સ્પર્શ કરી શકાતો નહિ એ તો પ્રથા ને ક્રોધના ભયને લીધે. પણ આ વાર્તાના સંસ્કાર એવા સજ્જડ પડ્યા કે તે પછીથી તો બીજા કોઈ સ્થળે પણ હું ફૂલ ચૂંટું નહિ.

*

મોટો થયો. શાળામાં જવા લાગ્યો ને ઉપલા વર્ગમાં આવ્યો. શિક્ષકોએ મને જ્યોતિષ, પ્રાકૃતિક ભૂગોળ ને રસાયનનું થોડું થોડું જ્ઞાન આપ્યું. એ ચમત્કારી હતું. તેમણે મને સમજાવ્યું કે, આકાશનાં એ નાનાં નાનાં પુષ્પો તો મોટી મોટી પૃથ્વીઓ છે અને તે આપણે રહીએ છીએ તે પૃથ્વી કરતાં પણ મોટી જ. તેમણે મને સમજાવ્યું કે, આપણા બગીચામાં નાના નાના તારાઓ એ હાઇડ્રોજન, ઑક્સિજન ને બીજી વસ્તુઓના બનેલા છે. મારાં સ્વપ્ન ભાંગી પડ્યાં. પિતાશ્રીની વાર્તા ઈસપની કોઈ વાર્તા જેવી મને ભાસી. બીજી રીતે પણ હવે હું શીખ્યો હતો કે પિતાશ્રી એ તો જૂના જમાનાના એક વહેમી માણસ હતા. તેમનું જ્ઞાન માત્ર કૂકડા ને બળદની વાર્તા કહેવામાં જ સમાપ્ત થઈ જતું.

આ મોટા ગ્રહોમાં મને હવે વધારે વાર આનંદ આવ્યો નહિ. નકામા ને ધ્યેય વગરના તે ભમ્યા કરતા. પહેલાં મને તેમાં સુંદરતા લાગતી ને આનંદ આવતો, તે હવે ચાલ્યાં ગયાં. તેઓ હવે મારે સારુ હસતા નહિ ને નાચતા નહિ. અને પૃથ્વી પરના આ તારાઓ (ફૂલો) વિષે પણ તેમ જ બન્યું. તેઓ પણ સામાન્ય પદાર્થનાં જ બનેલાં; તો પછી મારી ઇચ્છામાં આવે તેમ તેનો ઉપયોગ થઈ શકે। એટલે કૉલેજમાં તો હું લગભગ રોજ નિયમિત રીતે ફૂલ ચૂંટતો ને મારા પરદેશી પોષાકને શણગારતો. મારે મન તેઓ હવે જીવ વગરનાં હતાં. મારી 'ટાઈ-પિન' વાપરું તેવી જ રીતે તેને પણ વાપરું. મારા બટનમાં મૂકવા એક પુષ્પનું ઝૂમખું મારે જોઈએ જ. હવે પણ તેઓ સુંદર તો લાગતાં જ. પણ શું તેઓ સુંદર હતાં માટે ? ના; એ તો મારાં સુંદર વસ્ત્રોને શણગારવાનાં સાધન બને તેટલા જ માટે. તેમને તોડતાં હવે મને સંકોચ થતો નહિ. કોઈ કોઈ વખત મારા મેજને એ પુષ્પો વડે શણગારતો. જૂનો વહેમ ચાલ્યો ગયો હતો. તારા અને ફૂલ હવે ભાઈ રહ્યાં નહોતાં. થોડી સુંદરતા હતી ખરી, પણ આખરે તો તે જડ પદાર્થ.

લાંબી રજાઓમાં હું જ્યારે ઘેર આવતો ત્યારે હું પેલી જૂની પ્રથાને અનુસરતો નહિ ને બટન માટે ફૂલ ચૂંટતો. પિતાશ્રી જોઈ જતા તો ક્રોધે ભરાતા. એ વૃદ્ધ પુરુષને 'હું' વહેમી ગણતો; પણ આવી નજીવી વસ્તુ ખાતર તેમને ચીડવવાનું માલ વગરનું લાગતું. આથી હું બજારે જઈને ફૂલ ખરીદતો.

અને ઘરનું પેલું નાનું મંદિર—એ પણ હવે એવો જ વહેમ લાગતો. છતાં તેમાં જે એક પ્રકારનું માધુર્ય રહ્યું હતું તેની અવગણના મારું સુધરેલું મન પણ ન કરી શકતું. તેમાં ગંભીર શાંતિ વ્યાપી રહેતી. પુષ્પો વડે સુંદર રીતે હમેશાં ત્યાં લીંપાતું. સુગંધી ધૂપ ઊડી રહેતો; અને એ ન હોય ત્યારે પણ ત્યાં સુગંધ

રહેતી. દીવાલો પર દેવદેવીઓનાં ચિત્રો ચીતરેલાં હતાં અને તેમાં મધ્યમણિ જેવી શ્રીનાથજીની ભયંકર મૂર્તિ મને ગમતી નહિ. તોપણ આસપાસનાં રમ્ય ચિત્રોને ખાતર હું તેને સહી લેતો.

ચિત્રો પરનો મારો પ્રેમ કૉલેજમાં ઊગ્યો હતો. મેં પશ્ચિમનાં કેટલાંક અર્ધનગ્ન ચિત્રો ખરીદ્યાં હતાં. દેવદેવીઓનાં ચિત્ર કદી એવાં સુંદર તો હતાં જ નહિ, પણ તેમાંનાં કોઈ કોઈ મને ગમતાં. મારી રજાઓમાં જ્યારે બહાર રણ સૂર્યતાપે ધગી રહેતું ત્યારે મંદિરની એ નાની ઓરડીમાં હું મારો વખત ગાળતો. ત્યાં રહેવામાં મને શીતળતા અને આનંદ મળતાં. પણ વૃદ્ધ પિતાજી આમાનું કશું ન જાણતા. આ જાતના ઉપભોગને એ ધર્મદ્રોહ ગણતા.

*

પિતાજી હવે તો ચાલ્યા ગયા છે. મને કૉલેજ છોડ્યાને વરસો વીતી ગયાં છે. શિક્ષકો ને ગ્રંથોની આપખુદ સત્તા હવે મને સતાવી શકતી નથી. ઇચ્છામાં આવે તેમ હું વિચારી શકું છું. કૉલેજે જૂના વહેમમાંથી મુક્ત કર્યો હતો. જીવનમાં હવે દેખાય છે કે કૉલેજના એ નવા વહેમોમાંથી પણ હું ધીમે ધીમે મુક્તિ મેળવી રહ્યો છું. વિજ્ઞાનના વહેમો હવે તો નાસવા લાગ્યા છે, પણ ફરી પાછા પિતાજીના વહેમો એક પછી એક મારા પર સત્તા જમાવતા જાય છે. ઘણાં વર્ષોથી મહાવિદ્યાલયમાં ઈશ્વરપૂજાનાં કાર્ય સિવાય કે બીમાર મિત્રના બિછાના પાસે મૂકવાં હોય ત્યાર સિવાય મેં ફૂલ ભાગ્યે જ ચૂંટ્યાં હશે. હારમાં પુષ્પનો સ્વીકાર પણ બને ત્યાં સુધી કરતો નથી.

એક શ્રદ્ધા મારામાં ધીમે ધીમે ઊગતી જાય છે કે પુષ્પો એ માત્ર ઈશ્વરની પૂજા માટે જ છે. સાચું કહી દઉં તો મને એમ લાગ્યા જ કરે છે કે, ઈશ્વરને ચરણે તે ધરું તો તેઓ આકાશમાં વસતા તેમના ભાઈઓને ફરી એક વાર જઈ મળશે. કોઈ વાર

પ્રાતઃકાળે ઉદ્યાનમાં ભમું છું ત્યાં પણ મારી દૃષ્ટિ પેલાં શોક અને પ્રેમનાં મીઠાં ચિંતાતુર આંસુ શોધતી ફરે છે. ચંદ્રથી શોભતી રાત્રિ કરતાં તારાથી ઓપતી રાત્રિ તરફ મારો પ્રેમ વધુ ઢળે છે. અને રાત્રે જ્યારે કોક વાર દૃષ્ટિ સ્વેચ્છાએ આકાશે વળે છે ત્યારે, બાળ વયમાં બનતું તેમ, એ તારાઓ ફરી એક વાર હસે છે ને નાચે છે. અલબત્ત, હું તેમનું સંગીત સાંભળી શકતો નથી, પણ તે તો મારા કાનનો દોષ. ઘરના પેલા નાના મંદિર તરફ મારો પૂજ્યભાવ હવે ધીમે ધીમે વધવા લાગ્યો છે ને મેં તેના અલંકારો ઉતારવાની મના કરી છે. વૃદ્ધ પિતાશ્રીની સાથે તેનો આત્મા ઊડી ગયો છે, પણ તેનું શરીર અત્યારે ત્યાં એવું ને એવું ઊભું છે. વધારે વિચિત્ર તો એ છે કે, એક કાળે ભયંકર લાગતી પેલી શ્રીનાથજીની મૂર્તિમાં પણ મારી દૃષ્ટિ હવે સૌંદર્ય જુએ છે. અને તમે હસો નહિ તો કહું—કબૂલ કરું કે એનું જ ચિત્ર હવે મારી સાથે હું રાખું છું. આ બધાં ચિહ્નો વહેમનાં છે કે બુદ્ધિ પાછી આવ્યાનાં?

ઇ. સ. ૧૯૨૫

## ૧૦. જૂના દોસ્ત

ગુજરાતમાં સૌ એમ જ માનતા હશે કે, અહીં સ્વરાજ્યની સ્થાપના કરવા માટે અમને બધાને હિન્દુસ્તાનના જુદા જુદા ભાગોમાંથી પકડી પકડીને ગાંધીજીએ જ ભેગા કર્યા છે. પણ હું બધા ગુજરાતીઓને ખબર આપવા ઇચ્છું છું કે, મહાત્માજી આફ્રિકામાં સત્યાગ્રહ અજમાવીને માતૃભૂમિને તેનો સ્વાદ ચખાડવા અહીં આવ્યા તે પહેલાંના અમે બધા જૂના જોગીઓ છીએ. ગુજરાતીઓને એમ લાગતું હશે કે, ગાંધીજી જેલ જતાં જતાં મને બનારસના એક ખૂણામાંથી પકડીને અહીં એક અજાણ્યા પ્રાન્તમાં અને અજાણ્યા સાથીઓની જોડે કામ કરવા ફેંકતા ગયા. પણ હું ગુજરાતીઓને જણાવવા ઇચ્છું છું કે મારા આ બધા જોડીદારોને હું જેટલા પિછાણું છું તેટલા તમારામાંથી કોઈ પિછાણતું નહિ હોય. આ બધા મારા સાથીઓ તો આજે મોટા મોટા મહાપુરુષો થઈને બેઠા છે; કોઈ આચાર્ય થઈ બેઠા છે તો કોઈ અધિપતિ થઈ બેઠા છે. પણ તે જૂના જમાનામાં જે વખતે સ્વામી આનંદ કે મહાદેવ કે ગિદવાણી કોઈને પૂછ્યાં

કે શિંગડાં કંઈ વળગેલાં નહોતાં તે વખતે મેં તેમની સાથે ખૂબ આનન્દ કરેલો. તે વખતના અમારા આનન્દવિનોદની વાતો કહું તો તમને સૌને ખુશ ખુશ કરી દઉં.

વહાલા મિત્રો સાથેના જૂના પ્રસંગોનાં સંભારણાં કરવાં એના જેવો આનન્દનો વિષય માણસને બીજો કયો હોય? કાકા એ મારા એક જૂનામાં જૂના મિત્ર છે. વર્ષો ઉપર ફરગ્યૂસન કૉલેજે મને સંઘર્યો ત્યારે ત્યાં મને કાકા મળ્યા. વાતચીતમાં મારે ફરગ્યૂસન કૉલેજનો આ સ્થળે આભાર માની લેવો જોઈએ. કરાંચી, મુંબઈ તેમજ વડોદરાની કૉલેજોના ગોરા પ્રિન્સિપાલ સાહેબોને હું અતિશય લખણવંતો જણાયો એટલે પોતાની કૉલેજમાં મને ન પેસવા દીધો; પણ તે વખતે એક ફરગ્યૂસન કૉલેજે મને આશરો આપેલો.

પ્રેમથી ગાંડાઘેલા થઈ જવું એ કાકાયે જાણતા નથી કે હુંયે શીખ્યો નથી. 'તું તો મારો પ્રાણ છે, તું તો મારો આત્મા છે' એવું મેં તેમને કોઈ દિવસ કહ્યું નથી કે તેમણે મને કહ્યું નથી. પણ મહારાષ્ટ્રના એ લૂખાસૂકા પહાડોમાં અમે બન્નેએ સાથે સાથે એક એવી જ્વાળા અમારાં દિલમાં ચેતાવી—માતાની સ્વતંત્રતાની એવી જ્વાળા પ્રગટાવી કે તેના તાપથી અમે બળું બળું થઈ રહ્યા હતા.

તે દુઃખના દિવસો મને હજુ યાદ આવે છે. અમારાં હૃદય ચેતનથી થનથનાટ કરી રહ્યાં હતાં, પણ તેને શું કરીને શાન્ત પાડી શકીએ એ સૂઝતું નહોતું કે કોઈ સુઝાડનારુંયે નહોતું. એ અમારા જમાનાના દિવસો યાદ કરું છું ત્યારે અમારા અત્યારના વિદ્યાર્થીબન્ધુઓની મને ઈર્ષા આવે છે. આજે વિદ્યાર્થીઓ માનભેર રહી શકે છે, તેમને માટે માનભર્યો ચોક્કસ કાર્યક્રમ પણ તૈયાર પડેલો છે. માણસનું ઊંચામાં ઊંચું ઝવેરાત પારખી કાઢે એવો

તેમને માટે કાર્યક્રમ તૈયાર છે, તે કરતાં કરતાં માનભર્યા મોતને ભેટવાની તક પણ તેમને માટે મોજૂદ છે.

અમારા જમાનામાં મારે નસીબે પ્રોફેસર થવાનું સરજાયું હતું અને કાકા સંન્યાસી થઈને ચાલી નીકળ્યા. તેમને હિમાલયમાં હિમાચ્છાદિત શિખરોની આંગળીઓએ બોલાવી લીધા, ને આમંત્રણ સ્વીકારીને કાકા ઘરનો ને દારાનો ત્યાગ કરીને ચાલી નીકળ્યા. કાકામાં જે વિશાળ જ્ઞાનનો ધોધ વહેતો જોઈએ છીએ તેનું મૂળ આ હિમાલયમાં જ પડેલું છે. એ પ્રવાસમાં કાકાએ એકેએક તીર્થનું ધામ જોયું, એકેએક જ્ઞાનનું ધામ જોયું, એકેએક સૌન્દર્યનું સ્થાન જોયું, અને દરેક સ્થાનનો સંદેશો એમના એ અદ્ભુત મગજમાં સંઘરી લીધો. આનન્દ પણ તેમની સાથે જ હતા, અને હું પણ રજાઓના વખતમાં તેમની જોડે સામેલ થતો.

અમારી ટોળી ભારે ગમતી હતી. આનન્દ અમારો ધોબી, અને હું ખાતરી આપું છું કે તે વખતે પ્રવાસમાં પણ જેવાં ચોખ્ખાં કપડાં મને પહેરવા મળતાં તેવાં ઘેર બેઠાં પણ કદી મને મળ્યાં નથી. કાકાનું કામ સામાનના વીંટા બાંધવાનું. મને કોઈ ડાહી ને કામગરી વહુ મળે તોયે એટલી ટાપટીપથી મુસાફરી કરી શકું એમ હું ધારતો નથી. મારું પોતાનું કામ તો, થોડા દિવસ પર કાકાએ પોતે કહ્યું હતું તેમ, જ્યાં ત્યાં લોકોની સાથે ઝગડા કરતા ફરવાનું !

કાકાને હું મારે ગામ પણ લઈ ગયેલો. હૈદરાબાદમાં મારા બ્રહ્મચર્યાશ્રમમાં અમારા માનવંતા મહેમાન થઈને તે રહ્યા હતા.

દત્તાત્રેય બ્રહ્મચારીજીનાં આવાં આવાં જૂનાં સંભારણાં આજે બહુ જ લાગે છે, પણ તે લંબાવ્યે જવાની વૃત્તિને મારે તાણી ઝાલવી જોઈએ. આજે તો ગિદવાણીજીએ હમણાં કહેલું તેમ આ દત્તાત્રેયજી આ જમાનાના ગુજરાતના એક ઘડનાર છે.

કાકાનાં કેટલાંયે કાર્યો આજે આપણી સામે પ્રત્યક્ષ છેઃ તેમનું આશ્રમનું કાર્ય, તેમનું 'નવજીવન'નું કાર્ય અને તેમનું વિદ્યાપીઠનું કાર્ય. મને અહીં આવ્યાને હજુ થોડા જ વખત થયો છે, તોપણ મારા વિદ્યાર્થીઓને કાકા ઉપર કેટલો પ્રેમ છે તે હું બરાબર જોઈ શક્યો છું. સરકારે કોઈ અઝડની જેમ ઝડપ મારીને આવું ઉપયોગી જીવન એક વરસને માટે ગોંધી દીધું એનો મને અફસોસ થાય છે. એમ કરવામાં સરકારનો શો હેતુ હશે તે તેનેય ખબર નહિ હોય એમ મને લાગે છે. કાકા સ્વમાન સમજનારા છે, અને લાંબા વખતના અભ્યાસથી તેમનો સ્વભાવ જ માની થયો છે, એટલે આવી પડેલું સંકટ તેમણે હસતે મોંએ સ્વીકારી લીધું છે, અને તે તો તેનો સારામાં સારો ઉપયોગ પણ ઘટાવી લેશે જ.

હવે વાચક, તમારું ને અમારું કર્તવ્ય એટલું જ રહ્યું છે કે ધર્મયુદ્ધનો જે સંદેશો કાકા આપણને અઠવાડિયે અઠવાડિયે 'નવજીવન'ની કટારીમાં સંભળાવતા તે સન્દેશાને ઝીલવો અને શાન્ત પણ અડગ ડગલે આ ધર્મયુદ્ધને પાર ઉતારવું.

માર્ચ, ૧૯૨૩.

## ૧૧. ગુરુવર રાયને*

ડૉ. રાય,

જ્યારે અમે સાંભળ્યું કે આપ અમારા વિદ્યાપીઠનું ખાતમુહૂર્ત કરવાને પધારવાના છો ત્યારે અમારા મનમાં જરા ભય લાગ્યો. અમે આપને વિષે વાતો સાંભળી હતીઃ આપ મોટા વિજ્ઞાનશાસ્ત્રી છો, મોટા સંસારસુધારક છો, મોટા દેશભક્ત છો, મોટા માનવભક્ત છો એવું અમે સાંભળ્યું હતું. આવડી મહત્તા પાસે શી રીતે રજૂ થવું તે અમને સૂઝતું ન હતું. આપની સામે અમે કેટલા અલ્પ છીએ તે અમે જોઈ શકતા હતા. પણ આપ અમારી મૂંઝવણ સમજી ગયા અને પોતાની મહત્તાને શિખરેથી ઊતરીને આપ અમારે ખાતર અમારી હારમાં આવીને ઊભા રહ્યા. આપ જાણી ગયા કે થોડો વખત નીચા ઊતરીને અમારી હારમાં ઊભા રહેવું આપને માટે રમતવાત હતી; આપની હારમાં આવવા જેટલું અમારે ચડવું એ અમારે માટે અશક્ય હતું. આપની બાલોચિત રીતભાતથી, આપના ઘડીએ ઘડીએ આવતાં બંગાળી

* તા. ૧૦-૩-'૨૩ના રોજ ગુજરાત મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓએ ડૉ. રાયને નોતરેલા તે પ્રસંગે આપેલું વ્યાખ્યાન.

સુભાષિતોથી, આપનાં ખોટા ઉચ્ચારણવાળાં સંસ્કૃત સુભાષિતોથી, અને સૌથી વિશેષ, આપના ઉદાર પ્રેમળ હૃદયથી આપની નજીક આવવું આપે અમારે માટે શક્ય કરી મેલ્યું છે, અમારી ગભરામણ ઉડાડી નાંખી છે. આમ અમારે ખાતર આપ ઊતર્યા તેથી કંઈ આપ નીચા નથી પડ્યા, પણ અમે બધા તો તેથી ઘણા ચડ્યા છીએ. પ્રાચીન કાળના ઋષિઓ બાળકો અને અજ્ઞાનોની સાથે તે જ રીતે વર્તતા.

અમને એક બીજો ભય એ પણ લાગ્યા કરતો હતો કે, આપ તો મોટી મોટી શિક્ષણસંસ્થાઓમાંથી આવો છો, જ્યાં મોટી મોટી પ્રયોગશાળાઓ હોય એવી જબરી કોલેજોમાંથી આવો છો. અમારા નાનકડા પ્રયત્નો આપની નજરમાં પણ નહિ આવે, બાળકના ખેલ સમા આપને લાગશે. પણ આપનું દિલ તો દરિયાવ રહ્યું. આપે અમારાં સાધનો ભણી ઓછું જોયું ને અમારી આવતી કાલની આશા ભણી જ વધારે જોયું; અમારા કામ ભણી ઓછું જોયું ને અમારાં હૃદયની સાચાઈ ભણી વિશેષ જોયું. અમારા ક્ષુદ્ર પ્રયત્નોથી સંતોષ જાહેર કરીને આપે અમારી મૂંઝવણ ટાળી છે.

ડૉ. રાય, અમે તો આપનાં બાળકો તુલ્ય છીએ; આપની પાસેથી અમારે પુષ્કળ શીખવાનું છે. આપની સાડા ત્રણ દસકાની અનન્ય સરસ્વતીઉપાસના, આપની પોતાના પ્રિય વિષયની એકદિલની ઉપાસના એ અમને અમારી વિદ્યાદેવીના મંદિર પ્રતિની યાત્રામાં માર્ગદર્શક થશે. પણ આ અનન્ય ઉપાસનાએ આપની ગરીબની દાઝ, દેશની દાઝ ને માનવજાતની દાઝને દૂર કરી નથી. આપ ભલે કહો કે આપની રસાયનવિદ્યા પ્રત્યેની ભક્તિ જેવી ને તેવી છે. પણ અમે તેનો અર્થ બરાબર સમજીએ છીએ. વિજ્ઞાનશાસ્ત્ર રોકાઈ શકે, સ્વરાજ કંઈ રોકાઈ ન શકે એવું આપ એક વખત બોલ્યા હતા તે અમને બરાબર યાદ છે.

આપનો વિદ્યાવ્યાસંગ જ નહિ પણ આપની શિષ્યવત્સલતા પણ અમારે શીખવાની છે. આ વિષે અનેક વાતો અમે આપને મોઢેથી તેમ જ આપના ઓળખીતાઓને મોઢેથી સાંભળેલી છે. આપ હમેશાં આપના શિષ્યોને મિત્રની જેમ રાખો છો. તેમને બાળક ગણવાને આપ અધિકારી છો, પણ પોતાના હૃદયની ઉદારતાથી આપે તેમને સમાન કરીને રાખ્યા છે. આપે તેમની ઉપર પ્રેમ વરસાવ્યો છે ને તેના જવાબમાં તેમનો પ્રેમ પણ આપની ઉપર વરસ્યો છે. તેઓ આપની કેવી સેવા કરે છે તે અમે જાણીએ છીએ. આપને ત્યાં નોકરચાકરની ગરજ પડતી નથી. બધાં કામકાજ આપના શિષ્યો જ કરી આપે છે. કેટલાક શિષ્યો પોતાની શોધખોળોથી જગપ્રસિદ્ધ થયા હોય છે, પણ આપની પાસે તો તેઓ નાનામાં નાની સેવા કરવામાં માન સમજે છે. એ શિષ્યોને આપ તો સમાન કરીને રાખો છો, પણ તેનાથી પરિચયજન્ય અણછાજતી છૂટ તેઓ લઈ શકતા નથી, કારણ કે આપની મહત્તા એટલી છે કે પ્રાચીન ગુરુઓના જેટલું જ માન તે પેદા કરે છે.

સંસારસુધારાની દિશામાં આપની સેવાઓ જગજાહેર છે. આપની પ્રિયતમ દેવી સરસ્વતીને પૂજતાં પૂજતાં આપ માતૃભૂમિને અને માનવજાતિને વીસર્યા નથી. કેટલાક સર્વની એકતામાં માનવાની અને પોતે માનવજાતિના સેવક હોવાની વાતો કરે છે. પણ તેમની માનવજાતિને બન્ધનમર્યાદા કશું જ હોતું નથી. તેથી કયા મધ્યબિન્દુથી પોતાનું સેવાકાર્ય શરૂ કરવું તે જ તેઓને જડતું નથી. બીજે ક્યાંય ન જડવાથી તેઓ પોતાની જાતને જ કેન્દ્ર બનાવી દે છે ને તેમની સેવા પોતામાં જ સંભવે છે ને પોતામાં જ લય પામે છે. પણ આપની માનવજાતિને તો બન્ધન ને મર્યાદા બન્ને છે. તેનું કેન્દ્ર ભારતવર્ષ છે—નહિ, તેનું કેન્દ્ર બંગાળ છે, કે જ્યાં આપ આપના મલેરિયા ને તાવથી પીડાતા

ભાઈઓની સાધુજનને છાજતી ભક્તિથી સેવા કરો છો, દીન-હીન અને પતિતોની વચમાં પોતાનું સિંહાસન નાંખીને વિરાજેલા દીનબન્ધુની આપ પૂજા કરો છો. ઘણુઓ રસ્તો ફોડનાર મજૂરોનાં ફાટ્યાંતૂટ્યાં વસ્ત્રોની દયા દર્શાવે છે, પણ તેમનાં પોતાનાં કપડાં જોઈએ છીએ તો સ્વચ્છ ઊજળાં હોય છે. પણ આપનાં કપડાં તો જે મેલ તે ગરીબોનાં કપડાં ઉપર હોય છે તે જ મેલમાં તેમની સેવા કરતાં ખરડાયેલાં અમે જોયાં છે.

ડૉ. રાય, આપ ગુલામખાનાંઓની સાથે હજુ જોડાયેલા છો એ વાત ભૂલવી અમારે માટે બહુ મુશ્કેલ છે. આપના નામ આગળ લાગેલો 'સર'નો ખિતાબ ભૂલવો એ એનાથીયે મુશ્કેલ છે. તે અમને ખૂંચે છે. પણ આપની મહત્તા અને આપના પ્રેમે અમને જીતી લીધાં છે. એટલે અમારે ત્યાં આ શુભ ક્રિયા કરવાને અમે આપને નિમંત્ર્યા છે. કોઈ એમ ન કહેશો કે પ્રેમભર્યાં હૃદયની અમને પિછાન નથી. અમે સાંકડા મનના છીએ કે અભિમાની છીએ એવું કોઈ ન કહેશો. જ્યાં માન અને આદરનું સ્થાન છે ત્યાં તે અર્પણ કરવાને અમે અમારા સરદારની માફક જ ખુશ છીએ.

ડૉ. રાય, અમારાં અન્તર ભરાઈ ગયેલાં છે. હું મારું ભાષણ લંબાવી નથી શકતો. અન્તમાં આપની બંગાળી ભાષામાં જ હું નમ્ર ભાવે કહીશ:

> মহাশয়, আপনার পায়ের ধুলি চাই।
> এই শুভ কার্যে আপনার আশীর্বাদ চাই॥

માર્ચ, ૧૯૨૩.

## ૧૨. રાષ્ટ્રવિધાયક મેઝીની*

મેઝીનીના જીવનને અને આ દેશને અને આ કામને ઘણો સંબંધ છે. હિંદની હાલ જેવી ખરાબ હાલત છે તેવી ઈટાલીની હતી ત્યારે તેનો જન્મ થયો હતો. ઈટાલીને જેવો મેઝીની નેતા મળ્યો હતો તેવો નેતા આપણને ગાંધીજી મળ્યા છે.

મેઝીની ૧૮૦૫ ની ૨૨મી જૂને જીનોઆમાં જન્મ્યો હતો. તેના પિતા 'એનોટોમી'ના પ્રોફેસર હતા. તેઓ ઉદાર વિચાર ધરાવનાર ગૃહસ્થ હતા. મેઝીનીની મા બન્નુ માબાપના સંસ્કાર બુદ્ધિશાળી અને માયાળુ હતી. તેઓ દેશમાં ચાલતી રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ભાગ લેતા, જેથી તેવા સંસ્કાર તેમના છોકરાઓમાં પડ્યા હતા. દેશને લગતા કંઈ ખ્યાલો તેના મગજમાં પેદા થયા ત્યારે ૧૮૨૧ માં તે માત્ર ૧૬ વર્ષની ઉંમરનો હતો. એક સવારે તે તેના કુટુંબ સાથે ફરવા નીકળ્યો હતો. તે વખતે જીનોઆમાં નાસી આવેલા બળવાખોરોમાંના એક કાળી દાઢીવાળા ઊંચા સખ્સે તેમની પાસે દેશસેવકો માટે

* તા. ૨૦-૧૨-'૨૭ના રોજ અમદાવાદમાં આપેલું વ્યાખ્યાન.

પૈસા માંગ્યા ત્યારે તેને ખ્યાલ આવ્યો કે ઇટાલિયનો લડી શકે છે અને તેમની સ્વતંત્રતા માટે તેમણે લડવું જોઈએ.

**છૂપી મંડળીનો સભ્ય**

તે પછી મેઝીની બધી હકીકતથી વાકેફ રહેવા લાગ્યો. તેના પિતા તેને દાક્તરી લાઈનમાં નાંખવા માગતા હતા. પણ 'ડીસેકટીંગ રૂમ'માં જતાં પહેલે પ્રસંગે જ તે માંદો પડી ગયો. તે પછી તેણે કાયદાનો અભ્યાસ કરવા માંડ્યો. પણ તેનું લક્ષ તો સાહિત્ય તરફ હતું. પણ દેશની સ્વતંત્રતા વગર દેશની ખરી ઉન્નતિ થવાની નથી તેથી યુવકોએ તેમનું જીવન સ્વતંત્રતાની ગૂંચના ઉકેલ પાછળ રોકવું જોઈએ એમ તેને લાગ્યું. તે કહેતો કે સ્વતંત્રતાની લડાઈ જિતાય તો તે પછી ઈટાલીની કળા એની મેળે ખીલશે. તેથી સાહિત્યની કારકિર્દીનો સીધી રાજકીય લડત માટે ભોગ આપવો પડ્યો. શરૂઆતમાં તો તેણે એક માસિકમાં સાહિત્યવિષયક ટીકાઓ લખવા માંડી, જે પાછળથી બદલાઈને રાજકીય વિષયક બનવા લાગી. તે પછી બીજું માસિક નીકળ્યું, પણ સરકારે તે બંધ કર્યું. તે વખતે તે 'કારબોનરાઈ'ની છૂપી મંડળીમાં જોડાયો.

**'જુવાન ઈટલી'ની સ્થાપના**

મેઝીની ઉપર તુરત જ પગલાં લેવાયાં: તેના ઉપર શંકા આવતાં તેની ધરપકડ થઈ. મેઝીનીને એક કિલ્લામાં કેદ કરવામાં આવ્યો. ત્યાંની બારીમાંથી તે આકાશ અને દરિયો જ જોઈ શકતો. ત્યાંની સેનેટે કેટલાક મહિના પછી તેને છૂટો કરવાની ભલામણ કરી, પણ સરકારે તેને એક નાના ગામડામાં રહેવાની શરતે છૂટો કરવાની સંમતિ આપી. તેણે ગામડામાં રહેવાનું સ્વીકાર્યું. કિલ્લામાંની કેદ વખતે મળેલા એકાન્તમાં તેને ઉદ્ભવેલા વિચારોએ 'જુવાન ઈટલી'ના પ્રથમ મંડળને જન્મ આપ્યો. જૂના કારબોનરાઈ મંડળ કરતાં આ મંડળ જુદું જ હતું.

તે છૂપી મંડળી હતી, જ્યારે આનાં આશય અને ધ્યેય જાહેર હતાં. આ નવા મંડળનું ધ્યેય પ્રજા માટે પ્રજા દ્વારા સ્વતંત્રતા મેળવવાનું હતું. તે મંડળ ઇટલીના ઐક્યની ખાસ જરૂરિયાત સ્વીકારતું. તેનો મુદ્રાલેખ સ્વતંત્રતા, સમાનતા, સ્વાધીનતા, એકતા અને માનવતાનો હતો, જે તે મંડળના વાવટાની બે બાજુએ લખવામાં આવતો. તેમની રણહાક 'પ્રભુ અને પ્રજા'ની હતી. તે મંડળના સભ્ય થવા માટેની પ્રતિજ્ઞા બહુ આકરી હતી. તેમાં ઇટાલીને સ્વતંત્ર પ્રજાસત્તાક રાષ્ટ્ર બનાવવા માટે જિંદગી અર્પણ કરવાનું જાહેર કરવાનું હતું.

આ મંડળ તરફથી એ જ નામનું વર્તમાનપત્ર કાઢવામાં આવ્યું. તે પત્ર દ્વારા ઇટાલીની પ્રજાને જાગૃત કરવાનો પ્રયત્ન થયો, તે માટે કડકમાં કડક લેખો લખવા મંડયા.

**મેઝીનીનાં સાધનો**

મેઝીની માટે ધર્મ પ્રાણ સમાન હતો. ધર્મને તે ખાલી ખોખું ગણતો નહોતો. પોતાના લક્ષ્યને પહોંચવાનાં મેઝીનીનાં સાધનો તેના પુરોગામી નેતાઓનાં સાધનોથી જુદાં પડતાં હતાં. પહેલાંના નેતાઓને આમપ્રજાના બળમાં શંકા હતી. મેઝીની કહેતો કે તેઓ પ્રજાને પોતાના વિશ્વાસમાં લેતા નહોતા. આમવર્ગ વગર ખરી લડત લડી શકાય જ નહિ. તે કહેતો કે, અમે અમારા દેશને બળવાન, ગૌરવવંતો, સ્વતંત્ર અને સુખી બનાવવા માગીએ છીએ. મેઝીની કહેતો કે, રાષ્ટ્રે તેના ધ્યેયને પહોંચવા માટે પવિત્રતા કેળવવી જોઈએ, ભોગ આપતાં શીખવું જોઈએ. મેઝીનીના લેખોએ પ્રજાને જાગૃત કરી, તેનામાં સ્વદેશપ્રેમ કેળવ્યો. મેઝીનીનું કામ પ્રજાએ ઉપાડી લેવા માંડયું. 'જુવાન ઇટાલી'ની ઑફિસના કાર્યકર્તાઓ ચોવીસે કલાક કામ કરતા કહીએ તો ચાલે. થોડા સમયમાં ઇટાલીની સરકારને આ મંડળ ભયપ્રદ થયું. અને સરકારે તેને ગેરકાયદેસર મંડળ જાહેર કર્યું. છતાં મંડળના સભ્યો વધવા લાગ્યા. પાછળથી બળવાની તૈયારી થવા

લાગી પણ એ માણસોએ એક સ્ત્રીના પ્રેમની ખાતર દગો દીધો અને એ હિલચાલ તૂટી ગઈ.

સ્વીટ્ઝરલૅન્ડમાં 'જુવાન યુરોપ'નો સ્થાપના

૧૮૩૩ના જુલાઈ માસમાં બીજા બળવાની તૈયારી કરવામાં આવી. આ વખતે તેની સરદારી મેઝીનીના વિરોધ છતાં એવા માણસને સોંપવામાં આવી કે જેથી બાજી કથળી ગઈ. આ પ્રયત્નોમાં નિષ્ફળતા મળતાં મેઝીની અને તેના સાથીઓને સ્વીટ્ઝરલૅન્ડમાં આશ્રય લેવો પડ્યો. ત્યાં મેઝીનીની આસપાસ આખા યુરોપના દેશવટો પામેલા માણસો એકઠા થવા લાગ્યા. મેઝીનીએ ત્યાં રહી 'જુવાન યુરોપ' નામનું મંડળ ઊભું કર્યું. પણ સ્વીટ્ઝરલૅન્ડ ઉપર જુદા જુદા દેશોનું સખત દબાણ આવ્યું અને બધાને વીખરાવું પડ્યું. મેઝીનીના સાથીઓ મેઝીની ઉપર સત્તા અને આગેવાનીના શોખનો આરોપ કરવા લાગ્યા. આ તેના જીવનમાં કારમામાં કારમી પળો હતી. તે નિરાશાનો ભોગ થઈ પડ્યો. પરદેશ, દેશવટો, હાર અને ભૂખમરો એના જેવી શરમભરેલી સ્થિતિ બીજી કોઈ નથી. તે કહેતો કે આ સ્થિતિ જો વધુ ટકી હોત તો હું ગાંડો થઈ જાત, અગર તો આપઘાત કરી બેસત. પણ એક બનાવ એવો બન્યો કે જે વખતે તેને જિંદગીની જરૂરિયાત સમજાઈ.

મેઝીની ઇંગ્લાંડમાં

તે પછી, મેઝીની પોતાના સાથીઓ સાથે ઇંગ્લૅંડ ગયો. તે એકદમ ગરીબાઈમાં આવી પડ્યો. એક વખતે તો તેનો પોતાનો જૂનો કોટ અને બૂટની જોડ વેચવા જવાની ફરજ પડી. પાછળથી પડેલી મુશ્કેલીઓ દૂર થતાં તે લેખો લખીને પોતાનો નિભાવ કરવા લાગ્યો. ૧૮૪૪માં તેને લાગ્યું કે તેના પત્રો ફોડાય છે. પોતાના અંગ્રેજ મિત્રોને તેણે એ વાતની સાબિતી કરી આપી. પાર્લામેંટમાં સવાલો પુછાયા. છેવટે સર જેમ્સ ગ્રેહામ, જેણે મેઝીનીને એક ખૂની તરીકે જણાવ્યો હતો, તેને પોતાના એ શબ્દો આમની

સભામાં પાછા ખેંચવા પડ્યા, અને તપાસ સમિતિ નિમાઈ. તેમાં એવી વાત બહાર આવી કે ૧૮૦૬ થી ૧૮૪૪ સુધી પ્રધાનો હકીકત મેળવવા આવો અધમ માર્ગ લેતા આવતા હતા. પ્રધાનોએ આ વાતનો ઇન્કાર કર્યો. પણ ભવિષ્યમાં ઑસ્ટ્રિયાને આગળથી હકીકત મળવાથી મેઝીનીને પોતાના વહાલા મિત્રોમાંના બે જણને ગુમાવવા પડ્યા.

આ બધા સમય દરમિયાન 'જુવાન ઇટાલી' મંડળ પોતાનું કાર્ય કર્યે જતું હતું. તે અરસામાં બીજો એક સવાલ પક્ષ ઊભો થયો. પણ સમય આવી પહોંચ્યો, જ્યારે પ્રજા તેના રાજ્યકર્તાઓ સામે ૧૮૪૮માં ઊભી થઈ. ફ્રેન્ચ રાજા અને ઑસ્ટ્રિયન ગવર્નર એકદમ પલાયન થઈ ગયા. મેઝીની મિલાન જઈ પહોંચ્યો. જોકે ઑસ્ટ્રિયનોને હાંકી કાઢવામાં આવ્યા તોપણ એને ખરી જીત મળી નહિ. રાજાના પક્ષના અને રીપબ્લિકનો વચ્ચે અંદર અંદર ઝગડો થયો. કેટલાક સમય પછી કામચલાઉ સરકાર ઊભી થઈ. ડેપ્યુટીઓમાં મેઝીની અને ગેરી-બાલ્ડી હતા. મેઝીનીએ શહેરની વ્યવસ્થા કરવા માંડી. પોપે યુરોપના રોમન કૅથોલિક રાજ્યોની મદદ માગી. ફ્રેન્ચો પોપની વહારે ધાયા. શહેરને ઘેરો ઘાલ્યો. મેઝીનીની દશા કફોડી થઈ પડી. છેવટે મેઝીનીને રોમ છોડી સ્વીટ્ઝરલૅન્ડ જવું પડ્યું. ત્યાંથી તેની જિંદગીના છેડાના થોડા દિવસ બાદ કરતાં તેણે બાકીનું જીવન ઇંગ્લૅંડમાં ગાળ્યું. ત્યાં તેના પિતાએ મૂકેલી નાની સરખી મિલકત અને પોતાની કમાણીથી ભાગ્યે જ વાર્ષિક ૨૦૦ પાઉંડ મેળવતો. તેમાંનો ઘણો ભાગ એક વૃદ્ધ સ્ત્રીનાં બાળકોને ભણાવવા પાછળ જતો. ૧૮૭૨ના માર્ચ માસમાં તે પીસા શહેરમાં મરી ગયો. તેની માતાની કબર પાસે જ તેને દાટવામાં આવ્યો હતો.

**મેઝીની પાછો ઇટાલીમાં**

ડિસેમ્બર, ૧૯૨૭.

## ૧૩. લોકમાન્ય-સંવત્સરી*

મોટાના ગુણ મોટા ગાઈ શકે. આવે પ્રસંગે ગાંધીજી બોલનાર હોય તો વધારે ઉચિત ગણાય. લોકમાન્ય હરેક પ્રકારના વિચારો અને આંદોલનનું મૂળ હતા. તેથી તેમના જીવન વિષે બોલતાં શું ગ્રહણ કરવું અને શું છોડી દેવું તે સમજાતું નથી. જે મહાન પુરુષો હોય છે તે પોતાના જમાનાથી ઘણા આગળ હોય છે. બુદ્ધ અને ઈસુ એટલા આગળ હતા કે હજુ સમાજ તેમના આદર્શોને જ પહોંચી શક્યો નથી. અને લોકમાન્ય પણ એક સિતારા સમાન છે, જે ઊંચા રહી જશે. જીવવા સિવાય બીજી કોઈ ચીજ માણસને કરવાની છે એ ઔરંગઝેબના મૃત્યુ પછીના કાળમાં હિંદના લોકો ભૂલી ગયા હતા. અંગ્રેજોએ સલ્તનત હાથ કરી ત્યારે જિંદગીનું સુખ થયું. હૂણ અને સિથિયન લોકો હિંદમાં આવ્યા ત્યારે હિંદુસ્તાનના લોકોને એમ નહોતું લાગ્યું કે, તેઓ તેમના કરતાં ઊતરતા છે. અંગ્રેજોના આગમનમાં હિંદીઓને ઈશ્વરી સંકેત દેખાવા માંડ્યો. લોકમાન્યના સમયમાં એમ કહેવાતું કે અંગ્રેજો અહીં વસી આપણા ઉપર ઉપકાર કરે છે.

* તા. ૧-૮-૧૯૨૭ ના રોજ આપેલું વ્યાખ્યાન.

સૂર્ય પશ્ચિમમાં ઊગે છે ! પહેલાં તો આપણે એમ માનતા કે સૂર્ય પૂર્વમાં ઊગે છે. પણ અંગ્રેજોના આવ્યા પછી એમ માનવા લાગ્યા કે પશ્ચિમમાં ઊગે છે. કલા, સંગીત, સંસ્કૃતિ વગેરે જીવનનાં બધાં આભૂષણો પશ્ચિમનું અનુકરણ કરી નવાં કરવાં પડયાં અંગ્રેજોએ ચોકસ કામ કરવા માટે જ પાયાથી શરૂઆત કરીઃ શાળાપાઠશાળાઓ ખોલી. આપણે તેમને ચરણે બેસી એ નવીન સંસ્કૃતિનું શિક્ષણ લેવું શરૂ કર્યું. લોકમાન્યના સમયમાં એ સંસ્કૃતિમાં પ્રવીણ થવું એ જ એક વિચાર હતો. પ્રથમ મહાસભાના પ્રમુખ શ્રી. ડબલ્યુ સી. બેનરજી વિષે કહેવાય છે કે અણુએ અણુ તે અંગ્રેજ હતા. ઘરમાં અંગ્રેજી બોલવું અને બોલાવવું એ તો સામાન્ય હતું; પરંતુ વિચાર અને સ્વપ્ન પણ અંગ્રેજીમાં આવે ત્યારે પૂરી સભ્યતા ગણાય. આજકાલ તો એવા અનુકરણથી હાસ્ય ઊપજે છે. આ સર્વ સંજોગોમાં લોકમાન્ય સામે વહેણ તરવા લાગ્યા. જે જમાનામાં કોઈ માણસ સમજતો નહોતો કે હિંદુસ્તાનની પણ જૂની સંસ્કૃતિ છે તે વખતે મહારાષ્ટ્રી જોડા, ધોતિયું અને અંગરખું પહેરવું એ ભારે વાત હતી. આજ જે વસ્તુઓ નજરે પડે છે તેનાં બીજ લોકમાન્યે નાંખ્યાં હતાં. તેમની કેળવણી બીજા ગ્રેજ્યુએટોની રીતિ પર થઈ હતી. છતાં તેઓ સમાજસુધારણાથી માંડી બધી બાબતમાં સ્વદેશી ભાવ લાવી શકયા. તેમણે બહારની વસ્તુ લીધી, પરંતુ આંતરિક વિકાસ વિના આપણે ઊભા રહી ન શકીએ એમ સમજી એ વસ્તુઓને જેમ ને તેમ નહિ રાખતાં તેને પૂર્ણપણે પચાવી પોતાની કરવા પ્રયત્નો કર્યા. કેટલાક લોકમાન્યને જૂના વિચારના માન્યા છે. પરંતુ તેમની પુત્રીનું મોડી ઉંમરે કરેલું લગ્ન અને તેમનું ઇંગ્લેંડગમન એ બે વાત એ માન્યતા ખોટી પાડે છે.

લોકમાન્યે હિંદીઓમાં નવો ઉત્સાહ પૂર્યો, અથવા એમ કહો કે જૂના ઉત્સાહને સતેજ કર્યો. લોકો પર જેટલો કાબૂ મહાસભા

અને પરિચય ન મેળવી શકી તેથી અધિક લોકમાન્યે શિવાજી અને ગણપતિના ઉત્સવોમાં નવો પ્રાણ પૂરી તે દ્વારા મેળવ્યો અને તે ઉત્સવોને રાજનીતિના ધોરણ પર ખીલવ્યા.

**આપણા દુશ્મન કોણ ?**

જો કોઈ યુવક દેશકાર્યમાં પડવા માંગતો હોય તો લોકમાન્યના જીવનમાંથી એક વસ્તુ જાણી શકશે કે, દેશકાળમાં અંગ્રેજો આપણા જેટલા દુશ્મન છે તેથી અતિ વિશેષ આપણા દુશ્મન હિંદીઓ છે. હિંદીઓનાં સ્વાર્થ, ઈર્ષા, સંકુચિત મનોવૃત્તિ અને મૂર્ખતાએ લોકમાન્યને જેટલું દુઃખ આપ્યું છે તેટલું દુઃખ જેલમાં તેમને નથી પડ્યું. જેલ જવાની શરૂઆત લોકમાન્યે કરી. જે જમાનામાં જેલજાત્રા આબરૂદાર માણસને માટે ખ્યાલ બહારની વસ્તુ હતી તે જમાનામાં તેઓ ત્રણ વખત જેલમાં ગયા. કેટલાક કહે છે કે જો તેમણે લેખકનું કાર્ય શરૂ કર્યું હોત તો આખા જગતમાં તેમની કીર્તિ ફેલાત. પરંતુ પોતાના ઘરમાં લાગેલી આગ બુઝાવવા, મનુષ્યને જાન કરતાં પણ જે વહાલી છે તે કીર્તિની તેમણે આહુતિ આપી. આ આહુતિ ઈશ્વરને પસંદ ન પડી, અને દુશ્મનને હાથે સારું કામ થાય તે ન્યાયે ત્રણ વખતના કારાવાસ દરમ્યાન તેમણે ત્રણ ગ્રન્થો લખ્યા જે તેમની કીર્તિ કાયમ રાખવાને પૂરતા છે, અને સંસ્કૃત સંસ્કૃતિની હયાતીમાં તેનો વિનાશ થવાનો નથી. જેમ લોકમાન્ય લેખક થાય એમ કેટલાક ઇચ્છતા તેમ હું ઇચ્છું છું કે મહાત્માજી પોતાના આત્માની ખોજ કરી પરમાત્મા થાય. પરંતુ તેમણે બીજા કામ પાછળ તે કાર્યની આહુતિ આપી છે. છતાં મને પૂર્ણ વિશ્વાસ છે કે તે વસ્તુ તેમને સહજ મળી રહેશે.

## ૧૪. વિશાળ દૃષ્ટિ*

ડૉ. ઍની બીસન્ટ પ્રત્યે માન ધરાવવું એ દરેક હિંદીની ફરજ છે. ગરીબોના બેલી થવું તે સહેલું કામ છે. પણ જે પ્રજાએ તમામ ગુમાવ્યું છે, તેના તરફથી કામ કરવું તે સહેલું નથી. ડૉ. ઍની બીસન્ટને હિંદુસ્તાનમાં કામ કરવામાં શું શું સહન કરવું પડ્યું હશે તે હું સમજી શકું છું. તેમણે ભૂલો ઉપર ભૂલો કરી છે. તે પોતે પણ તે કબૂલ કરે છે. દરેક મહાપુરુષ ભૂલોની પરંપરામાંથી પસાર થાય છે. તે પોતે ભૂલ કરે છે એટલું જ નહિ પણ બીજાઓને પણ પોતાની સાથે લઈ જવા માગે છે. મહાત્મા ગાંધી પોતાનું જીવનચરિત્ર લખે છે. તેમણે કેટલા નિર્દોષોને પોતાની સાથે ઘસડ્યા છે? છતાં જગત શા માટે મહાપુરુષોને પૂજે છે! મહાપુરુષો ભૂલો કરે છે, છતાં તેમનામાં એક ગુણ હોય છે. તેમનામાં સરલતા હોય છે. તેઓ નામના કરવા કંઈ નથી કરતા. તેમનું હૃદય શુદ્ધ હોય છે. અને તેમની ઇચ્છાશક્તિ પ્રબળ હોય છે.

---

*તા ૧-૧૦-'૨૭ ના રોજ અમદાવાદમાં ડૉ. ઍની બીસન્ટની જયંતીના પ્રસંગના વ્યાખ્યાનની નોંધ.

તેઓ પોતાની જાતને બચાવતા નથી. મનુષ્ય કામથી મરી જતો નથી. ઘણું કામ કરવાથી ઘણી શક્તિ આવે છે. મહાપુરુષો દાક્તરોને ખોટા પાડે છે. ૨૦ કલાક કામ કરીને આપણે સવારે જેવા નથી હોતા તેવાં ડો. બીસન્ટ હોય છે. તેમનું કામ પુષ્કળ છે. હું તેમને ઘણા વખતથી વખાણું છું.

# ૧૫. સલ્તનતની ખોટ*

આપણી આ ભારે ખોટ વખતે એક પક્ષે આપણા સાથી બનવું જોઈએ. જોકે તેમને તો ખ્યાલ પણ નહિ હોય કે પોતે કેટલું ગુમાવ્યું છે. આપણા શાસનકર્તાઓનું વિશાળ સામ્રાજ્ય આજે જડ થઈ ગયું છે. લાલાજીના અવસાનથી તેમણે એક સાચા અને પ્રામાણિક મિત્ર ગુમાવ્યા છે. અને તે પણ એવા મિત્ર કે જે પોતાને આંધળી તથા કેફથી ઉત્તેજિત થયેલી સત્તા તરફથી જેટલી વખત સજા કે અપમાન થયાં તે દરેક વખતે મદદરૂપ જ થયા હતા.

બંગભંગના દિવસોમાં સરકારે મુકદ્દમો ચલાવ્યા સિવાય લાલાજીને દેશપાર કર્યા. છતાં જ્યારે તે દેશમાં પાછા આવ્યા ત્યારે મહાસભાના ઉદ્દામ ગણાતા વર્ગની હિલચાલનો તેમણે વિરોધ કર્યો

---

*દેશભક્ત લાલાજીના અવસાન પર વ્યાખ્યાન આપેલું તેમાંથી આ ભાગ શ્રી. ગાંધીજીએ 'યંગ ઇંડિયા'માં પ્રસિદ્ધ કરેલો ને પ્રાસ્તાવિક લખેલું : 'બ્રિટિશ પ્રજાનો મોટો ભાગ જાણતો નથી કે લાલાજી તેઓના કેવા સાચા મિત્ર હતા. પરંતુ એક દિવસ એવો આવનાર છે કે જ્યારે લાલાજી જેવા દેશભક્તોએ તે પ્રજાની કેવી સેવા કરી છે તેનું તેમને પ્રત્યક્ષ ભાન થશે.'

અને ફિરોજશા તથા ગોખલેની આગેવાનીવાળા નરમ પક્ષને સાથ આપ્યો. પોતાને વધારેમાં વધારે સહન કરવું પડ્યું ત્યારે પણ તેમણે, પોતાના પયગંબરના સદ્ગુણોને વિસારી મૂકનાર માત્ર નામના જ ખ્રિસ્તી રહેલા સમક્ષ ખડા જ રહીને દુઃખને આમંત્રણ કર્યું. ગત મહાયુદ્ધ વખતે તે અમેરિકામાં હતા. અને જ્યાં સુધી યુદ્ધ ચાલુ હતું ત્યાં સુધી અને ત્યાર પછી પણ થોડા વખત સુધી તેમને દેશમાં પાછા ફરવા દેવામાં આવ્યા ન હતા. છતાં જ્યારે યુદ્ધ ચાલુ હતું અને સામ્રાજ્યનું ભાવિ ડગુમગુ સ્થિતિમાં હતું ત્યારે પણ પોતાને થયેલું અપમાન ગળી જઈ ને તેમણે પોતાના દેશબંધુઓને અંગ્રેજોની સાથે રહી લડવાને જે મોકો મળ્યો તેને અમેરિકામાં રહ્યે રહ્યે તેમણે આશીર્વાદ આપ્યા. સામ્રાજ્યની સ્થાપના અન્યાયના પાયા ઉપર થયેલી હોવા છતાં, એની સેવા કરવાની ભારતવાસીઓને તક મળી એ તેમણે આનંદદાયક માન્યું.

કાયદા અને ન્યાયની દૃષ્ટિએ વિચાર કરતાં ટકી જ ન શકે એવા આરોપ હેઠળ તેમને અસહકારના જમાનામાં જેલમાં મોકલવામાં આવ્યા હતા. પણ જેલમાંથી બહાર આવ્યા બાદ પોતે તેમને દબાવનારાઓની જ મદદમાં ગયા અને ધારાસભામાં દાખલ થઈ વિવેકયુક્ત સહકારની વાત કરી.

જે પક્ષ અધિકારમાં હોય તેને સહાય કરવાનું તેમનું વલણ છેવટ સુધી ચાલુ હતું. તેમના દુઃખદ અવસાનના પંદર દિવસ પહેલાં તેમનું અપમાન કરવામાં આવ્યું હતું, તેમને હલકા પાડવામાં આવ્યા હતા. આ કંઈ તેમનું એકલાનું અપમાન નહોતું. આ કાંઈ તેમનો એકલાનો ગૌરવભંગ નહોતો. પણ તેમને રૂપે સમસ્ત રાષ્ટ્રનું અપમાન હતું, સમસ્ત રાષ્ટ્રનો ગૌરવભંગ હતો. અને તે પણ અતિશય જંગલી અને હિચકારી રીતે. છતાં આ બનાવને પાંચ દિવસ જ થયા હતા ત્યાં તો પોતાના યુવાન મિત્રો, જેમનું

ઊકળતું લોહી પોતાની દુઃખી માતૃભૂમિને સંપૂર્ણ સ્વાતંત્ર્ય ન મળે ત્યાં સુધી ઠંડું થાય તેમ ન હતું, તેમને સમજાવવા માટે પોતે દિલ્હી જવાનો શ્રમ ઉઠાવ્યો હતો. ત્યાર પછી એક જ અઠવાડિયે પોતે છેવટ સુધી જેમની યથામતિ સેવા જ કરી હતી તે રાજકર્તાના ઘાએ તેમનો અંત નજીક આવ્યો, એટલે આજે તો બ્રિટિશ પ્રજાએ જ રડવાનું છે. અને જો તે સત્તાના મદથી અંજાઈ કે આંધળી ન બની ગઈ હોય તો તે રડત પણ ખરી.

આવા વિશ્વાસુ, કસાયેલા અને સાચા મિત્રોના અવસાન પછી પણ જો અંગ્રેજો પોતાની જીદ ચાલુ રાખશે તો ભવિષ્યની હિંદી જનતા ઇંગ્લૅંડ સામે સનાતન દુશ્મનાવટની પ્રતિજ્ઞા લે એવો વખત આવશે. ઈસુ ખ્રિસ્તને વધસ્તંભે જડનાર યહૂદીઓની સામે જે જાતની દુશ્મનાવટની ખ્રિસ્તીઓએ પ્રતિજ્ઞા લઈ તેને પાર ઉતારી હતી એ જાતની આ પ્રતિજ્ઞા પણ બને. એમનો આંધળો અમલ આવી પ્રજાને વધસ્તંભે ચડાવનાર ગણાઈ ભવિષ્યમાં જન્મનારી પ્રજાની ખરાબમાં ખરાબ લાગણીઓને કદાચ ઉશ્કેરે. એટલે હજી પણ આખું સામ્રાજ્ય વિચાર કરે અને સુધારે. હજી વખત છે તેટલામાં બાજી સુધારી લે, કારણ રાત્રિનાં અંધારાં ઘેરાવા માંડ્યાં છે અને પાયો નંખાઈ ગયા પછી પીછેહઠ કે સમાધાનનો વખત વીતી ગયો ગણાશે.

નવેમ્બર, ૧૯૨૮.

## ૧૬. કવિ અને પયગંબર*

જેમ કોઈ પણ કલાકારને તેમ કવિને સત્યનું પ્રાસંગિક દર્શન થાય છે. વસ્તુઓની પાછળ તે વસ્તુઓના હાર્દને–વસ્તુના વાસ્તવને તે જુએ છે. પરંતુ આવા પ્રકારનાં તેનાં દર્શનો ક્ષણિક અને પ્રાસંગિક હોય છે—એ ઝાઝાં ટકતાં નથી. એક કલાકાર તરીકે જ એ દર્શનો એ પામે છે અને એને સ્પર્શી શકે છે. કલાકાર તરીકે જ કેટલાક અંગ્રેજ કવિઓ જીવનનાં ચિરંતન તત્ત્વોના ઊંડાણમાં પ્રવેશી શક્યા હતા. તેમણે એ વિષે ખ્રિસ્તી તરીકે નહિ, પણ કવિ તરીકે ગાયું હતું. તેમની કવિશ્રદ્ધા તે ધર્મશ્રદ્ધા હરગીજ ન હતી.

જ્યારે બીજી બાજુ પેગંબરને સત્યનું દર્શન વારંવાર થાય છે. કવિ અને કલાકારની સરખામણીમાં તો એને વિષે એમ કહી

* શ્રી. એન્ડ્રુઝે ગુજરાત વિદ્યાપીઠમાં ઈ. સ. ૧૯૨૩ માં વ્યાખ્યાન આપેલાં, તેનો આભાર માનતાં કૃપાલાનીજીએ કરેલું વ્યાખ્યાન, જે લખીને અંગ્રેજીમાં પછળથી છપાયેલું, તેનો આ અનુવાદ છે. વ્યાખ્યાનમાં કવિવરના અમદાવાદમા આપેલા વ્યાખ્યાનમાંથી હવાલા છે તેનું સૂચન તે તે જગાએ કરેલું જ છે.

શકાય કે, તે એમાં જ જીવે છે, એમાં જ વિચરે છે, અને એમાં જ રાચ્યો રહે છે. સત્યનું એને સ્પષ્ટ દર્શન છે, અને એનો માર્ગ પણ બરાબર એની જાણમાં છે. આને લીધે તો બીજાઓ માટે અચૂક ભોમિયા તરીકે કામ કરવાનું એને માટે શક્ય બને છે. કવિ તો સ્વપ્નવાદી, આદર્શવાદી કે ગૂઢવાદી બની રહે છે. જ્યારે પેગંબર, એ ઉપરાંત, એક માર્ગદર્શક, વ્યવહારદક્ષ માણસ, દુનિયાનો માણસ હોય છે. આદર્શને તે ભૂમિ પર ઉતારે છે, દૂરને સમીપ આણે છે. એમ પેગંબર વ્યવહારદક્ષ ગૂઢવાદી છે. સ્વપ્નોને તે શરીર અર્પે છે, અને તે પોતાને જ માટે નહિ પણ સૌનેય માટે.

*

શાંતિનિકેતનના કવિ માનવતાના કવિ છે. માનવતાની એમને ઝાંખી થઈ છે. એની પાછળનું સત્ય એમને લાધ્યું છે. પરંતુ માનવતાને એમણે એક કલાકાર તરીકે જોઈ છે, એક કવિ તરીકે જોઈ છે. એમના જીવનની સામાન્ય ક્ષણોમાં તો એનાથી એ એટલા જ દૂર હોય છે, જેટલો એક કલાકાર પ્રેરણાના વહી ગયા પછી હોય. તેથી તો કવિએ ગાયું છે: 'જાણું છું કે તારી હાજરીમાં એક ગાનાર તરીકે જ હું આવું છું. તારાં ચરણ, જેમને પહોંચવાની હું કદી કલ્પના ન કરી શકું, તેમને મારા ગીતની નભ-નિસ્તરતી પાંખોના પાલવ વડે સ્પર્શું છું. ગાવાના ઉલ્લાસમાં ઘેલો બની જઈને હું ભાન ભૂલી જાઉં છું. અને તું જે મારો નાથ છે તેને મિત્ર કહી બેસું છું.' (ગીતાંજલિ–૨)

આમ, ગીતના ઉલ્લાસની ઘેલપમાં, રંગોની રમણાએ ચડેલ કલાકારની પેઠે, આપણા મહાકવિને જનતાદેવીનાં દર્શન થયાં છે. તેથી એ કહે [redacted] એ બરાબર છે કે: હું તો માત્ર કવિ છું, હું કાંઈ દુનિયાનો માણસ નથી કે નથી વક્તા. ક્ષણ ક્ષણની પ્રેરણા પર હું મારે મુસ્તાક છું. મારી કને નથી હકીકતો, ને નથી આંક-

ડાના ગંજ. મને 'ભીખનાં અડવું લાગે છે.' વગેરે. આ બધાની પાછળ કવિ બોલે છે, કલાકાર બોલે છે; નવા આદર્શને—સિદ્ધ કરી શકાય એવા આદર્શને—ઓપતો, એને આચરતો, પેગંબર નહિ. પેગંબર તો વધારે આગ્રહી હોય, વધારે મક્કમ હોય. એ તો એક ફૂંફાડતા વંટોળિયા જેવો લાગે, પસાર થતી પ્રત્યેક પવનલહરી આગળ શિર ઝુકાવનાં કૂણાં તરણાં જેવો નહિ. એ તો દલીલો કરવાનો—તત્કાળ ક્ષણની પ્રેરણા પર એ મદાર નહિ બાંધે. એ તો હકીકતો પકડી લાવવાનો અને આંકડા રજૂ કરવાનો—પોતાના આદર્શ માટે 'ભીખતાં એને અડવું' નહિ લાગે.

*

માનવતાનો પેગંબર પોતાના આદર્શને સિદ્ધ કરવા માર્ગ યોજશે, પોતાની શક્તિઓને એ કેન્દ્રિત કરશે. એ કોઈ એકાદ સ્થળથી (ઈશુની જેમ પૅલેસ્ટાઈનથી અને મહમદની જેમ અરબસ્તાનથી) શરૂ કરશે, એકાદ નિશ્ચિત પ્રશ્નથી આરંભ કરશે. જે માણસ સારી આલમને ઉદ્ધારવા નીકળી પડે છે પણ પોતાના પડખાની પરિસ્થિતિ સામે તટસ્થ રહે છે, તે કદી ક્યાંય પહોંચવાનો નહિ. એને એનું ધાર્યું મળે એ અશક્ય છે. એની ધારણા પાછળ સ્પષ્ટતા નહિ હોય, પ્રયત્ન પાછળ હેતુબળ નહિ હોય. એને માટે જરૂરનું છે કે, એના હાથમાં અમુક એક ભૌગોલિક પ્રદેશનો નિર્ણીત પ્રશ્ન હોય. તો એ પોતાના ઊર્મિબળોને કેન્દ્રિત કરી શકે, અને પોતાની આકાંક્ષાઓની આછીપાછી નિહારિકાઓમાંથી એ નવસૃષ્ટિ નિર્મી શકે. એના ઉચ્ચાલનયંત્રની દાંડી ક્યાંક તો ટેકવાવી જ જોઈએ. ઘણુંખરું સંજોગો જ આ બધું નક્કી કરી આપે છે. કાં તો એ એની જન્મભૂમિ હોય, કાં તો વસવાટે સ્વીકારેલી ભૂમિ હોય, કે કાં પસંદગીની ભૂમિ. એવી પસંદગી ઘણું કરીને કાબૂ બહારના સંજોગો પર અવલંબે છે.

*

'પશ્ચિમની પ્રજાઓ પીડાય છે. હિંદુસ્તાન કરતાંય વિશેષ ગરીબાઈથી, અપમાનથી; ના, રાજકીય ગુલામીથી પણ તે પીડાય છે. તેઓ સ્વતંત્ર નથી; તેઓ રિબાય છે, રડે છે. તેમણે મને આમન્ત્રણ આપ્યું, પૈસા આપવા માંડ્યા, બાદશાહી સ્વાગત ધર્યું. તેઓ ભૂખે મરે છે. પોતાના જ ઉપદેશકોમાં હવે એમને ઇતબાર રહ્યો નથી. તેમને આદર્શની કદર છે. પ્રથમ જડ ને આત્મ-ચૈતન્ય પછી, પ્રથમ દેશ ને પછી માનવતા—એમ તેઓ નથી કહેતા. આદર્શ થોડી વાર આરામ લે એમ પણ નથી કહેતા.' આમ આપણને કવિવરે પોતે અમદાવાદમાં આવ્યા ત્યારે કહ્યું. છતાં માનવતાનું મંદિર, જગતની આશાઓનું કેન્દ્ર, નવું સ્વર્ગ ત્યાં તો પ્રગટ્યું નહિ, પણ હિંદમાં પ્રગટ્યું. સંજોગોની આ વિચિત્ર વિપરીતતાને આપણે શી રીતે ઘટાવવી?—સિવાય કે, આપણું માનવું છે તેમ, અહીં સ્વાભાવિક અને યોગ્ય પસંદગી થઈ છે, કે દેશ-ભક્તનો અવાજ સુણાઈ રહે છે, નહિ કે માનવતાના ગાયકનો.

*

'આપણે શું એમ કહીશું કે અમને પ્રથમ પૈસાદાર થવા દો, પ્રથમ મુક્ત થવા દો, પ્રથમ સત્તાવાન થવા દો, અને પછી અમે મહેમાનને નિમંત્રીશું? બુદ્ધે શું એમ કહ્યું હતું? ઈશુએ શું એમ કહ્યું હતું? મૈત્રેયે પણ શું એમ કર્યું હતું? સાચે જ આપણે શ્રીમંત છીએ. અને આપણે મહેમાનને નિમંત્રી શકીએ, નિમંત્રવા જોઈએ.' આમ અમદાવાદમાં કવિએ વેણુ કાઢેલાં.

આપણે ઋષિઓનાં ફરજંદ પ્રથમ જો ઐહિક બાબતોનો, ધન, સત્તા, મુક્તિનો વિચાર કરીએ, તો એ ખરે જ હીણપતભરેલું કહેવાય. ઋષિબાલકોને આપણા આ 'મહાન પહેરગીર' કહેવાની જરૂર ખરી કે, 'પ્રથમ તમે સ્વર્ગના રાજ્યની ખોજ કરો અને આ બધી ચીજો તો તેમાં ભેગી પછી આવી મળશે'? તેઓ શું જૂના

પણો વીસરી ગયા છે ? ચાલો આપણે એની તપાસ કરીએ. જેની સામે લડાઈ લડાય છે તે શું ઐહિક કંગાલિયત છે, ઐહિક ગુલામી છે? આપણને આધ્યાત્મિક સ્વતંત્રતા છે ? આપણને આધ્યાત્મિક સંપત્તિ છે ? 'ચિત્ત ભયહીન અને મસ્તક ઉન્નત ' છે ?* ' જ્ઞાન સ્વતંત્ર ' છે ? 'આપણી દુનિયા ઘર ઘરની સાંકડી દીવાલો વડે ટૂક ટૂક વહેંચાઈ ગઈ નથી ' શું ? ' શબ્દો સત્યના ઊંડાણમાંથી ઉદ્ભવે છે' ખરા ? ' અશ્રમિત પ્રયાસ પૂર્ણતા પ્રતિ પોતાનો હાથ લંબાવે છે ' ? ' બુદ્ધિનો નિર્મળ સ્રોત રૂઢિપરંપરાની કારમી રણ–રેતીમાં લુપ્ત થઈ ગયો નથી' ? ' નિરંતર વિકસતા વિચાર અને કાર્ય પ્રતિ ચિત્ત દોરાય છે ' ? આ પ્રશ્નના ઉત્તર સ્પષ્ટ છે. ખરેખર ત્યારે, આપણે જેનાથી પીડાઈએ છીએ તે ઐહિક આફત નથી, ઐહિક ગુલામી નથી. પણ અફસોસ ! એ આફત નૈતિક છે, આધ્યાત્મિક છે. કવિએ જ્યારે ઉપરનું લખ્યું ત્યારે એમણે આપણી હૃદયની કંગાલિયત પારખી લીધી હતી. તેનું તેમણે બયાન આપ્યું અને તેના વિનાશ માટે પ્રાર્થના કરી.

હમણાંની જાગૃતિ ભલે આપણા કવિને ઐહિક અને સાંકડી

---

*હે પિતા !

–જ્યાં ચિત્ત ભયવિહીન છે, શિર જ્યાં ઉન્નત રાખી શકાય છે;
જ્ઞાન જ્યાં મુક્ત છે;
સંસાર જ્યાં ઘર ઘરની સાંકડી દીવાલોથી ટૂક ટૂક વહેંચાઈ ગયો નથી;
જ્યાં શબ્દો સત્યની ગહનતામાંથી સ્ફુરે છે;
અવિશ્રાન્ત પ્રયત્ન જ્યાં પૂર્ણતા પ્રતિ હાથ લંબાવે છે;
બુદ્ધિનો નિર્મળ સ્રોત જ્યાં મૃત રૂઢિપરંપરાની કારમી રણરેતીમાં લુપ્ત થઈ ગયો નથી;
જ્યાં ચિત્તને નિરંતર પ્રગતિમાન વિચાર અને કાર્ય પ્રતિ તું દોરે છે;
—એવા સ્વાતંત્ર્યના સ્વર્ગમાં, હે પિતા ! મારા દેશને જાગ્રત કર.
( ગીતાંજલિ, ૩૭ )

જણાતી હોય. પણ આટલાની કોઈ ના પાડી શકશે નહિ કે, એણે ન-જેવો ભય દૂર કર્યો નથી. એણે આપણાં માથાં થોડાં ઊંચાં કર્યાં છે, થોડીક સંકુચિતતાની દીવાલો તોડી છે, અને પિનલકોડ ને જેલની પરવા કર્યા વગર સત્યનાં તાજ ઊંડાણમાંથી થોડાક શબ્દો સ્ફુરાવ્યા છે. ચિત્ત વિશાળ ચિંતન અને કાર્ય પ્રતિ ઉન્મુખ થયું છે. આની કોણ ના પાડી શકશે ? આ બધું જો સાચું હોય—અને એ ખરેખર છે જ—.તો આપણે કહી ન શકીએ કે આ જાગૃતિ ઐહિક નથી, આધ્યાત્મિક છે,—એનાં રોમેરોમમાં અધ્યાત્મ છે ?

માનવતાને આ લાભ નથી ? ભારતવર્ષની આધ્યાત્મિક જાગૃતિનું પાછળથી થઈ રહેશે; પશ્ચિમનો સંદેશ ભારી છે, એ રાહ જોઈ શકે નહિ—એમ કહેવું એ માનવતાનું વિકૃત દર્શન નથી ? ભારતવર્ષની આધ્યાત્મિક જરૂરિયાત સૌથી વધુ અગત્યની છે. પણ આપણા કવિને માનવતાનું હૃદય અન્યત્ર ધબકતું દેખાય છે, અને હિંદનાં બાળકોને હાથે હિંદને સહાય કરવાની માનવતાભરી હિલચાલમાં એ હિસ્સો નહિ આપે, પણ બંધુત્વભાવે પરદેશ પ્રતિ પોતાનો હાથ લંબાવવાના. સાચે જ, હિંદમાં માનવતા નથી.

હિંદ મૃત્યુની યાતનામાં છે; દેહે અને આત્માએ એ પીડાય છે. મદદ માટેની બૂમ કેટલાય કાળથી કોઈએ સાંભળવાની પરવા કરી નથી. અને જ્યારે હિંદનો પયગંબર જાગ્યો અને પુરુષો અને સ્ત્રીઓને પોતાના ઝંડા નીચે એકત્રિત કરવા એણે પોતાનું રણશિંગું બજાવ્યું, ત્યારે, જુઓ તો ખરા, સામેથી બૂમ પાડવામાં આવે છે કે, હિલચાલ રાષ્ટ્રીય છે, પાર્થિવવાદી છે ! આથી વિશેષ ભૂંડું તહોમત કદી જાણ્યું છે ?

ગાંધીજીની આગેવાની નીચે, પાર્થિવવાદી પશ્ચિમની સત્તા સામે, જો હિંદ પોતાનાં આધ્યાત્મિક શસ્ત્રોને જોરે પગભર થાય, તો સાચે જ એણે સારી માનવતાનો, પોતાના તેજસ્વી દાખલાથી,

ઉદ્ધાર કર્યો હશે. અને જો એ એમાં નિષ્ફળ નીવડે, અને
નિષ્ફળ નીવડે, તો માનવતાને રોવાવારો આવશે, કારણ કે,
પાર્થિવતાના કીચડમાં અત્યારે એ અથડાય છે તેમાં જ તેને
મેંઘુ રસ્તો શોધવો રહેશે. જો આખી માનવજાતને ઉદ્ધારવી
તો હિંદે જાગૃત થઈને પોતાને અત્યારના આધ્યાત્મિક અ
પતનમાંથી પોતાનાં આધ્યાત્મિક શસ્ત્રો વડે બચાવી લેવું જોઈ
હિંદે એમાં સફળતા મેળવવી જ જોઈએ, કેમ કે એની ફતે
મૂળમાં બાકીની સારી આલમની ફતેહ છે.

*

ગાંધીજીએ પોતાની હિલચાલને આત્મશુદ્ધિની હિલચાલ
છે. સરકારી હોદ્દેદારો પાસેથી તેમ જ લોકો પાસેથી હૃદયશુદ્ધિ
એ અપેક્ષા રાખે છે, એ વાતની કોઈને શંકા નથી. ગાંધીજી
એમની હિલચાલ માટે બીજા ધર્મવીરો અને એમની પ્રવૃત્તિ
માટે દાવો રાખવામાં આવે છે એથી વિશેષ દાવો આપણે
રાખીએ. બુદ્ધ, ઈશુ કે શ્રીશંકરાચાર્ય કરતાં વિશેષ એમને
કોઈએ ધારવાની જરૂર નથી. અને છતાં આમાંના કેટલાક
અનુયાયીઓ વિશે શું થયું હતું? શાંતિસમ્રાટના અનુયાયીઓ
હાથ રક્તથી રંગાયેલા હતા. શંકરે અદ્વૈતનો સિદ્ધાંત શીખ
एकमेवाद्वितीयम्‌ના સિદ્ધાન્તનો બોધ કર્યો. કોણ એમનો
કાઢશે, જો શરીરના ભોગ અને વાસનાઓમાં રચ્યોપચ્યો રહે
એમનો એકાદ અનુયાયી પ્રતિધ્વનિ કરે કે, 'આત્મા તો અલિપ્ત
છે. શરીર તો માયા છે'? કવિને કોણ જવાબદાર ગણશે,
કોઈક શાંતિનિકેતનની અંદરની કે બહારની વ્યક્તિ પોતાની જાત
શણગારી ઇન્દ્રિયસુખમાં ડૂબીને એમની સાથે ગાયાં કરે કે
'સંન્યાસમાં મારે મન મુક્તિ નથી. આનંદનાં સહસ્ર બંધનોમાં
મુક્તિને ભેટી રહું છું'?—જો વાસનાઓમાં પરોવાઈને એ ગાઈ ર

કે, 'ના, હું મારાં ઇન્દ્રિયદ્વાર બંધ નહિ કરૂં. દષ્ટિ, શ્રવણ અને સ્પર્શનો આનંદ તારા આનંદને વહી લાવશે'! (ગીતાંજલિ,૭૩) લીલાની ભવ્ય કલ્પનાના આવા દુરુપયોગને લીધે શું આપણે કવિને ઠપકો દઈશું, અને એમના બોધને ફેલાતો રોકીશું? સૂર્ય માટે કોણ નિયમ નક્કી કરે કે, એણે શુદ્ધ અને પારદર્શક માધ્યમ (મિડિયમ–વાહન) મારફત જ પ્રકાશવું? છતાં જો સૂર્ય સારાં ને નરસાં સૌ પર સરખો પ્રકાશે, તો એનો પ્રકાશ જેવાં જેવાં માધ્યમોમાં પસાર થાય તેવા તેવા રંગ ધારણ કરવાનો જ. કાશીની ગટરોમાં વારંવાર ગંગાજળને વહેવું પડે છે, તેથી પવિત્ર ગંગામૈયાનો કોણ દોષ કાઢશે?

*

"તમે સ્વતંત્રતા માગો છો? વિશ્વમાં સ્વતંત્રતા ક્યાં છે? માત્ર પશુઓ સ્વતંત્ર છે, સુધરેલી દુનિયા તો પરસ્પરાવલંબી છે. તમને તમારો પોતાનો રોટલો જોઈએ છે. તમને તમારાં પોતાનાં વસ્ત્ર જોઈએ છે.—તમારી બૂમ છે, 'ચલો પાછા જંગલીવેડામાં'!!" આમ કવિવરે આપણને અમદાવાદના ભાષણમાં કહ્યું છે, અને પૂર્વની શું કે પશ્ચિમની શું, સ્વતંત્રતા માટે લડનાર સઘળી પ્રજાઓની સાથે આપણે પણ આપણા ગુનાનો એકરાર કરવો રહ્યો. આપણને કદી અંદેશો સરખો ન હતો કે, રાજકારણમાં 'સ્વતંત્રતા' શબ્દ પરસ્પર–પરતંત્રતા (પરસ્પરાવલંબન)ના વિરોધમાં વપરાતો હશે. આપણે તો માનતા હતા કે, તે શબ્દ પરતંત્રતા, ગુલામી, ને સમતાના વિરોધી વ્યવહારની વિરુદ્ધ વપરાય છે. આપણને કદી શંકા ન હતી કે, કવિવર હિંદની હાલની સ્થિતિને પરસ્પરાવલંબન કે અન્યોન્યાશ્રય ગણતા હશે. આપણે તો માનતા હતા કે, આવા વિચારોનો તો ખાન બહાદુરો ને રાય બહાદુરોની પલટણે જ ઇજારો રાખ્યો છે. ઇલકાબવાળા છતાં કવિ તો તે પલટણમાંના કદી નહોતા, અને

પંજાબ હત્યાકાંડને કારણે તેમણે ઈલકાબ ગુસ્સાભેર પાછો ફેંકેલો.

આપણે આપણો રોટલો ઉત્પન્ન કરી શકીએ અને તેમ કરવાની આપણને નવરાશ હોય, તોયે આપણે આપણો જ રોટલો પેદા ન કરવો ! આપણી પાસે બધો કાચો માલ અને મજૂરી તૈયાર હોય, તોયે આપણે આપણાં પોતાનાં બનાવેલાં જ વસ્ત્રોનો આગ્રહ ન રાખવો ! શા માટે વારુ ? કદાચ એટલા જ માટે કે, આપણે પરસ્પર સહાય ('મ્યુચ્યુઅલ એઈડ')નો મહા સિદ્ધાંત, જે મનુષ્યો જ નહિ પણ, મહાન રશિયન ક્રાન્તિકાર કહે છે તે સાચું હોય તો, પશુઓ પણ સિદ્ધ કરે છે, તેને કેટલાક લોકના સંતોષ ખાતર પુરવાર કરવો ! પણ પ્રિન્સ ક્રોપોટકીન પોતેય જગતનાં માણસો માટે તો સ્વતંત્રતાની હિમાયત કરતો. ભાગ્યે જ એને ખ્યાલ હશે કે, એમ કરવા જતાં એ પોતાના અન્યોન્યાશ્રય અને પરસ્પરસહાયના સિદ્ધાન્ત પર કુહાડો મારતો હતો. કાવ્યનું તર્કશાસ્ત્ર આવું અગડંબગડમ હોય છે.

*

"કોણ કહે છે કે, દુનિયા આપણી તરફ તિરસ્કારથી જુએ છે ? મેં તો ક્યાંય તિરસ્કાર ન જોયો". (અમદાવાદના ભાષણમાં) સંભવ છે કે કવિને કોઈ જગાએ તિરસ્કારનો વર્તાવ ન સહવો પડ્યો હોય. પણ હિંદના બીજા બધાનું શું ? ગાંધીજીને દક્ષિણ આફ્રિકામાં શું શું સહેવું પડ્યું, અને આજ રોજ-બરોજ આપણા દેશભાઈઓને દુનિયાના જુદા જુદા ભાગોમાં શું સહવું પડે છે, એ ભૂલી શકાય એમ છે ? એ અપમાનની કહાણીઓ જાણવા એન્ડ્રુઝ કે પિયરસન તરફ એમનું ધ્યાન ખેંચીએ તો અજુગતું ગણાશે ? એમને આપણે સંભારી આપીએ કે, પોતાના હિંદી ભાઈઓ પ્રત્યે કૅનેડિયનો ઘૃણાથી જુએ છે તેથી તો પોતે એક વાર કૅનેડાનું નિમંત્રણ પાછું ઠેલ્યું હતું ! દૃષ્ટાંતો માટે હિંદ બહાર જવાની જરૂર થી

છે ? કેટલી વાર કવિના દેશભાઈ એને હડધૂત કરવામાં આવે છે ને તુમાખીખોર અન્યાય જ્યાં પ્રવર્તતો નથી એવા પરલોકની શાંતિમાં ધકેલવામાં આવે છે ? શા માટે ? કેમ કે એમનું ભેજું ઠેકાણે નથી, એમ ? પેલો બિચારો ભારતવાસી એવો તો રીંછ જેવો દેખાતો હતો કે ગોરો શિકારી એને રીંછ ગણીને પોતાની બે નાળવાળી બંદૂક એની પર તાકે નહિ તો શું કરે ?—આ વાત * શાંતિનિકેતનને કદી ભેદી જ શકી નથી શું ? વાહ ! દેશમાં અને પરદેશમાં હિંદીઓને દુનિયા આમ જ નવાજતી હોય તો પછી આ પ્રેમની છલોછલ નાગચૂડમાંથી સામાન્ય હિંદી જો બચવા કરે તો એને માફ કરવો જોઈએ. નિરાશ થઈ એ બોલે પણ ખરોઃ 'કોઈ એવો કંગાલ નથી જે મને આદર આપે !'

*

"તો, સિઝરનું છે તે સિઝરને અર્પો ને પ્રભુનું પ્રભુને,"

"અને જુઓ જુઓ. એક પતિયો આવે છે ને કહે છેઃ 'નાથ, તું ઇચ્છે તો મને તંદુરસ્ત કરી શકે.' અને ઈશુએ પોતાનો હાથ લંબાવ્યો ને તેને અડીને બોલ્યો, 'હું તને નીરોગી કરીશ જ.' 'તું તંદુરસ્ત થાઓ !' અને તરત જ એનો રોગ અદૃશ્ય થયો."

નાઝરેથનો ઈશુ માંદાઓને એમ કહેતો ન હતો કે, "પ્રથમ પ્રભુનું ને સુશીલતાનું સામ્રાજ્ય પામો; અને બધી બીજી ચીજો આપોઆપ એમાં આવી જશે." પતિયાં લોકને દરદ ભૂલી જવાનું એ કહેતો ન હતો. એ નહોતો કહેતો, 'બધું ભૂલીને મારી પાછળ ચાલો.' એ તો માત્ર શારીરિક દુરસ્તીનું કામ ચમત્કારથી કરતો અને આધ્યાત્મિક પુનર્જીવનના ચમત્કાર માટે વચ્ચે થોડો ગાળો રહેવા દેતો.

---

* એક ગોરાએ પહાડમાં એક હિંદીને દૂરથી રીંછ ધારી ગોળી છોડી, જેથી તે મરી ગયેલો. આ કિસ્સો અહીં ઉલ્લેખ્યો છે.

બુદ્ધ વિષે લખેલું છે કે, એમને સાક્ષાત્કાર થવામાં હતો તેવામાં એ લાંબા અપવાસ અને સખત દેહદમનને લીધે બેભાન થઈ ગયા હતા. એટલામાં એક કન્યાએ, એમને વનદેવતા માનીને, એમની સારવાર કરી અને એમના ઓસરતા પ્રાણને સજીવન કર્યો. જ્યારે એ સચેત થયા ત્યારે એમણે એ કન્યાને શાબાશી આપી અને એના પર આશીર્વાદ વરસાવ્યા, કેમ કે એણે પોતાની સારવાર કરીને પ્રકાશનો સાક્ષાત્કાર કરવામાં એમને સહાય દીધી.

ગાંધીજી ચંપારણ્યમાં ગયા. ત્યાં ન તો એમણે પોતાનો અહિંસાનો કેન સત્યનો સિદ્ધાંત શીખવવા માંડ્યો. તેમણે જોયું કે, સારા દિવસની મજૂરી પેટે ગરીબ ગામડિયાને યુરોપિયન માલિકો બે પૈસા અને કોક વાર તો એક જ પૈસો આપે છે. એમને કંઈ વિશેષ મળે તે માટે એમણે કંઈ કરવાનું શરૂ કર્યું. ગામડાંના રસ્તા સાફ કરવાનું ને પાણીના કૂવા ઠીક કરવાનું આરંભ્યું. કોણ કહેશે કે, તે માત્ર શરીરની જ માવજત કરતા હતા, દેહી કરતાં દેહને આગળ મૂકતા હતા, પરલોક કરતાં ઇહલોકને લક્ષમાં રાખતા હતા? એમના પ્રયત્નનું પરિણામ આપણે જાણીએ છીએ કે, હવે "સહેજ કમતી ડર છે, અને મસ્તક સહેજ ઉન્નત છે."

ડૉ. પ્રફુલ્લચંદ્ર રાયે સંસારસુધારાનો બોધ આપવાનો શરૂ કરી તેનું કામ હાથ લીધું. એ ગામડાંમાં ગયા. એમણે ગામડાંને કાદવકીચડમાં ખદબદતાં દીઠાં. મચ્છર ને મલેરિયાને મોંઢે મરતાં નિહાળ્યાં. ભયંકર દુકાળના પંજામાં સપડાયેલાં ભાળ્યાં. સમાજસુધારાના પોતાના સિદ્ધાંતો એ ભૂલી ગયા. એ લોકોના વહેમો એમણે વિસારે પાડ્યા. એમના આત્માનો ઉદ્ધાર કરવાનું ઓજંભે નાખ્યું. એ તો લાગી ગયા એમનાં શરીરોની માવજત કરવા. એમણે ફંડો ઉઘરાવ્યાં. એમણે એમને ચોખા વહેંચ્યા. એમને ચરખાની સંજીવની બતાવી. કોણ કહેશે,

એ પાર્થિવવાદી છે, પોતાના પરગણાને જ વળગી રહેનાર છે, માત્ર રાષ્ટ્રપ્રેમી છે?

પાર્થિવતા ને આત્મા, દેહ અને દેહી, જેને ઈશ્વરે જોર્યાં છે તેને કોણ વિછોડશે? કોણ કહેશે કે કયું પહેલું ને કયું બીજું!

*

"આ રહ્યા શ્રી એન્ડ્રુઝ, માનવતાના સચ્ચા સેવક. હિંદમાં એ સેવાકાર્ય કરે છે, કેમ કે હિંદને વધારેમાં વધારે એની અગત્ય છે. એમને લાગે કે ચીનમાં એમની જરૂર વિશેષ છે તો એ પોતાનું ક્ષેત્ર બદલે." (અમદાવાદનું ભાષણ.) શ્રી. એન્ડ્રુઝને માનવાની છૂટ છે કે હિંદને એમની સેવાની વધારેમાં વધારે જરૂર છે, પણ માતૃભૂમિનાં સંતાનોને નથી. તેઓ જો એ રીતે વિચારતાં થઈ જાય તો તો, આપણા માનવતાના કવિની દૃષ્ટિમાં, તેઓ સાંકડા મનના રાષ્ટ્રવાદી, પાર્થિવવાદી, સેતાનને આત્મા વેચી બેઠેલા જ ઠરે તો! ચીન, પેરુ કે ટિમ્બકટુના રક્ષણ માટે તેઓ કમર ન કસે ત્યાં લગી તેઓ સચ્ચા માનવતાવાદી નહિ ગણાય...! ખુદ હિંદમાં જ માનવતા માટે કાર્ય કરવાનું પડ્યું છે, અને સૌથી પ્રથમ એ ઇષ્ટ છે કે હિંદુસ્તાન પોતાની માનવતાને ધૂળમાં રગદોળવા માટે અહર્નિશ આવતા હલ્લાઓ સામે રક્ષણ કરતાં શીખી લે. પાર્થિવતાની સત્તા સામે ટક્કર ઝીલીને પોતાનો આત્મા જો હિંદુસ્તાન બચાવી લે તો સાચે જ એણે માનવતાને પણ બચાવી લીધી ગણાશે.

*

આપણને પણ કવિવરની પેઠે માનવતાનું મંદિર જોઈએ છે. પણ આપણે હિંદુઓ તો હમેશાં ઇષ્ટદેવની મારફત જ एकमेवाद्वितीयम् એવા પરબ્રહ્મને પૂજતા આવ્યા છીએ. આપણા ઇષ્ટ–

દેશ—ની પૂજા કરવામાં આપણે બીજાના ઇષ્ટને ઉતારી પાડતા નથી. વહેવાર જેવું કશું છે જ નહિ. આપણે માનવતાના અધિદેવતાને આપણા ઇષ્ટદેવ—રાષ્ટ્ર—ની મારફત પૂજવા માગીએ છીએ. આપણું ઘર આજે દૈવી પૂજા માટે નાલાયક છે. શિકારી રખડુ પશુપંખીઓએ એને ભ્રષ્ટ કરી નાખ્યું છે. આપણે એમાં નવી પ્રતિમાની સ્થાપના કરીએ તે પહેલાં આપણે તેનું ભોંયતળિયું સાફસૂફ કરવું છે, છાપરાની ધૂળ ખંખેરી કાઢવી છે, દીવાલો ધોળવી છે, જમીન પર છો કરવી છે, પાંદડાંનાં તોરણો તૈયાર કરવાં છે, પુષ્પો ભેગાં કરવાં છે, ધૂપ સળગાવવો છે, ઘંટા લટકાવવી છે. પ્રેમાળ સેવા વડે ઘર જ્યારે રહેવા જેવું આપણે કર્યું હશે અને માનવતાની મહાપ્રતિમાની સ્થાપના કરી હશે, ત્યારે આપણે આપણી વચ્ચે 'મહેમાન'નું સ્વાગત કરીશું. 'મહેમાન'ને આપણે આપણું ઉત્તમોત્તમ જ આપવું જોઈએ. પણ આપણે સંભાળ રાખવી જોઈએ કે, જ્યારે થાળી પીરસાય ને મહેમાન આરોગવા બિરાજે, ત્યારે ઘરના અંતરિયાળમાંથી ભૂખ્યાં બાળબચ્ચાંની ચીસથી એને ખલેલ પહોંચે નહિ. મહેમાનની આસાએશ ખાતર પણ આપણે આ બાળબચ્ચાંને પ્રથમ ખવડાવી રાખવાં જોઈએ વળી આપણે હિંદુઓ આપણા મોંઘા મહેમાનને વસ્ત્રની પણ ભેટ ધરીશું. શું માન્ચેસ્ટરના વણાટનાં વસ્ત્રો આપણે એને ચરણે ધરીશું? ના, આપણે જોવું જોઈએ કે આપણે એને સુરત, બનારસ કે બ્રહ્મદેશના રેશમથી જ શણગારીએ, ઢાકા કે એઝવાડાના હાથવણાટનાં વસ્ત્રોથી જ દાપાનીએ, કાશ્મીરની કુશળ કારીગરીવાળી શાલમાં જ એને લપેટીએ. પણ આપણાં નગ્ન બાળકો ઠંડીમાં થથરે છે ત્યાં સુધી તો નહિ જ. સંસ્કૃતિની મિજબાનીમાં મહેમાનને આપણે નોતરીએ, ને એ સવાલ કરે કે, ઠેર ઠેર નજરે પડતાં કોટિ અભણ બાળુડાં માટે તમે શું કર્યું છે, તો આપણે શો જવાબ દઈશું? મિ. એન્ડ્રૂઝ, આજે તો અમે મહેમાનને

નિમંત્રી શકીએ માત્ર અમારી લાચારી અને શરમમાં જ ભાગ પડાવવા. આપ જેવા કોઈક જ ઉદાર આત્મા એમાં પણ ભાગ પડાવવાનું સ્વીકારે છે. અમારા હાથ ખાલી છે, સુદામાના પૌંઆ પણ અમારી કને નથી. અરે! તે વીંટવાનાં ચીંથરાંય નથી. અમારા હૃદયના સ્વામી આગળ અમે ખાલી હાથે શી રીતે હાજર થઈએ? માટે પહેલાં તો અમે પુનર્ઘટનાનું કાર્ય કરીએ, નમ્રતાથી કરીએ, માનવતાને ખાતર કરીએ.

ફેબ્રુઆરી, ૧૯૪૩

## ૧૭. ગાંધીજીની રાજકારણમાંથી નિવૃત્તિ*

ગાંધીજી રાજકારણમાંથી નિવૃત્ત થવાના છે તેવી અફવાઓથી ફક્ત સામાન્ય લોકોમાં જ નહિ પણ રાજકીય મંડળમાં પણ ખળભળાટ થઈ રહ્યો છે. પણ આ અફવાઓમાં નવાઈ પામવા જેવું કશું જ નથી. શું ધારાસભાપ્રવેશને તે સક્રિય ટેકો આપશે તેમ પ્રજા અથવા રાજકીય માણસો આશા રાખતા હતા? આ કાર્યક્રમ સ્વભાવતઃ એક પછી એક જ આવી શકે. જ્યારે સવિનય ભંગ શરૂ થાય ત્યારે રચનાત્મક કાર્યક્રમ ધીમો પડે, અને

* આ લેખ ૧૯૩૪માં જ્યારે ગાંધીજીની નિવૃત્તિની વાત ચાલતી હતી ત્યારે છ.પાંમાં પ્રસિદ્ધ થયેલો. આજ એ વસ્તુ જેવી ને જે રીતે થવાની હતી તેવી પ્રજા આગળ પ્રત્યક્ષ છે. છતાં, આ લેખમાં ગાંધીજીની પદ્ધતિ અને જીવન વિષે જે ઝીણવટી ચર્ચા છે તેનું મહત્ત્વ સમજી, તે અહીં આપ્યો છે. લેખને અંતે જે આગાહી કરેલી છે તે આજ સાચી પડેલી જોઈ વાચકને આશ્ચર્ય લાગશે જ. સંપાદક

સવિનય ભંગ મોકૂફ રહે ત્યારે રચનાત્મક કાર્યક્રમને વેગ મળે. સત્ય અને અહિંસામાં તેમની શ્રદ્ધા સાથે બંધબેસતો કોઈ ત્રીજો કાર્યક્રમ તેમને માટે છે જ નહિ. એટલે તેમને પોતાને માટે તો ધારાસભાપ્રવેશનો કાર્યક્રમ હોઈ જ ન શકે.

આજે જેવી ધારાસભાઓ રચાયેલી છે તેમને તો સાચા અને પ્રામાણિક રાજકારણનું વાહન બનાવી શકાય તેમ નથી. ગંભીર અને ગૌરવભર્યા રાજકારણ માટે પણ તે યોગ્ય નથી. હિન્દના ધારાસભાના રાજકારણમાં જીવનરસ તો નથી તે નથી; પણ સાથે તેમાં યથાર્થતાની પણ ખોટ જણાય છે. અને ભવ્ય હોવા છતાં જે ધતિંગ હોય તેની અંદર ગાંધીજીને તો રસ ન જ પડે. હિન્દી રાજકારણમાં તેમના આગમનથી બીજી કેટલીક વસ્તુઓ સાથે તેમણે ગાંભીર્ય અને યથાર્થતા પણ આણ્યાં છે—ખાલી વાતો અને રાજકારણના નાટકની કિંમત ઘટી ગઈ છે.

તો પછી જરૂર એમ સવાલ થાય છે કે, પટનામાં ગાંધીજીએ ધારાસભાપ્રવેશની હિમાયત શા સારુ કામ કરી? આ સવાલ બરાબર છે. તેના ખુલાસા માટે તો એટલી જ હકીકત પૂરતી છે કે, જે મિત્રો અને સાથીઓ ધારાસભાપ્રવેશમાં માનતા છતાં, ગાંધીજીના વચનને માન આપીને લડતની શરૂઆતમાં ધારાસભામાંથી નીકળી ગયા, તેમને સવિનયભંગની લડતના વિરામ પછી મદદ કરવા તે બન્ધાયેલા છે, તેમ તેમને લાગ્યું. ધારાસભાના કાર્યક્રમની કિંમત રાજકીય દૃષ્ટિમાં તેમણે ઘટાડી હતી, અને સંયોગો બદલાતાં તેને બને તેટલો માનનીય કરવામાં તેમણે મદદ કરવી જ જોઈએ. અને આ તે એકલા જ કરી શકે તેમ હતું,—પટનામાં તેમણે તે કર્યું, અને ત્યારથી કરતા રહ્યા છે.

રચનાત્મક કાર્યક્રમના હિતાર્થે પણ ધારાસભાવાળાને લાઈન-સર મૂકવા જ જોઈએ, નહિ તો તેઓ તેમને માટે હાનિકર્તા થઈ

પડે. મહાસભાવાદીઓ તરીકે પણ ગાંધીજી તેમને મદદ આપવા બન્ધાયેલા છે. જો કોઈ પણ, કારણસર તેઓ રાજકારણના સૌથી વધારે મહત્ત્વના પ્રશ્ન ઉપર ભૂલ કરી બેસે તો તેઓ એ રીતે રાષ્ટ્ર સમસ્તની પ્રતિનિધિસંસ્થા મહાસભાને આંટમાં મૂકે, અને આનાં પરિણામ ઘણાં ચિંતાકારક પણ આવે. તેથી ગાંધીજી તેમના સાથીઓને છોડી ન શકે. સત્યાગ્રહના મૂળ સિદ્ધાન્તને વિરોધી ન હોય તેવી તેમની જે નીતિ હોય તે ઘડી કાઢવામાં પણ તેમણે મદદ કરવી જ રહી. મહાસભાને માટે પણ સંગીન સામાન્ય નીતિ ઘડવામાં તેમણે તેમને મદદ કરવી જોઈએ. પછી તે પોતાનો કાર્યક્રમ જુદો નક્કી કરી લે. જો આમ ન કરે તો પોતાના વ્યક્તિત્વને પેલા લોકોમાં સમાવી દેવા જેવું થાય. અને એ તો ચોખ્ખું ભારે રાષ્ટ્રીય નુકસાન થાય. જો વેળાસર તે તેઓને તેમને પંથે જવા ન દે તો તેઓની સ્વતંત્ર કાર્યશક્તિને ક્ષતિ પહોંચે.

હવે તો તેમને છોડવાનો વખત આવી પહોંચ્યો છે. અને કાંઈ કામધંધા વિના ગાંધીજી પણ હંમેશાં વર્ધામાં બેસી રહી ન શકે. રચનાત્મક કાર્યક્રમને આગળ ધપાવવા તેમણે હાલવું જોઈએ, અને તેમાં તે પ્રસંગોપાત્ત ધારાસભાના કાર્યક્રમને પણ મદદરૂપ થઈ પડશે.

અત્યારની પરિસ્થિતિમાં એક બીજા મુદ્દાને પણ આપણે પૂરતું મહત્ત્વ આપવું જોઈશે. સમાજવાદીઓને લાગે છે કે, ગાંધીજી પક્ષપાત કરે છે અને ધારાસભાના કાર્યક્રમને મદદ કરે છે તેટલી તેમને નથી કરતા (તેમનું રાજકારણ વધારે જીવન્ત અને વાસ્તવિક છે તે છતાંય). આ બધુંય ખરું હોય. જુવાન અને કસોટીએ ન ચડેલા લોકો જ મુખ્યત્વે સમાજવાદી પક્ષમાં છે. ગાંધીજીની સાથે તેઓ ગાઢ સંબંધમાં આવેલા નથી. તેથી સ્વાભાવિક રીતે તેમને

મળેલો ટેકો એટલો હાર્દિક અને ઉત્સાહપૂર્ણ ન હોય. સાથે એ પણ [redacted] કે, ધારાસભાપક્ષના સંબંધમાં હિંસાનો વિચાર ન આવી શકે, પણ સમાજવાદી પક્ષ માટે તેમને તેટલી ખાતરી નથી. બન્ધારણપૂર્વકનું કામ જ એવું છે કે તેમાં હિંસાનો સંભવ ન હોય. અને પાછું માલમિલકતવાળા અને પ્રતિષ્ઠાવાળા અને ખરી કે ખોટી રીતે જેમને ખૂબ મોટું જોખમ ખેડવાનું છે એમ મનાય છે તેવા લોકો ધારાસભાના કાર્યક્રમના હિમાયતી છે,—એવા જ લોકો કે જે સમાલીને ચાલનારા, અગમચેતીવાળા ને જવાબદાર માણસો છે. આની સામે સમાજવાદી કાર્યક્રમ કસોટીએ ન ચડેલા લોકોના હાથમાં હાલ તો છે. ગાંધીજીને સ્વભાવતઃ ઊંડે ઊંડે એમ લાગે છે કે, સમાજવાદીઓનો એક વિભાગ ગમે તે માન્યતા ધરાવે, પણ જે ફેરફાર તેમનો પક્ષ સૂચવે છે તે એટલા મહાન છે કે તે ભવિષ્યમાં તો અહિંસા દ્વારા સંભવે જ નહિ.

રાષ્ટ્રવાદ તો હવે આખી દુનિયામાં માન્ય થયેલો સિદ્ધાન્ત છે. અંગ્રેજ સુધ્ધાં એમ માને છે કે, હિન્દુસ્તાનને સ્વરાજનો અધિકાર [redacted] અને સ્વરાજ એ જન્મસિદ્ધ હક્ક છે. એટલે સ્વરાજના પક્ષકારોને તેમના આ મુદ્દા સારુ પ્રજામત કેળવવાનું રહ્યું નથી. પ્રતિપક્ષીઓ પણ તેનું નૈતિક તથ્ય સ્વીકારે છે, અને તેથી હંમેશાં તેઓ સ્વરક્ષાની ચિંતા કરે છે. અહિંસામાં બીજી વાતો સાથે બૌદ્ધિક પલટો સમાયેલો છે. પણ સમાજવાદની બાબતમાં તો, તેના સમાનતાના વિચારો સામાન્ય પ્રજા અથવા માલમિલકતવાળા મૂડીવાદીઓ તત્ત્વરૂપે પણ સ્વીકારે તે પહેલાં ઘણું કરવાનું બાકી છે. અહિંસા એ નવીન શસ્ત્ર છે. શરૂઆતથી જ જો તેના ઉપર વર્ગવિગ્રહનો ભારે બોજો નાખવામાં આવે તો તેની સફળતાનો સંભવ જોખમાય. અને વર્ગવિગ્રહ તો એવી વસ્તુ છે કે, ગાંધીજીના કરતાં અહિંસામાં ઓછું માનનારા અને અહિંસાની ઓછી હિમા-યત કરનારાને પણ ગભરાવી મૂકે. કેટલાંક સમાજવાદી મંડળો,

અને ખાસ કરીને સૌથી સફળ નીવડેલો સામ્યવાદી પક્ષ, અહિંસામાં માનતો નથી. તેથી ગાંધીજીના વ્યક્તિત્વનાં બીજાં તત્ત્વો કોરાણે મૂકીએ તોપણ સમાજવાદીઓને માટે તેમને બહુ ઉત્સાહ અને પક્ષપાત નથી, તેમાં જરાય નવાઈ જેવું નથી લાગતું. પણ છતાંય તેમને મહાસભામાં પૂરો ન્યાય ન મળે તેમ તેમને લાગે તેવું તે ન જ ઇચ્છે. પોતાના સિદ્ધાંતનો નૈતિક મુદ્દો તો, અલબત્ત, તે ન જ બદલી શકે. અને વિરોધીઓને આ જ એમની વાત સૌથી વસમી પડે છે અને ખૂંચે છે.

પણ, આવી રીતે કોઈ પણ અધિકાર ન ધરાવ્યાથી રાજકારણમાંથી એમનાથી ખરેખર નિવૃત્ત થવાશે? રચનાત્મક કાર્યક્રમ મહાસભાનો સત્તાવાર કાર્યક્રમ છે. અને તેમ તો તે પહેલેથી જ છે. પણ મહાસભાવાદીઓ તેને- સમાજસુધારના કાર્યક્રમનું નામ આપતાં અચકાયા નહોતા. ૧૯૨૪–૩૦માં ગાંધીજી રાજકારણમાંથી નિવૃત્ત થઈને સમાજસુધારણાના કામમાં જોડાયા છે તેમ બધા માનતા. સરદાર વલ્લભભાઈ, રાજેન્દ્રબાબુ, શ્રી રાજગોપાલાચાર્ય અને બીજા કેટલાક પણ રચનાત્મક કાર્યક્રમમાં જોડાયેલા હતા, છતાંય આ કાર્યકર્તાઓ રાજકારણમાંથી નિવૃત્ત થયા તેમ કોઈ નહોતું માનતું. તેનું કારણ એટલું જ કે તેઓ પોતપોતાના પ્રાન્તોમાં મહાસભાનો મુખ્ય અધિકાર ધરાવતા હતા.

રચનાત્મક કાર્યક્રમ એ વસ્તુતઃ રાજકીય કાર્યક્રમ છે કે નહિ તે આપણે તપાસીએ. ૧૯૨૧–૩૦માં સરદાર વલ્લભભાઈ કેટલીયે વખત સરકાર સાથે ઘર્ષણમાં આવ્યા અને દરેકે દરેક વખત ગાંધીજીનો તેમને સક્રિય ટેકો હતો. રચનાત્મક કાર્ય ચલાવતાં જ તેમને આ ઘર્ષણ થયેલાં. આ કજિયા તેમણે હાથે કરીને ઊભા કરેલા નહોતા; તે તો હંમેશાં ધીરે ધીરે સંભાળપૂર્વક અને કાંઈક અનિચ્છાથી જ, અનિવાર્ય સંજોગોના દબાણથી જ આવા પ્રસંગોમાં પડતા. આવા સરકાર સાથેના સતત કજિયાને લીધે જ

એવો ખ્યાલ ન બંધાઈ શક્યો કે તે રાજકારણ છોડીને સમાજ-સુધારામાં પડ્યા છે. તેથી કાર્યક્રમ કયો છે તે મુખ્ય નથી, પણ કેવી રીતે અને કયા દૃષ્ટિબિન્દુથી તે ઉકેલાય છે તે મુખ્ય છે. જો સહીસલામતીને હંમેશાં આગળ રાખીને કામ થાય તો તે સાંકડા અર્થમાં સમાજસુધારનું કામ બની રહે છે. પણ જો તે જ કાર્ય ખૂબ જોરથી, ગંભીરતાપૂર્વક, ચાલુ રાજસત્તા તરફથી કોઈ પણ ભય વિના કરવામાં આવે, તો તે રાજકીય ગણાતાં વાર નથી લાગતી. અને તેને વિપ્લવવાદી પણ કહેવાય.

અને બીજું એ પણ છે કે, મહાસભાની ફોજને સત્યાગ્રહની લડતની ગેરહાજરીમાં કરવું શું ? સત્યાગ્રહ લાંબા સમય માટે ચાલુ રાખી ન જ શકાય. હિંસક યુદ્ધની જેમ આ પણ હાર, જીત કે સમાધાનમાં પરિણમે. ગાંધી–ઇર્વીન કરાર એ આવા એક સમાધાનનું પરિણામ હતું.

એટલે મૂળ વાત એ જ છે કે, સ્વભાવતઃ સત્યાગ્રહના વિગ્રહ એકદમ ટૂંકા અને તીક્ષ્ણ જ હોઈ શકે. એ કાંઈ હંમેશાં ચાલુ જ રહી ન શકે. તો પછી એ વિરામ દરમ્યાન સત્યાગ્રહીઓએ કરવું શું ? ધારાસભાઓમાં બધા જઈ ન શકે અને તેમાં જનારાઓને થોડા સમય માટે જ મદદની જરૂર હોય. નવરાશના વખતમાં સેનાને કાંઈક તો કામ હોવું જ જોઈએ. તેમને કાંઈ કામ નહિ સોંપાય તો પ્રજા દુઃખપૂર્વક જોશે કે બધા ભેગા થઈ નવરા બેઠા માંહે માંહે બાઝશે.

આ રચનાત્મક કાર્યક્રમનો મોટો ગુણ એ છે કે, સ્વરાજ લીધા પછી પણ જે રાષ્ટ્રીય કાર્ય કરવાનું રહેશે જ તે કામને માટે પ્રયત્નપૂર્વક, વ્યવસ્થાપૂર્વક મહેનત કરવાનો પાઠ પ્રજા શીખે છે. આખોય કાર્યક્રમ રાષ્ટ્રના ઘડતર માટે ઉપયોગી રચનાત્મક કામનો છે. અને આનાથી સંગીન રાષ્ટ્રસેવા થાય છે. તેની સંગીનતા

એટલી જ હકીકત પરથી સિદ્ધ થાય છે કે, કોઈ પણ પક્ષે કે વ્યક્તિએ મહાસભાએ રજૂ કર્યો છે એ સિવાય બીજો ખરેખરા મૌલિક ફેરફારવાળો કાર્યક્રમ દેશની સમક્ષ ધર્યો નથી. ગયે વર્ષે પૂનામાં સમાજવાદીઓ કહેતા હતા કે, સત્યાગ્રહની લડત બન્ધ કરીને રચનાત્મક કાર્યક્રમ ઉપાડવો. જે રચનાત્મક કાર્યક્રમની તે હિમાયત કરતા હતા તે ઘણુંખરું મહાસભાના કાર્યક્રમને મળતો જ હતો—કદાચ સમાજવાદીઓએ આ કાર્યક્રમને વર્ગવિગ્રહ ઉત્પન્ન કરવા અને વધારવા સારુ વાપર્યો હોત. આનાથી તો મેં કહ્યું હતું તે સાબિત થાય છે કે, આ કાર્યક્રમ અન્તે રાજકીય કે વિપ્લવકારક પણ ફેરફાર કરનારો થશે કે મુખ્યત્વે સમાજસુધારાનું કામ કરનારો ફક્ત થશે તેનો સમસ્ત આધાર તેની પાછળ કયાં દૃષ્ટિબિન્દુ અને ભાવના છે તેની ઉપર જ છે. આપણા મધ્યમમાર્ગી મિત્રો સહીસલામતીને હંમેશ આગળ રાખીને કાર્યક્રમને અમલમાં મૂકે, મહાસભા સ્વરાજ્યના ધ્યેયને હંમેશ નજર આગળ રાખે, અને સમાજવાદીઓ પોતાના જે કાંઈ હેતુ હોય તેને આગળ રાખે.

હવે આપણો વિરોધી સરકારપક્ષ ગાંધીજીના સમાજસુધારાના કામને પણ કેવી દૃષ્ટિથી જુએ છે તે તપાસીએ. તેમની ગમે તેવી નિર્દોષ હિલચાલને પણ તેઓ ઉદાસીનતાથી જોઈ નથી શકતા. વર્ષોનો કચરો દૂર કરીને વિશુદ્ધ કરવાની ક્રિયામાં પણ તેમનું અન્તિમ ધ્યેય શું છે તેને તે બરાબર સમજે છે. તેઓ જાણે છે કે, ગાંધીજી જે અર્થમાં હિન્દમાં સામાજિક સુધારો જોવા ઇચ્છે છે તેના સુધારાવાળું હિન્દ સ્વતન્ત્ર જ હોય. અને તેથી જ બીજી બધી વસ્તુઓ ઉપરાંત અસ્પૃશ્યતાનિવારણ બિલ તેમની પ્રેરણાથી અસ્તિત્વમાં આવેલું તેટલા માટે સરકારને તે પસાર કરવા કાંઈ પણ ઉત્સાહ નથી. આ માણસના વેગવાળા વ્યક્તિત્વને

તેઓ ઓળખી ગયા છે, અને સામ્રાજ્યને સારુ આ ભયંકર છે તેમ તેઓ જાણે છે.

એટલે આપણે કોઈ ભુલાવામાં ન પડીએ. ગાંધીજીની દેખાતી નિવૃત્તિ એ થોડા જ વખત માટે છે. જો ગાંધીજી જીવતા હશે તો ભવિષ્યમાં વધારે મોટી અને વધારે આકરી લડાઈ થશે—વધારે આકરી, કારણ કે બરાબર શુદ્ધ થયેલી હશે. જો તે ખરેખર જ રાજકારણમાંથી નિવૃત્તિ લે તો તેનો અર્થ એમ જ થાય કે રાષ્ટ્રીય અને આન્તરરાષ્ટ્રીય પ્રશ્નોના ઉકેલ માટે સત્ય અને અહિંસાનો, સમૂહગત યુદ્ધના સાધન તરીકે, તે ત્યાગ કરે છે. તો તો સુધારક તરીકેની તેમની કારકિર્દી અને જીવનની તેમની ફિલસૂફી શૂન્યવત્ થાય : એ તો નિષ્ફળતાનો એકરાર બને.

સપ્ટેંબર, ૧૯૩૪

## ૧૮. ગાંધીજીનું પહેલું દર્શન*

નરહરિભાઈએ મારે વિષે જે કહ્યું છે તેમાં કાંઈ સુધારો કરવા માગતો નથી. શું કરવા કરું ? એમણે જે કાંઈ કહ્યું છે તે બધું મારા લાભનું જ કહ્યું છે. એટલે મારે તો કાંઈ સુધારો કરવો નથી.

બાપુજીની સાથે જોડાનારાઓમાં હું સૌથી પહેલો કદાચ ન હોઉં, તોયે મને લાગે છે કે પહેલાઓમાંનો એક તો હું છું જ.

આજે બાપુજીની વાત કરું તે પહેલાં થોડી મારી વાત કરી લઉં, તો તમને મારું કહેવું વધારે સમજાશે. હું બાળપણથી જ ક્રાંતિકારી રહ્યો છું. ઘરમાં ક્રાંતિ, શાળામાં ક્રાંતિ, બધે જ ક્રાંતિ. શિક્ષકો સાથે પણ મારે ઝઘડા થયા છે. બે વાર તો મને કૉલેજમાંથી કાઢી મૂકવામાં—rusticate કરવામાં—આવેલો. મારે કૉલેજો બદલવી પડી છે, નોકરીઓ બદલવી પડી છે, એટલું જ નહિ પ્રાંતો પણ બદલવા પડ્યા છે, હું પોતાના મિત્રોને પણ

---

*૧૯૩૯ની રેંટિયાબારસને દિવસે ગુજરાત વિદ્યાપીઠમાં આપેલા વ્યાખ્યાનની નોંધ પરથી.

તકલીફ આપું છું—શત્રુને તો આપું જ છું. એથી કોઈ મને સંઘરી શકતું નથી.

હમણાં ક્રાંતિની ખૂબ વાતો ચાલે છે. જ્યાં જાઓ ત્યાં 'ઇન્કિલાબ ઝિંદાબાદ'ના અવાજો અથડાય છે. પણ તે જમાનામાં કોઈ ઇન્કિલાબ પુકારનાર નહોતું, કરનારા થોડા હતા. તે થોડામાં હું પણ એક હતો. અમને અહિંસામાં વિશ્વાસ નહોતો. અમને જ્યાં જ્યાં તક મળતી ત્યાં ત્યાં અમે બ્રિટિશ રાજ્યને કાઢવાની વાત લોકોને સમજાવતા. અભ્યાસ પૂરો થતાં જ હું શિક્ષક બની ગયો. તે પણ શા માટે? બીજાઓને ક્રાંતિનો ચેપ લગાડવા. સરકાર પગાર આપે અને હું સરકારવિરુદ્ધ ઉશ્કેરણી કરું. આમ જ્યારે બાપુજી આવ્યા ત્યારે હું મુઝફ્ફરપુર કૉલેજમાં અધ્યાપક હતો—ઇતિહાસ ભણાવતો હતો.

બાપુજી જ્યારે ૧૯૧૪માં આફ્રિકાથી દેશમાં આવ્યા અને પોતાના છોકરાઓ—પોતાના એટલે પોતાના આશ્રમના છોકરાઓ—ને લઈને કવિવર રવીન્દ્રનાથના શાંતિનિકેતનમાં ઊતર્યા, ત્યારે એઓ મહાત્મા નહોતા બન્યા; મિસ્ટર ગાંધી હતા. પણ તે વખતે એઓ વિચિત્ર પ્રાણી તો હતા જ. અને વિચિત્ર પ્રાણી જોવાનું મન કોને ન થાય? હું પણ એમ કુતૂહલથી એમને મળવા ગયો.

એમનું શરીર એવું નાનું અને પાતળું છે કે ટોળામાં ભેળવી દીધા હોય તો કોઈને એમ ન લાગે કે અહીં કોઈ મહાપુરુષ બેઠા છે. પણ જે બે વસ્તુ એમને સૌથી જુદા પાડે છે તે એમની આંખ અને વાણી. એમની આંખમાં કોઈ અજબ નૂર છે. એમની વાણીમાં અજબ શક્તિ છે. એમનો અવાજ મોટો નથી, છતાં એમની વાણીમાં જાણે બારે મેઘ ગાજતા હોય એવું લાગે છે. ખૂબ વિચાર કરી કરીને બોલતા હોય એવી રીતે એઓ શબ્દો ઉચ્ચારે છે. અને એ શબ્દો અંતરના ઊંડાણમાંથી આવતા લાગે છે. જે બોલે છે તે કરવાના જ છે, એવા નિશ્ચયનો રણકો એમાં સંભળાય

છે. અને એને લીધે જ એમનો ક્ષીણ અને મંદગતિ શબ્દપ્રવાહ પણ પ્રબળ શક્તિશાળી લાગે છે.

મારી ઉપર બાપુની પહેલી જ મુલાકાતની શી અસર થઈ તે જ માત્ર મારે તમને કહેવું છે. પાછળથી તો અમે ખૂબ ભેગા રહ્યા છીએ, ખૂબ મળ્યા છીએ, પણ તેની વાત હું નથી કરતો.

મેં પહેલેથી જ પત્ર લખીને મુલાકાતની રજા મેળવી લીધી હતી. શાંતિનિકેતનમાં તે વખતે કાકાસાહેબ રહેતા હતા. કાકાસાહેબ મારા પરમ મિત્ર છે. અમે ખૂબ સાથે રહ્યા છીએ, રમતખેલ કર્યા ને લડ્યા પણ છીએ. મિત્ર એટલે લડે નહિ એમ તમને લાગે છે ? વાત તો એમ છે કે મિત્ર હોય તે જ લડે. તમારે જેમની સાથે સંબંધ હોય તેમની સાથે જ તમે લડો ને ? બીજા સાથે શું કરવા લડો ? ત્યારે અમે પણ એવા મિત્રો છીએ, ખૂબ પુરાણા મિત્રો છીએ. અમે પૂનાની ફરગ્યુસન કૉલેજમાં સાથે ભણતા હતા, ત્યારની અગારી દોસ્તી બંધાયેલી છે. એ તે વખતે ત્યાં જ હતા. હું કાંઈ કવિવરનો મહેમાન ન હતો, બાપુજીને મળવા ગયો હતો.

તે વખતનો બાપુનો પોષાક, ખોરાક બધું જ જુદું હતું. તદ્દન સામાન્ય લોકો જેવો પોષાક પહેરે તેવો જ પોષાક પહેરતા હતા. આજે જે ગાંધીટોપી તરીકે ઘેર ઘેર પ્રખ્યાત થઈ ગઈ છે, અને આ બાળકોને પણ જે પહેરવી ગમતી નથી તે ગાંધીટોપી તેઓ પહેરતા. પગ ઉઘાડા. આજે તો ઉઘાડે પગે નથી રહેતા. તે વખતે તો એ ઉઘાડપગા હતા. ખોરાકમાં મગફળી. ફળાહાર કરવાનો એમનો નિયમ હતો. પણ અહીં આવીને એમણે જોયું કે અહીં તો ફળાહાર બહુ મોંઘો પડી જાય છે; અને મોંઘો ખોરાક ગરીબને શી રીતે પાલવે ? એટલે તેમણે મગફળી શરૂ કરી. દક્ષિણ આફ્રિકામાં કદાચ ફળો સોંઘાં હશે એટલે ફાવતું. પણ આજે તેમને ખબર નથી પડતી કે ફળો મોંઘાં પડે છે !

આ તો એમની બહારની વાત થઈ. પહેલી જ મુલાકાતે હું સમજી ગયો કે, આ માણસ જે કામ હાથ ધરશે તે પાર ઉતાર્યા વિના મૂકે એવો નથીઃ કાં તો કામનો અંત આણશે કે કાં તો પોતાનો અંત લાવશે. એના વિના એને જંપ નહિ વળે. આ હું તરત જ સમજી ગયો. આજે એમને વિષે કંઈ પણ કહેવું એ ખૂબ સહેલી વાત છે. પણ તે વખતે એમની પરીક્ષા કરવી એ ભારે ચકોર દૃષ્ટિવાળાને જ શક્ય હતું. તે વખતે કોઈ આ પારખી શક્યું નહોતું. મેં આ પરીક્ષા કરી હતી. આ હું અભિમાનથી નથી કહેતો, પણ આ તો આપણે ઘરનાં માણસો ભેગાં થયાં છીએ એટલે કહું છું. બહાર હોત તો હું ન બોલત. વળી એમનામાં તે વખતે બીજી પણ એક શક્તિ માલૂમ પડી, અને તે માણસોને આકર્ષવાની. આ આકર્ષણનું કારણ આ હતુંઃ એ માણસ બિલકુલ પ્રામાણિક હતો. એના જેવી એકાગ્રતા, દૃઢતા, પ્રામાણિકતા અને નિચારવત્તાવાળો માણસ મેં પહેલાં જોયો નહોતો. મેં મોટા પુરુષો અનેક જોયા હતા, છતાં એમના જેવો માણસ, એમના જેવી શક્તિ મેં ક્યાંય જોયાં નહોતાં. તે વખતના ઘણા મોટા મોટા આગેવાનોએ હિંદની ગરીબાઈ ઉપર મોટાં મોટાં પુસ્તકો લખ્યાં હતાં, પણ ગરીબાઈ શી ચીજ છે એ કદી જાણ્યું નહોતું. તે લોકોએ સ્વદેશી વિષે મોટાં મોટાં ઉત્તેજક ભાષણો કર્યાં હતાં, પણ સ્વદેશી કપડું કેવું હોય છે એ કદી જોયું નહોતું. આવું બેવડું જીવન મેં આ માણસમાં ન જોયું. એવો દંભ મેં એનામાં ન જોયો.

આ મુલાકાત વખતે જ મેં બાપુને બે વાત કહેલી, તે હજી પણ મને બરાબર યાદ છે. ત્યારે અમે વાત અંગ્રેજીમાં કરતા. હિંદી તો બાપુ આજે બોલતા થયા છે. તે વખતે હું તો કદાચ તૂટીફૂટીય હિન્દી બોલી શકતો, પણ મિ. ગાંધીને હિન્દી નહોતી આવડતી. એટલે મેં તેમને અંગ્રેજીમાં જ કહ્યું હતું : 'When-

ever you think that you are going to do any real piece of work, you can call me.' (જ્યારે તમને લાગે કે કંઈક કરવા જેવું કામ છે, ત્યારે તમે મને જરૂર બોલાવી શકો છો.) બીજી પણ એક વાત મેં એમને કહી હતી. અને તે આ હતીઃ તમારા આફ્રિકાના કાર્ય માટે જેમણે જેમણે તમારી પ્રશંસા કરી છે, તેમાંના એક પણ આદમી તમને અહીં કામમાં મદદ નહિ કરે. તમે ઓળખતા પણ નહિ હો, એવા જ બધા માણસો તમારી પાસે ભેગા થશે, અને તેઓ જ તમારા કામમાં પડશે. પેલાઓમાંનો એક પણ નહિ આવે.

આ બંને વચનો કેટલાં ખરાં પડ્યાં છે એ તો તમે નજરે જુઓ જ છો.

આમ પહેલી જ મુલાકાતે મેં એમને મારી જાત સોંપી હતી. પણ એ ઉપરથી એવું નહિ માનશો કે મને બાપુ પસંદ છે—મને એમની બધી વાતો માન્ય છે—લગારે નહિ. બાપુ આવ્યા ત્યારથી સંયમની વાતો કરે છે. મારામાં સંયમ બિલકુલ છે જ નહિ. મને ચા આપો તોયે પી જઈશ અને દૂધ આપશો તોયે પી જઈશ. મને તમે મોટા પલંગ ઉપર સુવાડશો તોયે સૂઈ જઈશ—પછી ઊંઘ આવે કે ન આવે. આમ અમારી બેની વચ્ચે કશો જ મેળ નથી—મારા જેવો વિદ્રોહી અનુયાયી ગાંધીનો બીજો એકે નહિ હોય. આમ છતાં મેં એમની આગેવાની સ્વીકારી એનું કારણ તમને કહું છું.

દુનિયામાં બે પ્રકારના—કહોને ત્રણ પ્રકારના—માણસો હોય છે. એક પ્રકાર પોતાની મોટાઈ અને શક્તિ સમજી શકે એવા માણસોનો છે. તેમનામાં બીજાને દોરવાનીયે શક્તિ હોય છે. બીજો પ્રકાર એવા માણસોનો કે જે પોતામાં દોરવાની શક્તિ નથી, પોતે અનુયાયી થવાને જ સરજાયેલા છે એમ સમજે છે.

તેથી એ માણસો બીજાની મોટાઈ અને શક્તિ સમજી અને સ્વીકારી શકે છે, અને સ્વીકારી લે છે. ત્રીજા પ્રકારના લોકો એવા હોય છે કે જેમનામાં મોટાઈ કે શક્તિ હોતી નથી, અને બીજાની મોટાઈ કે શક્તિ સમજી કે સ્વીકારી શકતા નથી. એ લોકો કશું કરી જ શકતા નથી; એમની સ્થિતિ ત્રિશંકુ જેવી વિચિત્ર હોય છે. આપણામાં ગુરુ વિનાના માણસોને નગુરા કહે છે. આ લોકો પણ નગુરા હોય છે. એઓ કદી કશું કાર્ય નહિ કરી શકે. પહેલા પ્રકારના માણસો પોતાના ગુરુ બને છે. બીજા પ્રકારના બીજાને ગુરુ કરી લે છે, એટલે તેઓ જગતમાં કામ કરી શકે છે. મેં મારે પોતાને માટે એટલું નક્કી કર્યું હતું કે દેશનો ભાર હું પોતે ઉપાડી શકું તેમ નથી. મારામાં આગેવાન થવાની શક્તિ નથી, એટલે મારે કોઈ આગેવાન શોધી કાઢવો જ રહ્યો. મારે કોઈના હાથ નીચે કામ કરવું જોઈએ. તો જ મારી અલ્પશક્તિ પણ ઉપયોગી થાય, નહિ તો એ વેડફાઈ જાય. મેં આ માણસમાં આગેવાન થવાની શક્તિ જોઈ: એ માણસ કામ કરશે, જે કામ હાથ ધરે તેને પૂરું પાડ્યા વિના ન મૂકે, એવી મારી ખાતરી થઈ ગઈ, એટલે મેં એમને મારા આગેવાન તરીકે સ્વીકાર્યા.

આજે તો આગેવાનો વધી ગયા છે અને અનુયાયીઓ થોડા છે. વળી આજે તો જે ઊઠ્યો તે આખા દેશનો આગેવાન થઈ જાય છે; જન્મે છે ત્યારથી જ દેશના આગેવાન બની જાય છે. આવું ત્યારે ન હતું. વલ્લભભાઈ પટેલને '૨૮ સુધી હિન્દુસ્તાનમાં કોઈ ઓળખતું પણ નહોતું. એઓ બને એટલું કામ ગુજરાતમાં કર્યા કરતા હતા. બારડોલીની લડતે એમને દેશભરમાં જાણીતા કર્યા. ૧૯૨૯માં કલકત્તામાં મહાસભા મળી ત્યારે અમે બન્ને જણ મહાસભા જોવા ગયા હતા. એક દિવસ અમે મંડપમાં દાખલ થવા ગયા ત્યાં સ્વયંસેવકે વલ્લભભાઈને રોક્યા. એમની પાસે ટિકિટ નહોતી. મારી પાસે તો હતી. પણ પછી અમે બંનેએ અંદર જવાનું

માંડી વાળ્યું. એ મહાસભામાં બારડોલીના વિજય માટે તેના સરદારને અભિનંદન આપવાનો ઠરાવ મારી સૂચનાથી રજૂ થયો અને પસાર પણ થયો. પણ તે વખતે પણ લોકો વલ્લભભાઈને ઓળખતા નહોતા. એટલે તેમણે માગણી કરી કે, અમને એ માણસને તો જોવા દો, જેને અમે અભિનંદન આપીએ છીએ. આખરે વલ્લભભાઈને ઊભા કરવા પડ્યા. આવા તે વખતના નેતા. આજે ગુજરાતનો આગેવાન પણ આખા દેશનો આગેવાન, અને બંગાળનો આગેવાન પણ આખા દેશનો આગેવાન. સૌને લેખો અને મુલાકાતની હોંશ. હું મહાસભાનો મંત્રી છું, પણ હું છાપાંને મુલાકાત આપતો નથી, જાહેરનામાં બહાર પાડતો નથી. પણ ઘણા 'છોટા મંત્રો' ઢગલામોઢે મુલાકાતો આપો છે અને લેખો લખે છે. આમ આજે દોરાનાર કરતાં દોરનાર વધી પડ્યા છે.

કેટલાક વિદ્યાર્થીઓએ મને પૂછ્યું કે, તમે હિંસામાં માનનારા અને ગાંધી અહિંસામાં માનનારા; ગાંધી બ્રિટિશ રાજ્યમાં શ્રદ્ધાવાળા અને તમે તેનો ઉચ્છેદ કરનારા. તમે શી રીતે એમની આગેવાની સ્વીકારી? મારો જવાબ હું શો આપતો તે તમને કહેવા જેવો છે. મેં કહ્યું: 'મેં આ માણસમાં એક શક્તિ જોઈ છે. અને તે કાં તો કામનો અંત લાવશે, કાં તો પોતાનો. એટલે મેં એમને સ્વીકાર્યા. વળી એમનામાં સચ્ચાઈ છે. આજે ભલે એ અહિંસા અહિંસા કરતો, પણ જે ઘડીએ એને સમજાશે કે અહિંસાથી કાંઈ વળે એમ નથી તે ઘડીએ એ હિંસાત્મક માર્ગે જેટલી ઉગ્રતાથી લડશે એટલી ઉગ્રતાથી બીજો કોઈ નહિ લડે. આજે બ્રિટિશ રાજ્યને કલ્યાણકારી માને છે, પણ જે ઘડીએ એની ખાતરી થશે કે બ્રિટિશ રાજ્ય હિંદના લાભમાં નથી તે ઘડીએ એ જેટલી ઉગ્રતાથી એની સામે થશે એટલી ઉગ્રતાથી બીજો કોઈ નહિ લડે. આ એક જ વસ્તુએ મને એમના પ્રત્યે આકર્ષ્યો છે. અને એટલે જ હું એની સાથે જોડાયો

છું.' અને આ વસ્તુ સાચી છે. હિંસાની બાબતમાં તો હવે મારી ખાતરી થઈ ગઈ છે કે, એને અહિંસામાંથી ચળાવવો અશક્ય વસ્તુ છે. પણ એને જે ઘડીએ લાગ્યું કે બ્રિટિશરાજ્ય હિંદના કલ્યાણમાં નથી તે જ ઘડીએ એણે તિલક સુધ્ધાં કોઈએ ન વાપરેલાં એવાં આકરાં વિશેષણ એણે તેને વિશે વાપર્યાં. એણે એને શયતાની રાજ્ય કહ્યું. અને તે એવા જોરથી કે આખો દેશ શયતાની કહેવા લાગ્યો. આજે નાનાં બાળકો પણ શયતાની સરકાર કહે છે. છતાં કોઈ તેમને પકડી લઈ જતું નથી.

એના જેવો કામ દેવાવાળો અને લેવાવાળો કોઈ મેં હજુ જોયો નથી. એક સમાજવાદી મિત્રે મને પૂછ્યું કે, તમે સમાજવાદીઓના દલમાં કેમ નથી જોડાતા? મેં કહ્યું, હું તો તૈયાર જ છું, પણ મને આ માણસમાં જેવી શક્તિ દેખાય છે એવી શક્તિ તમારામાં દેખાતી નથી, અને મારે તો કામ કરવું છે. મારામાં આગેવાન થવાની શક્તિ નથી એટલે મેં એની આગેવાની સ્વીકારી છે. જે ઘડીએ મને તમારામાં શક્તિ જણાશે તે ઘડીએ હું આવ્યો જ સમજજો, અથવા એમાં ગયા પછી જો સમાજવાદીઓમાં શક્તિ આવશે તો મારી બુદ્ધિ તેમની સેવામાં હાજર જ છે. અમે તો વકીલ છીએ; અમે તો બન્ને પક્ષે દલીલ કરી શકીએ. જ્યારે જે કેસ હાથમાં હોય એના લાભનું બોલવાના, તેને સાચો કરી બતાવવાના: બુદ્ધિ તો ગમે તેવી દલીલો શોધી આપે.

પણ આજે તો એના જેવો માણસ મને કોઈ જણાતો નથી. એ માણસ ઝીણા ઝીણા કામમાં પણ પોતાનો પ્રાણ હોમવા તૈયાર થાય છે. એની માફક માથું હથેળીમાં લઈને ખેલનારો મેં કોઈ જોયો નથી. પોતાનો પ્રાણ જોખમમાં નાખતાં એને એવું કદી થતું નથી કે હું ભારે ભોગ આપી રહ્યો છું; અથવા મારા જવાથી દુનિયામાં ભારે ખોટ પડી જવાની છે. વળી એ ઝીણા ઝીણા કામમાં પણ મોટાં મોટાં કામો સમાયેલાં જોઈ શકે છે.

એ જાજરૂ સાફ કરે છે, અને માને છે કે હું દેશનો ઉદ્ધાર કરું છું. એ હરિજનકાર્ય કરે છે, અને માને છે કે હું દેશનો ઉદ્ધાર કરું છું. જેને કેટલાક old dame's work એટલે બુઢ્ઢી ડોસીનું કામ કહે છે તે રેંટિયામાં પણ એ દેશનો ઉદ્ધાર જુએ છે. કોઈ પણ નાનું કામ એને નાનું લાગતું નથી: એમાં એને સ્વરાજ્યનાં દર્શન થાય છે. આપણે આત્મામાં પરમાત્માનાં દર્શન કરવા કહીએ છીએ, તેવું જ આ છે. અને આને લીધે એની સાથે કોઈ હરીફાઈ કરી શકતું નથી. મને તો લાગે છે કે, એની ફિલસૂફીનું એક મહત્ત્વનું અંગ એ [redacted] કે એણે ક્યાંય હરીફાઈને અવકાશ જ રાખ્યો નથી. તમે એક બંદૂક રાખો તો સામો બે રાખશે, પણ તમે અહિંસક જ બની જાઓ, બંદૂક જ ન રાખો તો પેલો શું કરે? મિલની સાથે તમે હરીફાઈ કરો તો તમારે ઝડપ, કિંમત બધાનો વિચાર કરવો પડે; પણ એ તો કહે છે કે મિલોનું કાપડ જ મારે જોઈતું નથી. પછી હરીફાઈ ક્યાં રહી!

દુનિયામાં જે મહાપુરુષો આજ લગી થઈ ગયા છે તે બધા આની પેઠે નાનાં નાનાં કામોમાં જ મોટાં કામો જોનારા હતા. ક્રાઈસ્ટ કોણ હતો? સુથાર હતો. મહમદ જુઓ. લોકોનાં નાનાં કામમાં મોટાં કામો સમાઈ જાય છે. મોટામાં નાનાં સમાતાં નથી. મોટાં કામ કરવાં સહેલાં છે, નાનાં કામ કરવાં સહેલાં નથી.

આજે તો એના સિવાય બીજે ક્યાંય મને શક્તિ દેખાતી નથી. જ્યારે દેખાશે ત્યારે વાત. ભલે ને એમની શક્તિ અધૂરી હોય, પણ તેથી એ છોડી દેવાય એમ નથી. મારી ઝૂંપડી ગમે તેવી હોય તોયે મહેલને લોભે હું કેમ છોડી શકું? જ્યાં સુધી મહેલ તૈયાર થયો નથી ત્યાં સુધી મારાથી ઝૂંપડી ન જ છોડાય. જો છોડું તો ઝૂંપડી તો જાય જ અને મહેલ મળે નહિ. આવી બેવકૂફી મારે નથી કરવી.

ઑક્ટોબર, ૧૯૩૬

# વિષયસૂચિ


કબર ૧૭૩
તો ૯૦
જન્ટા ૧૨૩
ધિકાર ૫૫
ધકારી માનસ ૧૧૭
તિકારનો નિયમ ૧૦૭
" આધ્યાત્મિક ૧૧૪
ર્જુન ૧૮,૩૨
લેકઝાન્ડર ૧૭૩
ાજ–આત્માનો;વાસનાનો૭૫–૭૬
હંકાર ૧૭૮
ાધારણ આદર્શ ૨૧૧
મહમદશાહ ૧૭૩
હિંસક યુદ્ધ ૧૦૩
હિંસા ૧૩૬
ઇન્સ્ટાઇન ૨૦૩
ત્મશુદ્ધિ ૧૨૮, ૧૩૦
ધ્યાત્મિકતા ૨૪૧, ૨૪૯
નન્દ, સ્વામી, ૩૪૮, ૩૫૦
બેસીનિયા ૨૩૪
ર્યસમાજીઓ ૩૩૩
ી ૧૧૯, ૨૩૪, ૩૫૬
બહેન ૩૧૧
૧૧૨, ૧૬૬, ૩૬૧, ૩૬૮,
૩૭૧, ૩૭૫, ૩૭૮, ૩૯૯
ત્સવ–શિવાજીનો; ગણપતિનો ૩૧૩
ન્ડ્રુઝ, સી.એફ. ૩૩૯, ૩૮૦, ૩૮૦

ઔરંગઝેબ ૩૬૧
અંગ્રેજ મજૂર પક્ષ ૨૨૯
કરાર–ઓટાવા–લૅંકેશાયર–જાપાન ૨૬૪
કર્મજિજ્ઞાસા ૩૫
કર્મમાર્ગ ૧૭, ૨૬
કર્મ સાચું ૩૫,
કાકા કાલેલકર ૩૪૯, ૩૫૧, ૩૫૭, ૩૯૩.
કાયદો–પ્રેમનો, ૧૩૦;–ફોજદારી, ૯૮;
–મુલકી, ૯૯:–સુધારાની સનાતન
પ્રક્રિયાનો, ૧૦૦.
કુરુક્ષેત્ર ૧૮, ૩૩
કૃપાલાની–આચાર્ય, ૩૯૧
" ના પિતા ૩૪૨ થી ૩૪૭
કૃષ્ણ ૧૭, ૧૮, ૩૧, ૩૨, ૩૪
કેળવણી ૩૨૪
ક્રાંતિ–રચનાત્મક, ૧૪૫, ૧૫૩, ૧૬૧;
–નો ઉત્તર પક્ષ; ૧૭૦,–નો પૂર્વપક્ષ;
૧૬૯;–ની કારણમીમાંસા, ૧૭૫;
અમેરિકાની, ૧૭૨; ફ્રાન્સની ૧૭૨
રશિયાની, ૧૭૨;–વાદીઓ ૩૮.
ક્રોપોટકિન ૧૨૬, ૩૭૭
ક્રોમવેલ ૩૩૯, ૩૪૦
ખિલાફત ૧૫૬
ખેડા ૧૦૨
ગાંધીજી ૯, ૧૦૨, ૧૨૭,
૧૩૩, ૧૬૫, ૨૧૫, ૩૧૨,
૩૨૭, ૩૪૦, ૩૪૮, ૩૬૫,–

૩૭૫, ૩૭૯, ૩૮૩, ૩૮૫, ૩૮૬, ૩૮૯, ૩૯૬, ૩૯૭
—નું આફ્રિકાનું કાર્ય ૩૬૫
—શાંતિનિકેતનમાં ૩૯૨, ૩૯૩
ગાંધી, મગનલાલ, ૩૩૬
ગિદવાણી, આચાર્ય, ૩૧૫; ૩૪૯
ગીતા—અને અધિકાર ૧૪. એક અધ્યાત્મ શાસ્ત્ર, ૩૮-૪૦; અને અનાસક્તિ ૪૧, આંતરિક શાંતિ; ૧૦. નો ઇરાદો, ૨. અને કૌટિલ્યનીતિ ૬;-માં ગુરુશિષ્ય ૨૮. પર ટીકાઓ પ્રાચીન ૪; ૫. પર ટીકાઓ ૫; ૬. નું દર્શન ૩૫. નીતિશાસ્ત્રનું પુસ્તક ૩૭. પારમાર્થિક સત્ય ૧૩. અને ભક્તિ ૧૦. સોશિયો સામાજિક વ્યવહારને ૬. ના લેખક ૨૬. અને લોકસંગ્રહ ૮; ૧૦. અને સાક્ષાત્કાર ૧૪, ૧૮, ૨૭. ને સંવાદ ૩૩.
ગુજરાત વિદ્યાપીઠ ૩૦૬
ગુણો ૪૧
ત્રિગુણ ૩૩
દુર્ગુણો. ૫૫
ગુરુની આવશ્યકતા ૧૮
ગુરુવાદ ૭૭
ગોખલે ૩૦૫
ગ્રામીણ દેવાદારી ૨૧૦
ગ્રીક લોકો ૨૦, ૩૨૮
ચળવળ—અસહકારની ૩૨૪. ખિલાફતની ૨૮૯ હોમરૂલની ૩૨૪.
ચિત્તશુદ્ધિ ૧૦૧
ચંગીઝખાન ૧૭૩
ચંપારણ્ય ૧૦૨
જકાતી રક્ષણનીતિ ૧૨૮
જહાલ મવાલ ૧૯૭
જીવન—આધ્યાત્મિક ૪૩, ૪૬. માનસિક ૪૨. શારીરિક ૪૨, ૪૪. સામુદાયિક ૫૮. સૂક્ષ્મ ૪૪.
જીવાત્મા-મુક્તાત્મા, બદ્ધાત્મા ૨૯,૩૦
જુવાન ઇટલી ૩૫૭
„ યુરોપ ૩૫૯
જૂની નીતિવ્યવસ્થા ૨૯
જ્ઞાનના પ્રકાર ૨૦
જ્યૉર્જ વોરિંગ્ટન ૩૩૯
ટાગોર, રવીન્દ્રનાથ,૧૨૩, ૩૨૭,૩૩૩.
ટિળક, લોક૦, ૩૦૫,૩૨૭,૩૬૨,૩૬૩.
ટૉલ્સ્ટૉય ૧૨૬
ટૉન કિવકઝોટ ૨૩૬
તપશ્ચર્યા-દૈવી—આસુરી ૫૪
તૈમુરખાન ૧૭૩
દક્ષિણ આફ્રિકા ૧૦૨
દારૂનિષેધ ૧૨૮
દુર્યોધન ૩૧
દેસાઈ, મહાદેવ, ૩૪૮
ધર્મ; ૨૧, ૩૮. આપેક્ષિક અને શુદ્ધ ૩૯. સ્વધર્મ ૪૧.
ધર્મગ્રંથો-ઉપનિષદ ૨૭. કુરાન ૨૭. બાઇબલ ૨૭. વેદ ૨૭. સનાતન ૧૭.
ધાર્મિક આદર્શો ૧૯
નરહરિ પરીખ ૩૯૧
નાનાભાઇ ૩૦૨
ન્યૂટન ૨૦૩

પિયરસન ૩૭૭
પ્રકૃતિ ૪૧;—સ્ત્રીની ૫૭.
પ્રવૃત્તિઓ—મજૂરસંઘની ૧૪૭
ખેડૂતસંઘની ૧૪૭. ગ્રામોદ્યોગની ૧૪૭. મજૂરમહાજનોની ૧૮૬:
પ્રહલાદ ૫૪
પ્લેબિયનો ૧૭૧
ફેરગ્યૂસન કોલેજ ૩૪૯
ફિરોજશા ૩૧૭
ફેરિંગ્ડન, લૉર્ડ, ૨૧૦
ફોક્સ ૩૩૯
બર્ક ૩૩૯
બાળકછેર ૬૪
બુદ્ધ ૪૦, ૩૬૧; ૩૦૫; ૩૭૯
બિસન્ટ, એની, ૩૨૪
બોઝ, જગદીશચંદ્ર, ૧૨૩
બોલ્શેવિઝમ ૧૧૯
બંકિમચંદ્ર ૧૨૩
બંગભંગ ૩૨૪
બ્રિટિશ પાર્લામેન્ટ ૨૨૮
ભદ્રલોકો (બુર્ઝ્વા) ૧૬૫
—ની ક્રાંતિઓ ૧૭૧
મસાણી ૨૨૭, ૨૨૮
મહમદ ૩૭૧
મહાભારત ૩૧
મહાભિનિષ્ક્રમણ ૪૦
મહાસભા, રાષ્ટ્રીય, ૧૫૫, ૧૫૬, ૨૯૪
" સમાજવાદી પક્ષ ૨૫૬
માનવસંસ્કૃતિનું વિષમચિત્ર ૮૩,
માર્ક્સ, કાર્લ, ૧૩૧, ૧૬૩, ૨૦૪
—ની ઐતિહાસિક પદ્ધતિ ૨૦
માર્ગ—કર્મનો ૧૭, ૨
—ભક્તિનો ૧૭, ૨
મિલ્કતજપ્તી ૨૨૦, ૨૨૨
મિલ્ટન ૩૩૯, ૩૪
મીરાં ૪
મૂડીવાદી વ્યવસ્થા ૨૮
મેકડોનલ્ડ ૨૨
મેકાલે ૩૨
મેઝિની ૩૩૯, ૩૫૬ થી ૩૬૦
મોગલો ૩૩૦
યજ્ઞભાવના ૨૧, ૨૨
યુધિષ્ઠિર ૩૧
યુદ્ધનિષેધ ૧૧૮
રચનાત્મક કાર્યક્રમ ૧૯૯, ૨૧૦, ૩૮૭
રવિવર્મા ૧૨૩,
રશિયા ૧૧૯, ૨૩૧
રાજગોપાલાચાર્ય ૩૮૭
રાજેન્દ્રબાબુ ૩૮૭
રાજ્યતંત્ર ૬૬
રામકૃષ્ણ પરમહંસ ૩૯, ૪૦, ૫૮, ૧૨૩
રાય ડૉ. પી. સી, ૩૫૨થી૩૫૫, ૩૭૯
રૉય, એમ. એન., ૨૪૨
રાવણ ૫૪
રાષ્ટ્રીય દેવું ૨૧૪
રોમન લોકો ૩૨૮
લાલાજી ૩૬૬
લેનિન ૧૩૧, ૨૦૪, ૨૮૬
વર્ગવિગ્રહ ૨૨૦, ૨૨૨, ૩૮૬
વર્ણવ્યવસ્થા ૨૧, ૨૪

વલ્લભભાઈ, સરદાર, ૩૮૭, ૩૯૬
વાદ–અદ્વૈતવાદ ૧૭, ૨૬, ૩૬, ૩૭૫. અરાજકવાદ ૧૨૬. અવતારવાદ ૨૮, કર્મસંન્યાસવાદ ૩૬. જડવાદ ૩૭. દ્વૈતવાદ ૧૭, ૨૬. ભક્તિવાદ ૩૬. માયાવાદ ૩૫. યંત્રોદ્યોગવાદ ૨૬૦.
વિનીતદળ ૨૨૭
વિનીત–નીતિ ૧૨૫
વિનીત–અંગ્રેજપક્ષ ૧૨૫
વિપ્લવો–ભૂતકાળના ૨૨૧
વિવેક ૭૪
વિવેકાનંદ ૧૨૩.
વ્યવહાર–વૈયક્તિક ૮૭, ૮૯. સામુદાયિક ૮૭.

શસ્ત્રયુદ્ધ ૧૪૪
શાસ્ત્ર ૨૧
શાસ્ત્રીય સમાજવાદી ૨૧૨, ૨૩૦
શાંતિ–ત્રણ પ્રકારની ૩૨૧
શાંતિનિકેતન ૩૭૦, ૩૯૨, ૨૯૩
શિવાજી ૧૭૪
શંકરાચાર્ય ૩૭૫
સત્યો—આધ્યાત્મિક ૨૦. મર્યાદિત ૨૦, વ્યાવહારિક ૧૫. સનાતન ૧૫, ૧૭.
સત્યાગ્રહનો સિદ્ધાન્ત ૧૦૫, ૧૧૨, ૧૧૫, ૧૧૮, ૧૩૭ ૧૩૯,૧૪૧
સત્યાગ્રહનો પ્રયોગ ૧૪૧
સમષ્ટિનું હિત ૭૮
સમાજવાદ ૧૯૦
સામુદાયિક જીવન ૮૫
સામ્યવાદ ૧૧૯, ૧૩૯
સિથિયન ૩૬૧
સીઝર ૩૫૮
સુગ્રીવ ૫૪
સંક્રાન્તિ ૧૪૬
સંસ્થા–કુટુંબની ૯૨. કોમી ૨૯૪. ધર્મની ૯૫ લગ્નની ૯૩. સામાજિક ૧૦૧.
સંયમ ૪૭ થી ૫૬
સ્ત્રી–ના અધિકાર ૬૮. અબળા તરીકે ૬૨, ૬૭.—નું આકર્ષણ ૫૯. નું કાર્યક્ષેત્ર ૬૬.–નું ગુપ્તબળ ૬૨.નું ચારિત્ર ૬૩.–નું જગતની યોજનામાં સ્થાન ૬૫.–ની નિર્વિકારિતા ૫૯. –ની પ્રકૃતિ ૫૭. માતા તરીકે ૬૦. –ના રૂપની પૂજા ૬૪.–ની વગોવણી ૫૭. આધુનિકોને હાથે ૬૩.
સ્મિથ, એડમ, ૨૭૩
સ્વતંત્રતા–નિગ્રહહીન ૭૩.–નિરપેક્ષ ૭૪.–સાપેક્ષ ૭૨.

હડતાળ ૨૧૧, ૨૧૨. ઔદ્યોગિક ૧૧૭, ૧૩૯. સર્વમાન્ય ૧૦૯, ૧૩૯, ૧૪૧.
હરિજનપ્રવૃત્તિ ૧૭૪
હિરણ્યકશિપુ ૫૪
હિલચાલો–રાષ્ટ્રીય અને પ્રજાકીય ૨૧૬
હૂણ ૩૬૧
હેમ્પડન ૩૩૯